આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટીંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૧-'૪૭

સને ૧૯૩૪માં શરૂ થયેલી

ગુજરાતમાં બહોળો ફેલાવો પામેલી

**ગૃહલક્ષ્મી ગ્રંથમાળા** — વા. લ. દેશમાં રૂા. ૬–૦, આફ્રિકા રૂા. ૯–૦

**નૂતન ગ્રંથમાળા** — વા. લ. દેશમાં રૂા. ૮–૦, આફ્રિકા રૂા. ૧૨–૦

જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રગટાવ્યું છે.
જેણે રાષ્ટ્રીય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.
જેણે આવતી કાલની સમાજ રચના અને સંસ્કારનું નિરુપણ કર્યું છે.
જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઉચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

**નિયમિતતા અને સુવાચ્ય વાચન એનો મુદ્રાલેખ છે.**

આપ આ ગ્રંથમાળાઓના ગ્રાહક છો? ન હો તો તુરત એક પોસ્ટ કાર્ડ લખી ગ્રાહક થઇ શકાય છે. આફ્રિકા વી. પી થઇ શકતું નથી. જેથી પોસ્ટલ ઓર્ડર મોકલાવી ગ્રાહક નોંધાવી શકાય છે.

## —: કેટલાંક નવાં જ પ્રાણવાન પ્રકાશનો :—

| | | | |
|---|---|---|---|
| ભગવાન ચાણક્ય મંજુ દેસાઇ | ૨–૮ | ક્રાન્તિનાદ દિવ્યાનંદ | ૩–૦ |
| પંકનો દાવાનળ ચંદુભાઇ ભટ્ટ | ૪–૦ | ઇશ્વરનું ખૂન ,, | ૨-૧૨ |
| ભભૂક્તિ જ્વાળા રામુભાઇ અ. | ૪–૦ | યોગીકોણ? ,, | ૧–૮ |
| આશીર્વાદ સેવક ભોજરાજ | ૨–૦ | પ્રીતમની પ્યાસ ,, | ૧–૮ |
| રજની ચિરંતન | ૪–૦ | પ્રયાણ ઇંદ્ર વસાવડા | ૩–૮ |
| ત્રણ પાંખડી નિરુ દેસાઇ | ૩–૦ | ચંદ્રા ,, | ૩–૦ |
| નિશિગંધા સત્યમ્ | ૨–૮ | આમીઅમ રામરાય મુનશી | ૩–૮ |
| પ્રેમળ જ્યોત મુરલી ઠાકુર | ૨–૮ | સ્વાધ્યાય ડૉ. હરિપ્રસાદ | ૧–૮ |
| રાજવિરાજદેવ મનસંકર ત્રિપાઠી | ૪–૦ | રાજલક્ષ્મી પ્રહ્લાદજી | ૪–૦ |
| જીવનસાથી ડુંગરસી સંપટ | ૨–૮ | શ્રીદેવી બંકિમચંદ્ર | ૩–૮ |
| રૂપાં કૃષ્ણલાલ શાહ | ૨–૮ | કુંદન ,, | ૩–૮ |
| ત્રણ હૈયાં ,, | ૨–૮ | સોહાગણ રમાકાન્ત ગૌતમ | ૪–૦ |

— લખો : —

**નવચેતન સાહિત્ય મંદિર** ૨૪૫૬ ભદ્ર અમદાવાદ

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

માહ સં. ૨૦૦૩ ] જાન્યુઆરી-૪૭ [ વર્ષ • ૨૬ અંક • ૪


## વલ્લભ વિદ્યાનગર

**શ્રી. ભીખાભાઈ કુ. પટેલ**

આપણો દેશ ગામડાંનો મુલક છે એટલે સાચી દેશસેવાનું રહસ્ય ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓમાં રહેલું છે. ચરોતર ગ્રામોદ્ધાર મંડળ આ સિદ્ધ કરવાનો પ્રયાસ કરી રહ્યું છે. ચરોતરનાં ગામોમાં બહારનાં અને અંદરનાં તત્ત્વોની નવરચના કરી નવજીવન પ્રગટાવવું એ આપણો મનોરથ છે. સ્વચ્છ અને સુઘડ ઘરો, વિશાળ રસ્તા, હરવા ફરવા તથા આનંદ ગમ્મત માટે સુશોભિત બાગબગીચા અને ખુલ્લાં મેદાન વગેરે સામગ્રી સર્જાય તથા પાણીના નળ, ગટરો, વિજળી, ગ્રામોદ્યોગોનો વિકાસ, વગેરે દ્વારા ગામડાંનાં કેવળ બાહ્ય રૂપરંગ ફેરાય એટલાથી સંતોષ માનવાનો નથી. આપણે તો ગામડાંની અંદર જે લોકજીવન આત્મારૂપે ધબકી રહ્યું છે તેને પણ સમુન્નત કરવા કમર કસી છે.

પ્રત્યેક ગામ કે ગામોનો સમૂહ સ્વસંપૂર્ણ બને અને પરાધીન ન રહે એમાં સમસ્ત દેશના સ્વાતંત્ર્યનું રહસ્ય છે, એ દૃષ્ટિબિંદુ આપણી સઘળી પ્રવૃત્તિઓના મૂળમાં છે.

જીવનની જરૂરિયાતોની અને તેટલી વસ્તુઓ અહીંજ ઉત્પન્ન થાય અને તે લોકોને વ્યાજબી ભાવે મળે; બુદ્ધિમાન, વિદ્વાન અને ભાવનાશીલ માણસોનો પ્રવાહ જે અત્યારે શહેરો તરફ વહ્યા કરે છે તે બદલાય અને શહેરોનો પ્રવાહ ગામડાં તરફ વળે; અને ગ્રામજીવન રસવાળું અને આકર્ષક બને એવું સંસ્કારધામ "વલ્લભ વિદ્યાનગર"માં સર્જવાનો મનોરથ છે.

## વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય

આ મહાવિદ્યાલય જુન માસથી શરૂ થશે. તેમાં પ્રથમ વર્ષથીજ બી એ., બી. એસસી. સુધીના વર્ગોનું શિક્ષણ આપવામાં આવશે. યુનિવર્સિટીને આ સંસ્થા માન્ય કરવા માટે અરજી કરવામાં આવેલી તેના પરીણામે સાયન્સ અને આર્ટસની તપાસ સમિતિઓ આવી ગઈ છે. અહીંની અનેક પ્રવૃત્તિઓ નિહાળી તેમને ઘણોજ સંતોષ થયો છે

આ મહાવિદ્યાલયની અમારી કલ્પના જુદીજ છે. તે માત્ર પોપટિયું જ્ઞાન આપનારી કોલેજ નહિ, પણ જનતાના જીવનનું અંગ બની તેની સાથે ઓતપ્રોત થઈ જાય એવું એનુ સ્વરૂપ અમે કલ્પ્યું છે. ઉચ્ચ પ્રકારના શિક્ષણ ઉપરાન્ત સંશોધન અને અભ્યાસ માટે વિશાળ પુસ્તકાલય તથા સમૃદ્ધ સંગ્રહસ્થાન અહીં ઊભાં કરવાની અમારી અભિલાષા છે. દરેક વિદ્યાર્થીને રહેવા માટે અલાયદી સ્વચ્છતા અને સુઘડતાભરી સગવડ આપવી, અભ્યાસ મંડળો રચવાં, વિદ્યાર્થીઓના નાના નાના સમુહોને એક એક અધ્યાપકના માર્ગદર્શન નીચે રાખવા, વગેરે અનેક નવી બાબતો આ યોજનામાં છે. આ ઉપરાન્ત આ પ્રદેશના તથા બહારના વિદ્વાનો અને વિજ્ઞાનશાસ્ત્રીઓનો જ્ઞાન, અનુભવ અને વિવેચનનો લાભ અહીંના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોનેજ નહિ, જનતાને પણ નિયમિત રીતે મળતો રહે એ હેતુથી નિમંત્રિત અધ્યાપકોની યોજના છે. બહારના સુપ્રસિદ્ધ વિદ્વાનોના સંપર્કથી આ સ્થાન જરા પણ વંચિત ન રહે એ આ યોજનાનો આશય છે. મન અને બુદ્ધિના વિકાસ સાથે શારીરિક વિકાસની સંપૂર્ણ યોજના કરવામાં આવી છે. આધુનિક સાધનોથી સંપન્ન એક વિશાળ વ્યાયામશાળા માટે ૫૦ વિઘાં જમીન અલગ રાખી છે. તેમાં બધીજ રમતગમતો અને વ્યાયામની પ્રવૃત્તિઓ નિષ્ણાતો રોકીને કરવામાં આવશે. લશ્કરી તાલીમ પણ આપવાની અમારી અભિલાષા છે. અહીંનો વિદ્યાર્થી શરીર, મન અને બુદ્ધિનું આરોગ્ય મેળવી પોતાને તથા દેશને ઉપયોગી નીવડે એ અમારૂં ધ્યેય છે.

ગમે તે કારણે, ખાસ કરીને ઉચ્ચ શિક્ષણની દિશામાં કન્યાકેળવણીની પ્રગતિ આપણા પ્રદેશમાં જરા મંદ દેખાય છે. આ મંદતાનાં કારણો શોધી તેને દૂર કરવાનાં છે. તે માટે સગવડ, સંભાળ અને સલામતીવાળું એક કન્યા છાત્રાલય અમે બાંધી રહ્યા છીએ. તેની દેખભાળ એક સુશિક્ષિત અને સંસ્કારી અધ્યાપિકાને હસ્તક રહેશે. સર્વ પ્રકારનું શિક્ષણ વિદ્યાર્થીઓ

જેટલું જ વિદ્યાર્થીનીઓને પણ સુવાળા બનાવવું એ આશય અમે રાખ્યો છે અને તે માટે જોઈતી બધી જ સામગ્રી એકઠી કરવા પ્રયત્ન કરી રહ્યા છીએ.

આ બધા માટે કામ કરનાર માણસો અને સાધનો ઉત્તમ પ્રકારનાં મેળવવા પ્રયત્ન કરી રહ્યા છીએ. મોંઘી દેખાતી પણ સારી ચીજ પરીણામે સોંઘી પડે છે એમ અમે માનીએ છીએ. એટલેજ અધ્યાપકો નિશ્ચિંત કૌટુમ્બિક જીવન ગાળી શકે તે માટે તેમને ઠીક ઠીક પગાર આપવાની યોજના કરી છે. આ યોજનામાં ખર્ચ તો કોઈને ચોકાવે તેવો થાય એ સ્વાભાવિક છે. પણ અમારે મન શિક્ષણ એ કંઈ વેપારધંધો નથી. અમને તો સંતોષ છે કે જેટલો ખર્ચ થશે તેટલો જનતાના સાચા વિકાસમાં થશે અને એ ખર્ચ વડે તથા કાર્યકરોના શ્રમથી પુરાયેલા પાયા ઉપર ભાવિ પ્રજાના જીવનની ઇમારત દ્રઢતાથી ઊભી રહેશે.

શિક્ષણની પ્રવૃત્તિઓમાં કોઈપણ વિદ્યાર્થીને મારી નરીકે રાખવામાં આવશે નહિ. પણ ઓછા સાધનવાળા વિદ્યાર્થીઓ અવકાશે સંસ્થાની પ્રવૃત્તિઓમાં કામ કરી શી અને બીજું ખર્ચ પણ મેળવી વિદ્યાભ્યાસ કરે અને ડોકું ઊંચું રાખી સમાજમાં ફરે તેવી યોજનાઓ થશે.

સન ૧૯૪૭થી આણંદની ખેતીવાડી સંસ્થાના આશ્રયે ખેતીવાડી કૉલેજ શરૂ થાય છે. તેજ સંસ્થાને અંગે થોડા વખતમાં ઢોરોની સારવારની કૉલેજ પણ ઊભી થશે.

વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલય સન ૧૯૪૭માં અને ઇજનેરી કૉલેજ સન ૧૯૪૮માં શરૂ થશે. એટલે વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને ઉપર જણાવેલાં મહાવિદ્યાલયોમાં દાખલ થવામાં પહેલી પસંદગી મળે એ સ્વાભાવિક છે. સાથે સાથે મેટ્રિક સુધીના અભ્યાસવાળા વિદ્યાર્થીઓ પણ હુન્નરકળા અને ધંધાદારી શિક્ષણ મેળવી શકે તેવા અનેક વર્ગો કહાડવામાં આવશે

અહીં બંધાઈ રહેલા વિદ્યાનગરનું નામ "વલ્લભ વિદ્યાનગર" અને મંડળના પ્રથમ મહાવિદ્યાલયનું નામ "વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય" રાખવામાં આવ્યાં છે. ચરોતરના આ બંને વીર સુપુત્રોનાં નામ મંડળોની પ્રવૃત્તિઓ સાથે જોડાવાથી સંસ્થાઓમાં કામ કરનાર અધ્યાપકો, તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓ અને નગરમાં રહેનાર અને કામ કરનાર અન્ય સ્ત્રીપુરૂષોના આગળ સેવાનું જ્વલંત દ્રષ્ટાંત ખડું રહેશે અને ભવિષ્યની પ્રજા તેમાંથી પ્રેરણા મેળવશે એવી આશા છે.

# આઝાદીના ઓવારેથી

શ્રી. ચિમનભાઇ મુ. અમીન

હિંદુસ્તાન દેશ સેંકડો વર્ષની ગુલામી ભોગવીને આજે સ્વતંત્રતાના કિનારે આવીને ઊભો છે. ગુલામ હિંદુસ્તાન એ આખી દુનીઆમાં હાસ્ય અને દયા પાત્ર દેશ ગણાતો હતો. ચાલીસ કરોડની પ્રજા પાંચ કરોડની વસ્તીવાળા દેશનો ગુલામ હોય તે દુનીઆની નજરે હાસ્યાસ્પદ અને હિંદુસ્તાનને માટે દયાજનક બીના છે. એ વાતનું દેશના કેટલાક જાગૃત આત્માઓને ભાન થયું. તેમણે દેશની આઝાદી મેળવવાનો યજ્ઞ આરંભ્યો. એ યજ્ઞમાં દેશના અનેક સપુતોએ પોતાની શક્તિ પ્રમાણે આહૂતિ આપી. પરીણામે આજે દેશ આઝાદીને ઓવારે આવીને ઊભો છે.

આવતી આઝાદી ભોગવવાનું ભાગ્ય આજના જુવાન વર્ગને મળવાનું છે. એટલે આ વર્ગે એ આઝાદીનો ઉપયોગ કરી દુનીઆના અગ્રગણ્ય દેશોમાં આ દેશની ગણતરી થાય તેમ કરવા માટે શું કરવાની જરૂર છે તે વિચારવું અને તે પ્રમાણે જીવન ઘડવા પ્રયત્ન કરવા એ ખાસ આવશ્યક છે.

આજે ઘણે સ્થળે આપણાં બધાં દુઃખો માટે હાલની સરકારનેજ જવાબદાર ગણવામાં આવે છે. આઝાદીની લડત માટે હાલની સરકાર વિરુદ્ધ લોકલાગણી જગાડવા આ જાતના પ્રચારની જરૂર હતી. પરંતુ આઝાદી મળ્યા પછી આપણે બીજી દિશામાં વિચાર કરવા પડશે અને સત્ય વસ્તુ સમજી તેના ઉપાય શોધવા જોઇશે.

આ રીતનો વિચાર કરતાં આપણને જણાશે કે પરદેશી સરકારનો અંત આવ્યા પછી પણ આપણે સુખી થઇ દેશને આગળ લાવવા હશે તો આપણા જીવનમાં ઘણા મહત્ત્વના સુધારા વધારા કરવા પડશે.

સૌથી પ્રથમ આપણે આપણા સમાજ જીવનને સુધારવું પડશે. આપણાં ઘણાં દુઃખોનું મૂળ આપણા સામાજિક જીવન વિષેના આપણા ભૂલભરેલા ખ્યાલોમાં છે. આપણે વ્યક્તિ સ્વાતંત્ર્યમાં માનીએ છીએ, પરંતુ તે આપણી જાત માટેજ. સમાજના બીજા વર્ગના અવાજ હક્ક આપણે સ્વીકારતા નથી. દાખલા તરીકે, આપણે સ્ત્રીઓ અગર દલિત વર્ગના હકોનો વિચાર કરતા નથી. આઝાદ હિંદમાં આપણું આ વલણ ખતરનાક નીવડશે.

આપણે સ્વચ્છતામાં માનીએ છીએ, પણ તે આપણી જાતનેજ સાફસુફ રાખવામાં. આપણા મહોલ્લા કે ગામની સ્વચ્છતામાં આપણને રસ નથી. પરીણામે, આપણે પ્રજા તરીકે, આપણાં શહેર તથા ગામડાં સ્વચ્છ ને સુંદર બનાવી શક્યા નથી. સામાજિક રીતરિવાજની બાબતમાં આપણે તદ્દન બેપરવા છીએ. આપણે આપણાં માબાપની ઇચ્છા કે શક્તિ વિરુદ્ધ

થયું એવું વર્તીએ છીએ કે જે આપણને ન્યાયી લાગે છે. પરંતુ જ્યારે એવા પ્રસંગોએ સામા પક્ષને ભારે અન્યાય કે બોજો વહોરવાનું થાય એવું વર્તન આપણા કુટુંબ તરફથી થાય છે ત્યારે આપણે "માબાપને ખોટું કેમ લગાડાય?" એ બહાના નીચે થાય તે થવા દઈએ છીએ અનેક બાબતોમાં આપણા કુટુંબના વડીલોને નારાજ કરીએ છીએ, પરંતુ તે પોતાની જાતનાંજ સુખ સગવડનો સવાલ હોય ત્યાં સુધી. એ સિવાય આપણા વડીલો તરફથી ગામના કે જ્ઞાતિના કોઈને અન્યાય થતો હોય ત્યારે આપણે "વડીલોનું માન રાખવા માટે" ચૂપચૂપ બેસી રહીએ છીએ. આ રીતે અંગત સ્વાર્થની બાબત સિવાય આપણી સ્વતંત્રતાની ભાવના જાગૃત નથી.

વ્યક્તિ સ્વાતંત્ર્યની બાબતોમાં આપણા વિચારો અનોખા છે. આપણને ફાવે તેમ બોલવું, ફરવું અને આચરવું એનેજ આપણે સ્વતંત્રતા માનીએ છીએ. બીજી સ્વતંત્ર પ્રજાઓમાં આવું નથી. દાખલા તરીક, ઇંગ્લેંડ જેવા દેશમાં દરેક શહેરીને દેશ પ્રત્યે અમુક ફરજો અદા કરવીજ પડે છે દરેક વિદ્યાર્થીઓ શાળા તથા કૉલેજમાં અમુક ઠરેલા ધોરણે રહેવુંજ પડે છે, અને છતાં ત્યાં બધા પોતાની જાતને સ્વતંત્ર માને છે. વ્યક્તિ તથા સમાજના જીવનનો મેળ સધાય અને વ્યક્તિ તેમજ સમાજનું જીવન ધોરણ ઉચ્ચ થતું જાય, તે માટે આપણે અમુક ધારાધોરણો સ્વેચ્છાપૂર્વક ઘડી તે પાળવા પડશે.

આપણા દેશમાં રહેતા લોકોને અનેક પ્રકારનાં દુઃખો છે. એ બધાં દુઃખોનો અંત દેશને સ્વતંત્રતા મળતાંની સાથેજ આવવાનો નથી. એવું પરિણામ લાવવા માટે તો આપણે આપણા સમાજનાં અમુક રૂઢ થઈ ગયેલાં તત્ત્વો અને આપણી અમુક સંકુચિત માન્યતાઓ સામે લડવું પડશે આ તત્ત્વોની બાદી કરવી અશક્ય છે. ઉઘાડી આંખે ફરનાર દરેકને ડગલેને પગલે આપણે આપણા જીવનવ્યવહારમાં કરવા જોઈતા ફેરફાર સમજાય છે, આપણે ફક્ત તે તરફ દૃષ્ટિજ ઉઘાડવાની છે.

આઝાદીના ઓવારે આવેલા આ દેશના યુવાન વર્ગે હવે આ દિશામાં વિચાર કરવાનું જરૂરી છે. દુનીઆની પ્રગતિમાં આ દેશે બહુ અગત્યનો ફાળો આપવાનો છે. પરંતુ તે ત્યારે શક્ય બનશે કે જ્યારે આઝાદીને શોભાવવા આપણે વ્યક્તિ તેમજ સમાજજીવનનો ઝીણવટથી અભ્યાસ કરતા થઈ જઈશું અને આપણામાં રહેલી ત્રુટિઓનો સામનો કરવા કટિબદ્ધ થઈશું. આ કામના મોટામાં મોટી જવાબદારી આજના યુવકવર્ગની છે. એ જવાબદારીનું ભાન આપણુ સૌને વધારે આપો એવી આપણે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ.

'એ બધી વાત સાચી પણ માગ તરફથી લીધા વિના ન ચાલે.'

'કોઈ પણ રીતે લઈ શકું એમ નથી જ. તમારો લઉં તો બીજાના શા માટે નહિ? એ પદ્ધતિ ય કાઢવી જ છૂટકો.'

૪

'ખૂબ આનંદ થયો. મને ઘણું જ ગમ્યું. ભાઈ, તમારી હિમ્મતને ધન્ય છે. ઠીક કર્યું.'

એક વૃદ્ધ વડીલ આદમીએ મને નવાજ્યો. એ કાકા લગ્ન પહેલાં પણ આવી જ કંઈક સલાહ આપતા અને જો સગા, સંબંધીઓ અને ઓળખીતાઓમાંના ઘરડા માણસોમાંથી આવી સલાહ આપનાર હોય તો એ એક જ વ્યક્તિ મને મળી છે. જ્યારે એમણે જાણ્યું કે ચાંલ્લો પણ કોઈનો ય લીધો નથી ત્યારે તો એમણે મને વધુ નવાજ્યો. વંદન હજો એ ઘરડા પણ જુવાન આત્માને!

૫

'અલ્યા, આટલાં બધાં વર્ષ રાહ જોઈ ત્યારે નાગથી બે-ચાર માસ વધુ રાહ ન જોવાઈ?' મારા એક મિત્રે પૂછ્યું.

'કેમ?'

'તો બંને પક્ષે સગાંવહાલાં આવી શકત ને? અને આ દોડાદોડી ન કરવી પડત.'

'શાથી રાહ ન જોઈ, એ વિષે ખુલાસો કરવો મને યોગ્ય નથી લાગતો. પરંતુ એટલું તો જરૂર કહું કે કોઈ પણ લીધેલું પગલું ખોટું નથી જ. શરમાવા જેવું ય નથી. તો પછી થોડી ઉતાવળ થઈ છે એ સમય, સાધન અને સંજોગો આગળ ગૌણ થઈ જાય છે. અને સગાંવહાલાંમાં તો સૌ કોઈ હાજર હતું. હા! વતનમાં લેવાતાં લગ્ન સમયે જે લહાવ-લશ્કરની ભરતી થાય છે એવી ભરતી નહોતી કરી. કારણ એની જરૂર જ નહોતી. અને દોડાદોડી તો આપ્તજનોને કરવી પડી છે એ બદલ એમની અમે માફી માગી છે. એમની હાજરી અને એમના આશીર્વાદ મળવાથી અમને સંપૂર્ણ સંતોષ છે. લગ્ન એ એક લગ્ન જ હતું, નહિ કે તાન, માન, ખાવું અને પીવું.'

૬

'તમારા સસરાએ શું આપ્યું?' એક આધેડ વયના સંબંધીએ પૂછ્યું.

'કેમ એમ પૂછવું પડ્યું?'

'આ તો અમસ્તુ જ કે લગ્ન સમયે શું શું આપ્યું!' જિજ્ઞાસાવૃત્તિને સંતોષવા એમણે કારણ આપ્યું.

'એમણે એમની કન્યા આપી.' મેં જવાબ આપ્યો.

# પ્રગતિ

શ્રી. સુમનભાઇ ભા. અમીન

સામાન્ય રીતે જોતાં આજે ડગલે ને પગલે દુઃખ, વિટંબણાઓ, નિરાશાઓ અને બુદ્ધિના ગંદા ઝપાટાજ દેખાય છે. છતાં શક્તિશાળી માણસોને કામ કરવા આજે વિશાળ અને વિવિધ ક્ષેત્ર છે. જે માણસ જે પ્રકારની કાર્યશક્તિ કેળવશે તેને પોતાની પ્રકૃતિને અનુકૂળ આજે કાર્ય મળવાનું છે. પછી એ શક્તિ ગમે તો દૈવી કે આસુરી હોય. આ યુગની સુવર્ણ તક જે મનુષ્ય ગુમાવશે એ માનવીની હરોળમાંથી નીકળી જશે. જેને મનુષ્યોચિત જીવન જીવતાં નહિ આવડે તેને પરમેશ્વરજ પાછા બોલાવી લેશે, કારણ, એનું અનંત કામ કરવાજ આપણે બધા આ કર્મભૂમિ ઉપર વિવિધ રૂપે આવ્યા છીએ

આપણી ટુટેવો અને હાજતોમાં જરા સરખા વિક્ષેપ પડતાંજ આપણે ચિડાઇ જઇએ છીએ ને વાતવાતમાં ગુસ્સે થઇએ છીએ. સત્તર વર્ષનો જુવાન જોધ મેટ્રિક જેવી પરીક્ષામાં નપાસ થતાં આપઘાત કરવા યત્ન કરે છે. સંસ્થાનો સિદ્ધ ગણાતો કન્યાનો પિતા પુત્રીની સગાઇ થવામાં જરા સરખી વાર લાગે એટલામાંજ મરવા પડે છે. આટલા આજે આપણે બુઝદિલ અને કાયર બની ગયા છીએ. જીવનની જરુરિયાતની કોઇ ચીજ મેળવતાં જરા મહેનત કે મુશ્કેલી પડે તો આપણે કંટાળી જઇએ છીએ અને આવી રીતે દુઃખને પેદા કરીએ છીએ. આપણે યાદ રાખવું ઘટે કે પૃથ્વીની સમૃદ્ધ પ્રજાઓની સંપત્તિ એ મુશ્કેલીઓનીજ મૂડી છે. ધરતી પર જીવતી બુદ્ધિની તેજસ્વીતા એ મૂંઝવણોનીજ પ્રસૂતિ છે. કપરા કાળની કસોટી વિના જડ કે ચેતન એકેયનો વિકાસ શક્ય નથી. પરંતુ એ કસોટી-કાળમાં જેની કાર્યપ્રણાલિ હૃદય-પ્રધાન અને નિર્મળ હશે તેનું કાર્ય હિતપ્રદ અને અક્ષય હશે; જેની કાર્યપ્રણાલિ કેવળ બુદ્ધિપ્રધાન અને કપટી હશે તેનું કાર્ય અલ્પજીવી અને સ્વાર્થી હશે.

આજે આપણે આત્મા કરતાં શરીરની વધારે માવજત કરીએ છીએ. શરીર ફાલે ત્યારે આનંદીએ છીએ. માટેજ આપણા કામમાંથી આનંદ ચાલી જાય છે અને શરીરની સલામતી માટે આપણે આત્માને દુભવીએ છીએ, ડરપોક બનીએ છીએ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન કહે છે તે પ્રમાણે-માણસ એ સામાજિક જીવનની નિર્જીવ પેદાશ નથી પણ સર્જન અને પ્રેરણાનું ઉગમ સ્થાન છે, એવી શ્રદ્ધા આપણે કેળવવી જોઇએ. મનુષ્ય સ્વભાવને આપણે તેની તાત્કાલિક હાજતો ને જરૂરિયાતોમાંથી ઉપાડી લેવો જોઇએ, ને જીવનનાં ઉચ્ચ સ્થાનો પર પહોંચાડવો જોઇએ.

માનવીની સાચી શક્તિથી આપણે એટલા અજાણ રહ્યા છીએ કે સહેજે કપરું કામ આવતાંજ આપણે નિસાસા નાખીએ છીએ. મહેનતુ અને શ્રદ્ધાળુ માણસોને અપવાદ માની, દેવ ગણી, કર્તવ્યમાંથી છટકવા યત્ન કરીએ છીએ. આપણે એટલું મડદાલ જીવન જીવી રહ્યા છીએ કે જાગૃતિ કે પ્રગતિને આપણે ક્રાન્તિ માનીએ છીએ અને ભડકીએ છીએ. આપણે એટલા વિલાસી અને આળસુ બની ગયા છીએ કે એ વિલાસને આપણે શાંતિ અને આઝાદીના નામથી ઢાંકવા માગીએ છીએ. પરંતુ શાંતિ તો યોગ્ય અને ઉચિત કર્તવ્યમાંજ સમાયેલી છે.

કોઇ કામમાં નિષ્ફળતા મળે છે ત્યારે આપણે નિરાશ થઇએ છીએ અને એમાં પોતાની આબરૂને ધોકા લાગ્યો એમ માનીએ છીએ. આ એક વિચાર ભ્રમ છે. કાર્ય સાચું હોય પણ કારણ હોય ત્યારે એક તો શું અનેક નિષ્ફળતાઓ મળે છે નિષ્ફળતાથી માણસની આબરૂ ઓછી થતી નથી કે ઇજ્જત જોખમાની નથી. સફળતા નિષ્ફળતા એ એટલી મહત્વની વસ્તુ નથી જેટલી મહત્વની વસ્તુ કાર્ય અને કાર્યની પસંદગી છે. કાર્ય કરવાની રીત વખાણવા કે વખોડવા જેવી હોય, તેની હાર કે જીત નહીં. ઇતિહાસ યાદ કરીએ તો કેટલી યે હાર જીત કરતાં વધુ જ્વલંત છે અને કેટલી યે જીત હાર કરતાંયે બદતર ઘણી હલકી છે.

આપણે પોતપોતાના ક્ષેત્રની કાર્યપ્રણાલિમાંથી એટલા ચ્યુત થઇ ગયા છીએ કે પોતાની ફરજને માટે પણ આપણે બદલો માગીએ છીએ. આપણો વ્યક્તિગત સ્વાર્થ આજે હદ વટાવી ચૂક્યો છે. પોતાની મુશ્કેલીઓ માટે આપણે સરકારી વહીવટની ભૂલો શોધવા યત્ન કરીએ છીએ, પરંતુ જાતે કેટલી નેકીથી પોતાનું કાર્ય કરી રહ્યા છીએ તે તો તપાસતા જ નથી. કોઇ પણ દેશ કે સરકારનો વહીવટ ગમે તેટલો વિચાર શુદ્ધ અને હિતપ્રદ હોય પરંતુ જો એ કાર્ય કરનાર વ્યક્તિઓમાં નેકીથી અને શુદ્ધ બુદ્ધિથી કામ કરવાનું ચારિત્ર્ય નહિ હોય તો એ કાર્યનો લાભ જનતાને મળવાનો નથી. માટે પ્રત્યેક પોતાની જાતને બાદ કર્યા વિના ચારિત્ર્ય ખીલવવું રહ્યું. પોતાનું કાર્ય શુદ્ધ અને પવિત્ર રીતે કરવા માટે નિર્મળ ચારિત્ર્ય જરૂરી છે.

આજનો યુગ એ યુવાનોનો યુગ છે. ગતિ અને પ્રગતિ એ યુવાનોનું પ્રાણરૂપ કર્તવ્ય છે. ચારિત્ર્ય અને સંસ્કાર એ આ કર્તવ્યનાં અગત્યનાં તત્ત્વો છે. શિસ્ત અને શ્રદ્ધા એ યુવાનોની તપશ્ચર્યા છે. સંસ્કાર, શાંતિ અને આઝાદી એ આજના યુવાનોની સિદ્ધિ છે.

# ખેતીમાં યંત્રો

## [૧]

'ખેતીમાં ટ્રેક્ટરનું સ્થાન' એ વિષે શ્રી. ભાઈલાલભાઈ સાહેબનો લેખ ગયા માસના અંકમાં વાંચ્યો. હું પણ શ્રી ભાઈલાલભાઈ સાહેબની માફક માનું છું કે હળ કરતાં ટ્રેક્ટર વાપરવું લાભદાયી છે. પણ તેમ છતાં એને અંગે કેટલાક અગત્યના મુદ્દા વિચારવા જેવા છે.

ગયા યુદ્ધ પહેલાં આપણે બધા જ માનતા હતા કે હિંદુસ્તાન ખેતી પ્રધાન દેશ હોવાથી દેશમાં અનાજની તંગી હોય જ નહિ. ઊલટું, સંતતિનિયમન જેવા પ્રશ્નો ચર્ચતી વખતે ગાંધીજી જેવાએ પણ કહેલું કે હિંદુસ્તાનમાં તો હાલ છે તેથી બેવડી વસ્તી પણ પોષાઈ શકે. પણ યુદ્ધે આપણી આંખ ઉઘાડી નાખી અને જણાવ્યું કે હિંદુસ્તાન તો અનાજ બાબત અછતનો દેશ છે. આથી આપણે અનાજનું ઉત્પાદન વધારવું જ રહ્યું. આ બે રીતે થઈ શકે. (૧) પડતર જમીનમાં ખેતીનો પાક કરવાથી, અને (૨) ચાલુ ખેડાણ જમીનમાં વધુ પાક ઉગાડવાથી. પહેલા ઉપાયમાં એક મોટો ગેરલાભ એ છે કે એથી ઘાસનાં મેદાન ઓછાં થાય અને તેટલે દરજ્જે ગાય, ઘેટાં, બકરાં વગેરે માટેનું જીવનનું સાધન નષ્ટ થાય. વળી એ જમીનમાં ઝાડ વગેરે હોય તેનો પણ નાશ થાય. અને બળતણની તંગી હાલના કરતાં પણ વધે. એટલે બીજો ઉપાય લેવો એ જ ઉત્તમ છે. આને માટે ત્રણ ચીજ જોઈએ—બીજ, ખાતર અને પાણી. આ લેખમાં આપણે ફક્ત એક વિષે વિચાર કરીશું.

ટ્રેક્ટરથી જમીન ખેડવામાં આવે તો સ્વાભાવિક રીતે જમીન ઘણી સારી અને જલદી ખેડાય. એટલે કે લગભગ ૧૦થી ૧૨ ઇંચ ઊંડી જમીન ઉપર નીચે થઈ જાય. આનો અર્થ એ કે જો આ જમીનમાં ખાતર નાખ્યું હોય તો તે ખાતર એક ફૂટ ઊંડા થરમાં ફેલાઈ જાય. હવે જો છોડનાં મૂળિયાં ૬ થી ૭ ઇંચ ઊંડાં જ જતાં હોય તો નીચેના બાકીના પાંચ-છ ઇંચનું ખાતર નકામું જાય. એટલે જે પાકનાં મૂળ ૧૦–૧૨ ઇંચ ઊંડાં ઊતરતાં હોય તે જ પાક (જુવાર વગેરે) માટે ટ્રેક્ટર યોગ્ય ગણાય. પણ બાજરી, કોદરા, ડાંગર, બાવટો વગેરેનાં મૂળ તેટલાં ઊંડાં જતાં નથી તેથી તેવા પાક પૂરતું ટ્રેક્ટર અયોગ્ય ગણાય.[1]

---

૧ ટ્રેક્ટર માટેનું જમીન ખેડવાનું હળ નાનુંમોટું આવે છે. એટલે જેટલું ઊંડું ખેડવું હોય તેટલું ખેડી શકાય છે —તંત્રી

વળી આના કરતાં વધારે મહત્ત્વનો મુદ્દો એ વિચારવાનો છે કે ખેડૂત ટ્રેક્ટરથી જમીન ખેડાવે અને પોતાના બળદને બેસાડી મૂકે. એ ધંધો તેને પોષાય ખરો? આનો જવાબ એમ હોઇ શકે કે ટ્રેક્ટરની મદદથી ખેડૂત એકાદ બળદથીજ ખેતી કરી શકે અથવા તો એક જોડ ઉપર વધારે જમીનમાં ખેતી કરી શકે. વળી અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એક જોડ ઉપર વધારે જમીનમાં ખેતી કરવા જાય ખરો પણ તેટલી બધી જમીનમાં તે વાવણી વખતે વાવણી કરી શકે ખરો? કારણ કે વાવણી તો અમુક દિવસમાં કરી નાખવાની હોય છેજ. તે ઉપરાંત કરબડી વગેરે પણ વધારાની જમીનમાં દઈ શકાય ખરી? આ બધા ઉપરથી એટલો સાર નીકળે છે કે ખેડૂત જો ટ્રેક્ટરથી જમીન ખેડાવે તો તેના બળદ બેસી રહે અને ટ્રેક્ટરનું ભાડું ગાંઠનું ખર્ચે. આમ તેને ઊંધો ધંધો થાય. કારણ ટ્રેક્ટર આવે કે પંપ આવે પણ ખેડૂતને બળદની તો જરૂર રહેવાનીજ. બળદને બેસાડી મૂકી ખેડૂત પંપના કે ટ્રેક્ટરના પૈસા ખર્ચે તેટલે દરજ્જે તે ગરીબ રહેવાનો. એટલે હાલ તો એમ લાગે છે કે ટ્રેક્ટર તો ફક્ત નવી જમીન ભાંગવા પૂરતું જ ખેડૂતને પોષાય.[૨]

શ્રી. બાબુભાઈ સાહેબના લેખનો ધ્વનિ તો એ છે કે હાલમાં બળદની અછત થઈ ગઇ છે તેથી ટ્રેક્ટરની મદદ લેવી જોઇએ. પણ એનો ઉપાય એ છે કે બળદના ઉછેરનો આખો પ્રશ્ન નવી દૃષ્ટિથી વિચારવો જોઇએ. માળનાં ઘાસનાં મેદાન ગયાં એટલે રબારીનો વર્ગ તો નાબુદ થવાનોજ, કારણ કે ઊભા પાક ભેલાડીને કંઇ લાંબો વખત તેનું ગાડું નભે નહિ. એમ તો ખેડૂત સાથે તેને ઝગડા વધતા જાય અને સાથે સાથે ભેલાડથી સમાજને પણ પાકનું નુકશાન થાય. આથી નવા સંજોગોમાં ખેડૂતે પોતે બબ્બે ભેંસોને બદલે એક ભેંસ અને એક ગાય રાખવી જોઇએ. જેથી રબારીનો ત્રાસ મટી જાય અને તેને બળદ, મફત મળ્યા કરે. ભેંસ કરતાં ગાયના ઘી-દૂધમાં થતું નુકશાન વાછરડાંમાંથી મેળવી શકાશે. કારણ કે ગાયની વાછરડી અથવા વાછરડો બંનેના પૈસા ઉપજે, જ્યારે ભેંસનો પાડો ઉછરતોજ નથી અથવા ઉછરે તો તેના પૈસા ઉપજે નહિ. ભેંસની ફક્ત પાડીનાજ પૈસા ઉપજે. આમ ખેડૂતના ઢોરઉછેરમાં પરિવર્તન કરવાની જરૂર છે.

**શ્રી. અંબાલાલ જ. અમીન**

---

૨ ટ્રેક્ટર વપરાય છતાં એક જમીન ઉપર વધુ પાક લેવાય એટલે બળદને પૂરતું કામ મળી રહેશે. —તંત્રી

[ ૨ ]

ડિસેમ્બર માસના પાટીદારમાં શ્રી. ભઈલાલભાઈએ 'ખેતીમાં ટ્રેક્ટરનું સ્થાન' વિષે જે પોતાનો મક્કમ અભિપ્રાય આપ્યો છે, તે માટે તેઓશ્રીનો ખેડૂતોએ આભાર માનવો જોઈએ. તેમના વિચારનું મહત્ત્વ હજુ હમણાં કદાચ બહુ નહિ સમજાય પણ ભવિષ્યમાં સમજાશે. શ્રી. ભાઈલાલભાઈએ પહેલા પેરેગ્રાફમાં જે વિચારો દર્શાવ્યા છે, તે ખૂબ જ મહત્ત્વના છે. એ વિચારો દરેક બાબતમાં લાગુ પડે છે. ઘણાને જાણે દરેક બાબતમાં પોતાના અભિપ્રાયો આપવાની ફેશન પડી ગઈ હોય તેમ લાગે છે. અત્યારે તો ખેતી અને ખેડૂત વિષે કંઈપણ ન જાણનારા પણ ખેતીની મોટી મોટી યોજનાઓની વાતો કરે છે. તેવી જ રીતે કેળવણી સંબંધી જેમણે સ્વપ્ને પણ વિચાર કર્યો નથી તેવા કેળવણીની યોજનાઓ રજૂ કરે છે. પંચવર્ષીય યોજનાઓ માટે જે જે કમિટિઓ નિમાએલ છે, તેમાં આવું જ કંઈક થયું હોય એમ લાગે છે. ખરું જોતાં તો જે વિષયના જે નિષ્ણાત હોય તેનો જ અભિપ્રાય ખરો ગણાય. એ સિવાયના બીજાના અભિપ્રાયને મહત્ત્વ આપવું ન જોઈએ. છતાં જો એવું મહત્ત્વ આપવામાં આવે તો લાભને બદલે હાનિ જ થવા સંભવ છે.

શ્રી. ભાઈલાલભાઈ કહે છે તેમ ખેતીવાડીના નિષ્ણાત જ ખેડૂતોને કયું મશીન ઉપયોગી છે તેનો જવાબ આપી શકે. જેવું ટ્રેક્ટર સંબંધમાં કહ્યું છે, તેવું જ પાણીના પંપ સંબંધમાં કહી શકાય તેમ છે. ગુજરાતમાં પંપ ઠેક ઠેકાણે જોવામાં આવે છે. જો એ પંપ ન હોય તો ગુજરાતમાં અત્યારે જેટલા ખર્ચમાં જેટલું ઉત્પન્ન લઈ શકાય છે, તેટલું લઈ શકાત ખરું ? કાઠિયાવાડમાં ખેતીની ખીલવણી નહિ જેવી જ છે. ટ્રેક્ટર તો ખેડૂતોએ ભાગે જ જોયું હશે. પાણીના પંપ પણ કોઈ કોઈ જગ્યાએ જ જોવામાં આવે છે. જે ખેડૂતો પાસે પંપ છે તે ખેડૂતો જેટલા ખર્ચમાં પાક ઉત્પન્ન કરી શકે છે, તેના કરતાં કોસથી પાણી પાનારને ઘણું વધુ ખર્ચ આવે છે. આઠ કોસનું પાણી કાઢનાર પંપની સાથે ૧૬ બળદ, આઠ માણસો[3], બળદ તથા માણસોને રહેવા ખાવાના ખર્ચનો વિચાર કરીએ ત્યારે જ પૂરો ખ્યાલ આવી શકે છે. જેની પાસે પંપના સાધન છે, તે દરેક ખેડૂત અત્યારે સારી સ્થિતિમાં છે. જ્યારે પંપના સાધન સિવાયના ખેડૂતો ઘણા ઘણા હજુ પણ

---

૩ ચરોતરના ગામઠા કોસમાં તો ૧૬ માણસ જોઈએ. તંત્રી

દેવામાં ફરેલા છે. વિજળીનું સાધન હોય તો એથી પણ ઓછા ખર્ચમાં અને સરળતાથી કામ થઈ શકે તેમ છે. આવા મશીનોથી નાના ખેડૂતોની જમીન જતી પણ રહેતી નથી, તેમજ જમીન બગડતી પણ નથી. ઊલટું બીજા કામ ઉપર વધુ ધ્યાન અપાવાથી તથા જમીન સારી ખેડાવાથી જમીન સુધરે છે અને પાક પણ વધુ ઉતરે છે. વળી પંપથી વધારે જમીનમાં પીત થઈ શકે છે તેથી ખૂબ જમીન ખેડનાર કરતાં પંપથી થોડી જમીનમાં પણ વધુ પાક લઈ શકાય છે. મશીનના ઉપયોગથી ઓછા ખર્ચમાં, થોડા વખતમાં વધારે પાક લઈ શકાય છે. તેથી દેશના અનાજ સંકટમાં પણ મદદ કરી શકાય તેમ છે. દરેક દરેક તાલુકામાં ટ્રેક્ટરની સગવડ થઈ શકે તો જમીન સારામાં સારો પાક આપતી થઈ જાય. વધતી જતી વસ્તીને અનાજ પૂરું પાડવાનું કામ યાંત્રિક ખેતી સિવાય થઈ શકવુ મુશ્કેલ છે. સરકાર પણ પંપ, ટ્રેક્ટર જેવા સાધનો મેળવી આપવામાં જેટલી વધુ સગવડ કરી આપશે તેટલો દેશને વધુ લાભ થશે. એમાં શંકાને બિલકુલ સ્થાન નથી.

**શ્રી. જીવરાજ ભગવાનદાસ પટેલ**

—*—

## ગ્રંથસ્વીકાર

[૧] **ભગવાન ચાણક્ય** (ઐતિહાસિક નવલકથા): લેખક–મંજુલાલ દેસાઈ, પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, કિં. રૂ. ૨॥.

[૨] **ગોપજનો દાવાનળ** (તેજલી કલમે લખાયેલી કથા): લેખક–ચંદ્રભાઈ ભટ્ટ, પ્રકાશક–ઉપર પ્રમાણે. કિં. રૂ. ૪.

[૩] શ્રી. કસ્તુરબા સ્મારક પ્રસુતિગૃહ અને દવાખાનું–રાસ, વાર્ષિક હેવાલ. સં. ૨૦૦૨.

**વિના–ઓછા–લવાજમ ફંડમાં મદદ**

દેગના અને હાલ વડોદરા રહેતા શ્રી. ઉમેદભાઈ ઝવેરભાઈ પટેલ તરફથી રૂ. ૨, જે સાભાર સ્વીકારી તે ખાતે જમા કર્યા છે.

## નર્સ જોઈએ છે

કોઈ સેવાભાવી સ્ત્રી નર્સ તરીકે જીંદગી ગુજારવા માગતી હોય તો તેને સુંદર તક છે. નર્સીંગનું કામ નહિ આવડતું હોય તો તે અંગેની તાલીમ પણ આપવામાં આવશે. ગમે તે જ્ઞાતિની બહેન એ અંગે લખી શકે છે, પરંતુ પાટીદાર જ્ઞાતિની અને તેમાંય નિરાધાર બહેનને પહેલી પસંદગી મળશે. એક ચાલુ દવાખાનામાં તેની જરૂર છે. લખો:—

ઠે. C/o 'પાટીદાર' મંદિર, આણંદ

# ઉંમરનાં કજોડાંનાં લગ્નો

**શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા**

શ્રીમતી લીલાવતી મુનશી મુસ્લિમો સિવાયના બાકીના લોકોમાં જીવતી પર બીજી સ્ત્રી લાવી કરવામાં આવતાં લગ્નો ફોક ઠરાવવાનો કાયદો મુંબઈ પ્રાંતમાં મંજૂર કરાવવામાં સફળ થઈ ચૂક્યાં છે. હવે તેમણે ઉંમરનાં કજોડાં એટલે કે, અઢાર વર્ષથી ઓછી ઉંમરની સ્ત્રીનાં પિસ્તાળીસ વર્ષથી વધારે ઉંમરના પુરુષ સાથેનાં લગ્ન થતાં અટકાવવાના આશયથી એક કાયદાનો ખરડો મુંબઈ પ્રાંતની ધારાસભામાં રજૂ કર્યો છે. એ ખરડામાં આવી જાતનાં લગ્નમાં ભાગ લેનારાઓ પૈકી મુખ્ય મુખ્યને સજા કરવાની જોગવાઈ કરવામાં આવી છે. જીવતી પર બીજી કરવાના રિવાજના ઇલાજ તરીકે જે કાયદો કરવામાં આવ્યો છે, તેમાં એ પ્રકારે થયેલાં લગ્નને ફોક જાહેર કરવાની જોગવાઈ છે, તેમ આ પ્રકારનાં ઉંમરનાં કજોડાંવાળાં લગ્નોને આ કાયદો ફોક થયેલાં અથવા ફોક કરવા જેવાં જાહેર કરતો નથી.

સગીર વયના કાયદાને લગતા આપણા દેશમાં ઘણા ગૂંચવાડા છે. સામાન્યપણે માણસની અઢાર વરસની ઉંમર પૂરી થાય, એટલે તે સગીર મટી પુખ્ત ઉંમરનું થયેલું ગણાય છે. પણ અઢાર વરસ પૂરાં થાય, તે પહેલાં જ તેના કુદરતી વાલીનું છત્ર તેને માથેથી દૂર થવાથી તેને માથે બીજા છત્ર તરીકે કોઈ વાલીની નિમણૂક કરવાનો સવાલ અદાલત આગળ આવે, તો તે સંજોગોમાં પોતાનું બધું સંભાળી લેવાની કુલમુખત્યારી તેને એકવીસ વરસની ઉંમર પૂરી થતા સુધી મળતી નથી. બીજી બાજુ પર લગ્નને માટે કન્યા ચૌદ વરસની થતાં પુખ્ત ઉંમરની થયેલી ગણાય છે અને વાલીઓ તો ઘોડિયામાં રમતા બાળકને પણ લગ્નના બંધનમાં જોતરી શકે! સારડા કાયદો બાળલગ્નો થતાં અટકાવવાના આશયથી ઘડવામાં આવેલો છે, છતાં તેમ થયેલા લગ્નને ગેરકાયદે ઠરાવવામાં આવતું નથી: તેમાં કેવળ થોડાક લોકોને દંડ કે કેદની સજા કરવાની જોગવાઈ કરવામાં આવી છે. હવે એ દંડ વસુલ કરવામાં આવે અગર કેદની સજાઓનો અમલ થાય, તોયે અસલ લગ્ન તો પરણનાર વર અને વધૂ બંનેને લગ્નનાં બંધનમાં જકડેલાં જ ગણે છે લગ્ન કંઈ ફોક થતું નથી.

શ્રીમતી મુનશીનો "ઉંમરનાં કજોડાંનાં લગ્નો"નો કાયદો આ જ નમૂનાનો છે. કાયદો વચ્ચે પડીને લગ્ન થતાં અટકાવી શકે, તે પહેલાં લગ્નનો

વિધિ ઊકલી ગયો, તો પછી સગીર કન્યા અથવા તેનાં હિતેચ્છુઓને એટલો જ દિલાસો લેવાનો અથવા મન મનાવવાનું રહે છે કે, ચાલો, કંઈ નહીં, તો ખોટું કામ કરનારા થોડાકને સજા તો કરાવી !

મને લાગે છે કે, આટલું પૂરતું નથી. આવી જાતના કાયદા મુજબ, લગ્ન કરનાર પુરુષ પાત્રને ગુનેગાર ઠરાવવાની સાથે નીચે બતાવેલા કાંઈક પ્રકારની જોગવાઈ તે કાયદામાં કરવી જોઈએ; લગ્ન કરનાર પાત્રને ગુનેગાર ઠરાવનારા હુકમને જ લગ્નને રદ કરાવનારો પ્રાથમિક હુકમ ગણવો. તે પછી સગીર કન્યા તે પુખ્ત ઉંમરની થાય, ત્યાં સુધી કોઈક લાયક વાલીના છત્રમાં અથવા કોઈક સંસ્થાને સોંપવી. કન્યા સગીર મટીને પુખ્ત ઉંમરની થાય, ત્યાર બાદ ત્રણ મહિનાથી વધારે નહીં એવી મુદત દરમિયાન પડતી એક તારીખ આ મુકદ્દમાને અંગે અંતનો ફેંસલો લેવાને માટે બંને પક્ષે અદાલત આગળ હાજર રહેવાને મુકરર કરવી. તે તારીખે કન્યાની મરજી શી છે, તેની ચોકસાઈ કરી લેવી. તેની ઇચ્છા જો લગ્નને રદ કરવાની જણાય, તો બીજા અંતના હુકમથી મૂળ લગ્નને રદ થયેલું જાહેર કરવું. એથી ઊલટું, કન્યાનો વિચાર મૂળ લગ્નની પ્રતિજ્ઞાને વળગી રહેવાનો હોય, તો પ્રથમ થયેલો હુકમ રદ કરવો. એ કહેવાની જરૂર નથી કે, આ ગાળા દરમિયાન બેમાંથી એકે પણ બીજે ઠેકાણે લગ્ન નહીં કરી શકે.

કાયદાનો આશય જો સ્ત્રીને રક્ષણ આપવાનો હોય તો કાયદાથી તેને પૂરતું તેમજ અસરકારક રક્ષણ મળવું જોઈએ. જે પતિને જે સ્ત્રીની સાથે લગ્નથી જોડવાના કારણે સજા ખમવી પડી હોય, તે સ્ત્રીને તે પતિની સાથે હયાતી કાઢવામાં સુખ મળવાનો સંભવ રહેતો નથી. એના કરતાં આવા લગ્નના મામલાને ફોજદારી અદાલતને બદલે મુલ્કી અદાલતની હકૂમતમાં લેવાથી સ્ત્રીને પૂરેપૂરું રક્ષણ મળતું હોય, તો તે રસ્તો જ બહેતર છે.

આ ઉપરાંત કાયદાનો ખરડો જોતાં કે, તે મુજબ ચૌદ વરસની કન્યાને સુડતાળીસ વરસના પુરુષની સાથે પરણાવવામાં કશી બાધ ઊભી થતી નથી. અને સત્તર વરસની કન્યાને પિસ્તાળીસ વરસના પુરુષ સાથે પરણાવી નહીં શકાય. આના કરતાં મને લાગે છે કે, કોઈ પણ ઉંમરની સગીર કન્યાનાં તેનાથી કહો કે, અઢી ગણી ઉંમરથી વધારે વધારે ઉંમરના પુરુષ સાથેના લગ્નને આવો કાયદો લાગુ કરવામાં આવે, તો કાયદાનો અમલ વધારે સરળ થાય ને આશય કંઈક બર આવે.*

---

* 'હરિજનબંધુ'

# મગરનાં આંસુ

## ઈશ્વર પેટલીકર

સુશીલને મળ્યાં ઘણા મહિના થયા હતા એટલે એને જોતાંજ હું ખુશી ખુશી થઈ ગયો પરંતુ મારા એ આનંદ ઉપર ઠંડું પાણી રેડતાં એ બોલ્યો: 'આજે તો હું તને ખાસ લડવાજ આવ્યો છું.'

સુશીલના બોલવાનો વ્યંગ હું ન સમજી શક્યો. મેં કહ્યું: 'કેમ કંઈ, લડવું પડે એવો મેં શો ગુનો કર્યો છે?'

સુશીલ મનની ખીજ દાબતાં દાંત પીસીને બોલ્યો: 'લેખકો જેવો કોઈ જાતિદ્રોહી વર્ગ નથી.'

વસ્તુનો ખ્યાલ આવતાં હું હસ્યો. બોલ્યો: 'આટલે લાંબે ગાળે આપણે મળીએ છીએ ત્યારે તને અંગત વાત કરવાની મૂકી લેખકોના જાતિદ્રોહની વાત ક્યાંથી સૂઝી!'

'તું ય બધા લેખકોની જેમ જાતિદ્રોહી પાક્યો માટે!' સુશીલે મોં ઉપરની ગંભીરતા ચાલુ રાખતાં કહ્યું.

મેં એ વાત બંધ કરવાના ઈરાદે કહ્યું: 'તો તારે પ્રથમ લડી લેવું છે, કે પછી ચા-નાસ્તો કરી તાજા થઈને લડવું છે!

'બંને સાથે થઈ શકશે,' સુશીલ હસીને. ભગવતી નજીકથી કપડાં ધોઈને ડોલ લઈ ઉપર આવી તેના સામું જોતાં બોલ્યો: 'ભગવતીબહેન! આજ તો ઘેરથી નીકળ્યો ત્યારથી રણજિત્ સાથે પૂરેપૂરો લડી લેવાનો વિચાર કરીનેજ આવ્યો છું'

ભગવતી એ દાદર ચઢીને હાંફી ગઈ હતી એટલે બંનેની વચ્ચે ડોલ મૂકી દઈને બોલી: 'આ તો તમે નવીજ વાત કરી!'

'કેમ?' સુશીલે પૂછ્યું

ભગવતી મારા સામું જોઈને સુશીલને ઉદ્દેશી બોલી: 'રણજિતના ગર્વનું એ તો મોટું ખંડન કહેવાય. મને એ હરવખત કહે છે કે, ભગવતી! મારા આટલા મિત્રો છે, સંબંધીઓ છે, પ્રશંસકો છે, કોઈ કોઈનાં કારણે મારા માટે ફરિયાદનું કારણ નથી, ફક્ત તુંજ એક ફરિયાદ કરે છે. તો એમાં કોણ સાચું, હું કે તું? એટલે સુશીલભાઈ, તમે પણ એમનો વિરોધ કરો છો એ રણજિતનું ઓછું ગર્વખંડન નથી!'

સુશીલે જવાબ આપ્યો : 'ભગવતીબહેન ! પણ મારી ફરિયાદ તમારી—સ્ત્રીજાતિની—વિરુદ્ધ જાય એવી છે એટલે તમને ભાગ્યે ગમે.'

ભગવતીને ફરી બતાવતાં હું હસ્યો. પણ મારા એ ફરાને ધોઈ પીતાં ભગવતીએ કહ્યું : 'સ્ત્રીજાતિની શું, ખુદ મારી વિરુદ્ધ હોય તો પણ રણુજીન સામેની ફરિયાદ મને ગમવાનીજ.'

સુશીલ બોલ્યો : 'ત્યારે તો એટલું મને વધુ બળ મળશે ચાલો એ માટે મને ચાનાસ્તો કરાવો એટલે મને એ બહાદુર સામે ઝૂઝતાં ફાવે'

ભગવતીને હવે હાંફ સમી ગયો હતો એટલે ડોલ ઉપાડી કપડાં સુકવવા એ પાછળ ગેલેરીમાં ગઈ.

સુશીલ મારા સામે તાકીને બોલ્યો : "સાચું કહું છું. છેલ્લા છ માસથી જુદાં જુદાં માસિકોમાં આવતી તારી વાર્તાઓ વાંચી હું સમસમી ગયો છું. ગયે અઠવાડિયે 'સંસ્કાર' માસિકમાંની 'મેનાના નિસાસા' વાર્તા અર્ધી વાંચીને એવો ગુસ્સે થઇ ગયો અને માસિકને એટલા જોરથી ટેબલ ઉપર પછાડ્યું કે ઘસઘસાટ ઊંઘતી ઈલા ઝબકી ઊઠી. મને એ પૂછે તે પહેલાં મેં કહ્યું— તમને સ્ત્રીઓને જો કોઇ ફૂટવતું હોય તો લેખકોજ છે. સૂડીને ગાંઠે ગંધી થઈ ગયેલા શોખના લેખકોથી માંડી સિદ્ધહસ્ત સુધીના દરેક, સમાજમાં જાણે બીજા પ્રશ્ન મરી-પરવાર્યા હોય તેમ બસ સ્ત્રીના દુઃખનીજ વાત ઘૂંટ્યા કરે છે. રણુજીતની આ સાવ કચરો વાર્તા .......'

"ઈલા વાત સમજી જતાં પથારીમાં એકદમ બેઠી થઇ ગઇ. બોલી— 'મેનાના નિસાસા' વાર્તાને તમે શું કચરો વાર્તા કહો છો ! સ્ત્રીને ઢીંગલી માનતા પુરુષ માનસનું એ વાર્તાએ એવું સરસ નિરૂપણ કર્યું છે કે મેનાને છેવટ પતિ તરછોડીને કાઢી મૂકે છે એ કરુણાંત વાંચી મારી આંખમાંથી તો આંસુ વહ્યાં હતાં !"

ત્યાંજ એ વાતને અટકાવી સુશીલ મારા સામે તાકીને બોલ્યો : 'રણુજી ! તમને લેખકોને સ્ત્રીનાં દુઃખ ગાવા સિવાય બીજું કંઇ કેમ સૂઝતું નથી ? પોતાની જાતિનો દ્રોહ કરનાર જો કોઇ સૌથી મોટો વર્ગ હોય તો મને લેખકો લાગે છે. પુરુષ હોવા છતાં એને પુરુષજાતિનું દુઃખ બિલકુલ દેખાતું ન હોય તેમ, કોઇ કહેતાં કોઇ પુરુષના દુઃખની કથા લખતું નથી. પુરુષના પનારે પડી સ્ત્રી દુઃખી થાય છે એની ના નહિ, પરંતુ સામી બાજુ નજર કરો તો એટલીજ સત્ય બીના છે કે સ્ત્રીઓએ પણ કેટલાય પુરુષનાં જીવન ધૂળ કરી નાખ્યાં છે. એ સંખ્યા થોડી હશે, પણ છે એનો કોઇ ઇન્કાર

કરી શકે તેમ નથી. છતાં તમને લેખકને પુરુષ થઈને પણ એ દુઃખ લખવા જેવું લાગતું નથી ત્યારે મને થાય છે કે લેખક જેવો કોઈ જાતિદ્રોહી વર્ગ નથી.'

હું ધીમું હસ્યો.

મોં તંગ કરીને સુશીલ આગળ બોલ્યો: 'હસવાની વાત નથી. તારી વાર્તાઓમાં અભણેલી મેના, ઇન્દુ, જયા, બિંદુ વગેરે કેટલાં દુઃખી છે તે બધું આવે છે. પરંતુ એજ ભણેલી ઇલા, કનક ને રોહિણી પતિને કેટલા દુઃખી કરે છે તે તું તારી આંખોએ જુએ છે, છતાં એ પણ લખવાનો વિષય છે એમ તને દેખાતું નથી! સુશીલ સાચેજ ગળગળો થઇ ગયો હોય તેમ આગળ ન બોલી શક્યો.

સુશીલ અને ઇલાનું આખું કરુ જીવન મારી દૃષ્ટિ સન્મુખ આવીને ખડું થયું. કૉલેજ યુવતીઓમાં એ વખતે દરેક બાબતમાં ઇલાની જોડી ન હતી. એની મીઠી નજર પોતા ઉપર પડે તો પોતાને ભાગ્યશાળી માનતા કેટલાય કૉલેજ યુવક હતા. એ વાત કરવા જેટલું પોતાને મહત્ત્વ આપે એથી ખુશ ન થનાર ભાગ્યે કોઈ હશે. અને એથી આગળ વધી એની મૈત્રી મેળવવી........સુશીલ પાણીદાર મોતી તો ખરો, પણ સામી બાજુ બહુ શાન્ત, સીધો, સાદો ને અતડો પણ ખરો. છતાં ઇલાને અને એને મૈત્રી થઇ ત્યારથી દરેકને લાગ્યું કે સુશીલ પાકો ખેલાડી છે. ઇલા માટે એણે માબાપનો વિરોધ વહોર્યો અને ઘર છોડ્યું.

લગ્નના ચોથે વર્ષે ઇલા સીમંતિની બની ત્યારે માબાપ પીગળ્યાં. સુશીલને એ મંગળ પ્રસંગે ઘેર આવવા લખ્યું. રૂઢિવાદમાં રાચતાં માબાપ કુળ, ગામ કે જાતિ મૂકી પરજ્ઞાતિની પુત્રવધૂને આવકારવા અધીરાં બન્યાં. પરંતુ ઇલાએ ચસીને ચોખ્ખી ઘેર જવા ના પાડી. કારણ!

એ ત્રણ વરસમાં સુશીલનાં માબાપ એક વખત પણ મળવા આવ્યાં ન હતાં. ઘેર આવવા લખ્યું હતું તેમાં પણ ઇલાને સંબોધી કંઇ લખાણ ન હતું, પરંતુ સુશીલને સંબોધી આખો કાગળ લખ્યો હતો. ઇલાએ કહ્યું કે, એવી નાકલીટી તાણીને પોતે કોઇને ઘેર જવા તૈયાર નથી.

સુશીલે આશ્ચર્ય પામતાં કહ્યું: 'ઇલા! આ તું શું બોલે છે! મારા ઘરને તું કોઇનું ઘર કહે છે'

ઇલા તેજસ્વી સ્વરે બોલી. 'સુશીલ! તમે તો ગાંડા માણસ જેવી વાત

કરો છો ને? જો એ તમારું ઘર હોત તો તમને જાકારો મળ્યો જ ન હોત. એ ઘર તમારા માબાપનું છે, તમને બોલાવે છે એટલે તમે જઇ શકો છો......'

સુશીલે વચ્ચે કહ્યું: 'પણ તનેય સાથે આવવાનું ક્યાં નથી લખ્યું?'

ઇલા અભિમાનમાં નાક ફુલાવી બોલી: 'એવા ગુપ્ચા લખાણથી નાકલીટી કરતી જાય એવી ઇલા વ્યક્તિત્વવિહોણી નથી.' અને સહેજ અટકીને એણે કહ્યું: 'હું નાતજાત કે ઊંચનીચના ભેદમાં માનતી નથી. છતાં જો તમારાં માબાપને પાટીદાર જાતિનું એટલું બધું અભિમાન હોય, તો હું કંઈ એવા હલકા વર્ણની નથી કે મારે એથી દબાવું પડે. નાગરી નાતની પુત્રવધૂ એમને આંગણે ત્યારેજ પગ દે કે એ અહીં મને તેડવા આવે. મેં કંઇ એવું નીચ કાર્ય નથી કર્યું કે જેમ છાનીમાની સસરાના ઘરમાં છૂપાઈ જાઉં.

ત્રણ વર્ષના પૂરા અનુભવથી ઇલાને પૂરેપૂરી ઓળખી ગએલા સુશીલે બીજી દલીલ ન કરી.

ઇલાએ આગળ શરૂ કર્યું: 'સુશીલ! તમારાં માબાપ વિરુદ્ધની વાત છે એટલે તમને ખોટું તો લાગશેજ. પણ ઘેર આવનારને હડે એવી તમારા માબાપની વાત હું શી રીતે સાંખી લઉં! તમને હું પરણી તેથી ગુમાવ્યું તો મારાં માબાપે છે. છતાં એમને ધન્ય નહિ, કે તમને એમણે જમાઈ તરીકે સ્વીકાર્યા. મારી જેમ તમને પણ પુત્ર તરીકે માની કુટુંબીજન ગણી લીધા છે! જ્યારે તમારાં માબાપે જાણે હું કોઈ હલકી વાઘરીની કન્યા હોઉં તેમ મારા માટે એમનાં બારણાં બંધ કર્યાં.' સહેજ રહીને એ બોલી: 'આજે ત્રણ વર્ષના પૂરા અનુભવ પછી એમને ભૂલ તો સમજાઈ છે. મારા માટે જે બારણું બંધ હતું, તે ખુલ્લું કરે છે. પણ મનમાંથી હજુ ખોટું અભિમાન જતું નથી. પુત્રવધૂ નાકલીટી તાણતી આવે તે એમને જોવું છે પણ સ્વમાનપૂર્વક એને આવીને તેડી જવી નથી! એવી રીતે હું સસરાને ઘેર તો શું પ્રભુને ઘેર પણ જવા તૈયાર નથી.'

ઇલા નજ ગઈ! સુશીલે વિચાર્યું કે જો પોતે ઘેર જતોઆવતો થશે તો ભવિષ્યમાં ઇલા ઇચ્છે છે તે રીતે એને માબાપ સ્વમાનપૂર્વક તેડવા આવે તેવી સ્થિતિ ઊભી કરી શકશે. વળી માબાપનો સ્નેહ કોને ન આકર્ષે!

ઇલાની સંમતિથીજ સુશીલ ઘેર ગયો હતો, છતાં અઠવાડિયું રહીને એ આવ્યો ત્યારે ઇલા ફરીજ બેઠી હતી. બે દિવસ સુધી બોલી નહિ,

સાથે જમવા પણ બેસતી નહિ, અને ત્રીજે દિવસે મનનો ઉભરો કાઢ્યો ત્યારે એ બધી ખબર પડી.

ઇલા વધુ પડતી સ્વમાની હતી એટલે બીજી સ્ત્રીઓની પેઠે વાતવાતમાં રડતી નહિ. અને એ રડે ત્યારે જાણવું કે ભારે ધમસાણ મચ્યા વગર રહેવાનું નહિ. એ રડતી રડતી બોલી: 'સુશીલ! જગત તો એમ જાણે છે કે આપણે પતિપત્ની છીએ. અઠવાડિયા પહેલાં હું ય એમ માનતી હતી. તમે તો આજે પણ એમ માનતા હશો. પરંતુ હવે મને લાગે છે કે હું કોઈ અજાણ્યાના ઘરમાં રહું છું.'

સુશીલે પૂછ્યું: 'આ તારું ઘર નથી?'

ઇલાએ ચોખ્ખોચટ જવાબ આપ્યો: 'ના, બિલકુલ નહિ.'

'ત્યારે?'

'તમારું!'

'ને મારું ઘર એ તારે માટે કોઈ અજાણ્યાનું ઘર!'

ઇલા નરમ શબ્દે બોલી: 'સુશીલ! તમને આથી દુઃખ થતું હશે, એ મને ખબર છે. જે સત્ય મેં જાણ્યું તે મારે તમને જણાવવું જ જોઈએ. ગઈ કાલ સુધી આ ઘરને હું બાપાનું કે સુશીલનું નહિ, પરંતુ મારું માનતી હતી. પરંતુ એ ઘર જે પાયા ઉપર ચણ્યું હતું. તે સુશીલ મારો નથી એની ત્યારે મને ખાતરી થઈ .......'

'શા ઉપરથી.'

'ઇલાને મૂકી સુશીલના પગ જ્યારે માબાપ પાસે જવા ઉપડ્યા...'

પણ તેં કહ્યું ત્યારે હું તો......'

'હું ના કહું ત્યારે તો નાનો કીકો ય ન જાય. એથી મને ખાતરી થઈ કે સુશીલ એ મારો નથી, પણ કોઈ અજાણ્યો છે. એના ઘરમાં રહેવું એ કોઈ અજાણ્યાના ઘરમાં રહેવા જેવું છે.' ઇલા નિશ્વાસ નાખતી બોલી: 'મારું સ્વમાની લોહી તો એક અજાણ્યાના ઘરમાં ઘડી પણ મૂકે એવું નથી. પરંતુ બીજી બાજુ, સુશીલ. મને સમાજ રોકે છે. કુળવાણીને લોકો વગોવે, આંતરજાતિય લગ્નની નિષ્ફળતા ટાંકે, રૂઢિચુસ્તોને બોલતાં ફાવે અને યુવક યુવતી આગળ બોરો દાખલો બેસે.'

સુશીલ મૂંઝાયો હતો કે એનું મન જાણતું હતું. ઘેર ગયો ત્યારે માબાપે કહેવામાં બાકી રાખ્યું ન હતું. એવી તુંડમિજાજી વધુ નાગરની કન્યા તો શું પણ રાજપૂત લેઉને આપણી ગજકન્યા હોય તો પણ, એને

સામુ ચાલીને તેડવા જાય એ આ ભવે તો શું પણ સાત ભવે બને તેમ નથી, એવો છેલ્લો ચુકાદો માબાપે એને સંભળાવ્યો હતો.

પોતાના લગ્નજીવનમાં વિશેષ કટુતા ન લાવવા સુશીલ પછી એકેય વખત માબાપ પાસે ગયો ન હતો. ઈલાના સ્વમાની સ્વભાવના કાંટા તો એને કાયમ સહેવાજ પડતા હતા. ઉપરાંત સસરા આગળ પણ એની સ્થિતિ કફોડી હતી.

કપિલરાયની મુંબઈમાં મોટી ઇમ્પોર્ટ એક્ષપોર્ટની કંપની હતી. લગભગ પંદર માણસો ઑફીસમાં કામ કરતા હતા. સુશીલ એના પોતાના સ્વભાવ પ્રમાણે પ્રોફેસર તરીકે યશસ્વી નીવડે તેમ હતો. એમ. એ.મા ફર્સ્ટ ક્લાસમાં પાસ થયેલો હતો. રૂઈયા અને પોદાર કૉલેજમાં ગુજરાતીના પ્રોફેસર તરીકે ચુંટાવાનો ખાસ સંભવ હતો. પરંતુ કપિલરાય અને ઈલાએ, નરસિંહ મહેતાને ભજન મુકાવી દેઈ કમાવા બેસાડે તેમ, સુશીલને ઑફીસમાં બેસાડયો. એનો હોદ્દો મેનેજર તરીકેનો રાખ્યો હતો, છતાં એ બધી સત્તા કપિલરાય અને અત્યાર સુધી જે મેનેજર હતો અને સુશીલના આવવાથી જેને એક પગથિયુ નીચે ઉતરવુ પડયું હતું તે, કેશુર, ભોગવતો હતો.

કેશુરનો ધંધો સુશીલની ઝીણી મોટી ભુલો શોધી કપિલરાયને બતાવવાનો થઈ પડયો. કપિલરાય જાણે સુશીલને માબાપે ત્યજી દીધો હોવાથી ઉપકાર કર્યો હોય તેમ એની સાથે વર્તતા. કોઈ કોઈ વખત બધાંના સાંભળતાં એ કહી પણ દેતા કે, 'જુઓ સુશીલચંદ્ર, સસરા જમાઈનો સંબંધ ઘેર. અહીં તો ઑફીસના સ્ટાફ તરીકે સમજીનેજ તમારે કામ કરવું જોઈએ.'

સુશીલ મુંઝાઈ જતો ત્યારે ઈલા આગળ વરાળ કાઢતો: 'મને આ ઑફીસનુ કામ બિલકુલ પસંદ નથી. મારા સ્વભાવમાંજ એ નથી.'

ઈલા એનો ઊંધો અર્થ કરતી બોલતી: 'જુઓ સુશીલ, એક અઠવાડિયું ય થતું નથી ને તમે આ વાત મારી આગળ સંભાર્યા કરો છો. એનો અર્થ હું નથી સમજતી એમ ન માનશો. બાપુજી ઉપર કે મારા ઉપર, એ કામ કરીને તમે ઉપકાર ચડાવો છો, એમ હું માનવા તૈયાર નથી.' અને રોષભર્યા સ્વરે એ બોલી નાખતી: 'પ્રોફેસર પ્રોફેસરની રાતદિવસ વાતો કરો છો, પરંતુ ૧૫૦–૨૦૦થી એમાં વધારે મળવાનું શું છે? અને અહીં તમને ૩૦૦ રૂપિયા મફ્ત આપે છે તે કંઈ તમારા કામ ઉપર?'

સુશીલ બોલતો: 'ઈલા, હું વાતનો આવો અર્થ કરશે તેની મને ખબર ન હતી. હું તો એમ કહું છું કે બાપુજીના સ્વભાવ..........'

વચ્ચેજ વાક્ય તોડતાં ઇલા કહેતી: 'આ વાત પણ તમે કેટલામી વખત કરો છો? મેં તમને પહેલે દિવસેજ વાત નથી કરી દીધી કે બાપુજીનો સ્વભાવ થોડો ઉગ્ર છે? બાને, મને, ગમે તેને એ બોલવા બેસે ત્યારે બાકી મૂકતા નથી.' અને નરમ પડીને એ આગળ બોલી: 'આ લડાઇનો વખત છે. આવા માતબર કમાણી વખતે ઑફીસમાં પોતાનો વિશ્વાસુ એકાદ પણ માણસ જોઇએ એટલે તમને બાપુજી કે હું દબાણ કરીએ.'

આ સ્થિતિમાં સુશીલે છ વર્ષ ઑફીસની નોકરીમાં કાઢયાં. ગયે વર્ષે એનો સાળો—અનિલ—બી. કૉમ. થઇ ગયો અને ઑફીસ સંભાળવા લાગ્યો એટલે સુશીલને છૂટો કર્યો. સુશીલને એનો અફસોસ ન હતો. પરંતુ દર વર્ષે એના નામે વરસ આખરે બે અઢી હજાર રૂપિયા બોનસના જમા થતા હતા. જે બેંકમાં જમા મૂકવા કે ઑફીસમાંજ રહે, તે સુશીલને મન સરખું હતું; તે તેર હજાર રૂપિયા ઑફીસ છોડતી વખતે એને ન મળ્યા!

કપિલરાયે કારણ આપતાં કહ્યું: 'જુઓ સુશીલચંદ્ર, તમારે હાલ એની જરૂર નથી. વળી ઇલાને તમારાં માબાપે પોતાના કુટુંબીજન તરીકે સ્વીકારી નથી. એટલે એની અને એનાં બાળકોની જવાબદારી હજુ મારા માથા ઉપરજ છે. એટલે એવી કોઈ રકમ એના નામ ઉપર હોય તે વ્યવહારિક નથી. એ રકમ ઇલાના નામ ઉપર જમા રહેશે.'

ઇલાને પણ એ વ્યાજબી લાગ્યું હોય તેમ એણે કહ્યું: 'સુશીલ! એમાં તમે બાપુજી ઉપર ખોટું લગાડો એનો અર્થ તમે તમારોજ વિચાર કરો છો, આમા પક્ષનો તમને ખ્યાલજ નથી.'

સુશીલ આ કડવો ઘુંટડો ગળી ગયો. પરંતુ કપિલરાય સાથેનો ઘેર જવા આવવાનો સંબંધ તે પછી એણે કાપી નાખ્યો. ઇલા પૂર્વવત્ માતાપિતાને ઘેર જતી આવતી. પરંતુ બે માસમાં સુશીલ એક વખત પણ એની સાથે ગયો ન હતો એટલે ઇલાને પિતાજી ઉપર સુશીલના રિસાયાનો ખ્યાલ જરૂર આવ્યો. કપિલરાયે પણ ઇલાને એ અંગે કહ્યું. આ તો આંખમાં આંસુ લાવીને ઇલા આગળ રડી પડી હતી.

તે દિવસે ઘેર આવીને ઇલાએ કહ્યું: 'સુશીલ! આટલા વર્ષે પણ હું તમને નથી સમજી શકી કે તમારામાં આટલી હદ સુધીનો ક્રોધ છે. બાપુજીએ તમારું શું બગાડયું છે? તમારા રૂપિયા એ ખાઈ ગયા તો નથી ને? અને એમને ખાઇ જવા હોત તો તમને બોનસજ શું કરવા આપત? તમારો કંઇ એમાં હક દાવો ન હતો. બીજા કોઇને એટલું બોનસ નથી આપ્યું તે પણ તમે જાણો છો. છતાં એ રકમ મારા નામે મૂકી તેમાં તમે આટલો ક્રિનો

શુભો છો ? આ બિચારી આજે કેટલું રડી...........'

સુશીલથી બોલી જવાયું : ' તારી આ રડે તેનું તને દુઃખ થાય છે. પણ સુશીલની આ રડે તેની તને...........'

નાક ફુલાવીને ઇલાએ ફુંફાડો મારતાં કહ્યું : ' ઓ......મ ! ત્યારે એમ કહોને કે તમે મારાં માબાપ ઉપર વેર લો છો ! '

બિચારો સુશીલ ! તે પછી એનું લગ્ન જીવન ઘણું કટુ બની ગયું છે. એ બધો વિચાર આવતાં જ હું કમકમી ગયો. હું સુશીલ સામે લુખ્ખી દૃષ્ટિ નાખતાં કંઈ બોલ્યાચાલ્યા વગર મૂંગો જોઇ રહ્યો. એજ રીતે કનક અને રોહિણી સાથેના લગ્નજીવનથી પણ અમારા બે મિત્રો દુઃખી હતા.

*

મૌનથી જ આ કથની મને કહી દીધી હોય તેમ ઝટ સુશીલે કહ્યું: ' રણછત ! પુરુષના દુઃખની આ કથાઓ લખવાનું તમને લેખકોને કેમ સૂઝતું નથી ! '

હું જવાબ આપું તે પહેલાં ભગવતી ચા-નાસ્તો લઈ ખંડમાં દાખલ થઇ, અને ટેબલ ઉપર મૂકતાં બોલી: ' કેમ, સુશીલભાઇ, શું વાત છે તમારી ? '

સુશીલ હસીને કહ્યું: ' રણછતને એમ કહેતો હતો કે, તમે લેખકો પુરુષો થઈ સ્ત્રીનાં દુઃખની વાત કાયમ રડ્યા કરો છો, ત્યારે......'

ભગવતી વચ્ચે જ મારા સામે કટાક્ષ કરતાં બોલી: ' સુશીલભાઇ ! એ લેખકોની વાતો તો મગરનાં આંસુ જેવી છે. '

' એટલે ! ' સુશીલે પૂછ્યું.

ભગવતીએ લેખકોના માનસનું પૃથક્કરણ કરતાં કહ્યું : ' સુશીલભાઇ ! મને પોતાને જે જાત અનુભવ છે, તે ઉપરથી મેં તો અનુમાન કર્યું છે કે જે લોકો હડહડતું જૂઠાણું ચલાવે છે તે જ સત્યની વધુ ચર્ચા કરે છે. જે વધુ અપ્રામાણિક છે તે જ પ્રામાણિકતાની ફીલસુફી હાંકે છે, જે ચારિત્ર્યહીન છે તે જ ચારિત્ર્યની વધુ વાતો કરે છે. જે જીવનમાં મુદ્દલ ધર્મ આચરતા હોતા નથી તે જ મોટે ભાગે ધર્મનાં ક્રિયાકાંડ ને આચારવિચારની આળપંપાળ કર્યા કરે છે. '

સુશીલને હજુ આમાં કંઇ સમજ પડી ન હતી એટલે તે એક ધ્યાને સાંભળી રહ્યો હતો. ભગવતી એ ઉપરથી સિદ્ધાંત તારવતાં બોલી: ' સુશીલભાઈ ! એ જ પ્રમાણે પુરુષ જાતિમાંથી, જે વર્ગ સ્ત્રીને વધુમાં વધુ અન્યાય કરે છે, તે લેખકો જ એના દુઃખનાં વધુમાં વધુ આંસુ સાર્યા કરે છે ! '

હું અને સુશીલ બંને હસી પડ્યા !

# પ્રસંગકથા

**અસ્પૃશ્ય વિધવા!**

પાટીદાર નાતિની રૂઢિચુસ્તતાને પૂરેપૂરી ન સમજી શકેલા, શહેરમાં રહેતા એક પર નાતિના સમાજસુધારક મુરબ્બીએ 'પાટીદાર'માં છપાયેલ એક 'કન્યા જોઈએ છે' ન. અ.ના જવાબમાં પત્ર લખ્યો કે, "મારા એક સંબંધીના મિત્ર તરફથી મને એક લેઉવા પાટીદાર બહેન, જે મેટ્રિક થયેલાં છે, ઉમર ૨૬ની છે, શરીરે સશક્ત છે અને વિધવા છે તેમના લગ્નનું કામ સોંપવામાં આવ્યું છે. એ બહેનને હું બહુ સારી રીતે ઓળખું છું અને કોઈપણ સારા સુશિક્ષિત અને ઉદાર આગળ પડતા વિચારવાળા યુવકનો સંસાર તેમની સાથે સંબંધ બાંધી સારી રીતે સુખી થઈ શકે; એમ હું ખાત્રીપૂર્વક માનું છું. આપે જેમને માટે જાહેર ખબર આપી છે તે ભાઈની વધારે વિગત જણાવી શકશો. આપની આપેલી બધી માહિતી ખાનગી જ રહેશે એ જણાવવાની જરૂર નથી"

**ચતુર પુરુષ!**

જ્યારે એક ગરીબ માબાપની ૨૦ વર્ષની અને મેટ્રિક સુધી ભણેલી દીકરી માટે 'વર જોઈએ છે' એ માગણીના જવાબમાં અંગ્રેજીમાં ટાઈપ કરેલો પત્ર મળે છે—"હું ચોક્કસ કહી શકું તેમ છું કે, જો તે બાળાનાં માબાપ ખરેખર ગરીબ સ્થિતિનાં હોય અને લગ્ન અંગે કંઈ ખર્ચ કરી શકે તેમ ન હોય તો, એમની ઈચ્છા હોય તો, હું તેવી ગરીબ યુવતીને સ્વીકારવા તૈયાર છું. તમારી જાણ ખાતર જણાવું છું કે હું ૭ ગામ પૈકીના—ગામના—કુટુંબનો છું. લગભગ અડતાલીસ વર્ષનો અને પરણેલો, પરંતુ એકેય બાળક હયાત નથી.

"અંતમાં, ચોક્કસથી હું મારી જાત માટે કહી શકું તેમ છું કે હું સુધારક છું અને વિધવાવિવાહમાં નિષ્ઠાપૂર્વક માનું છું. પરંતુ મને જણાવતાં દિલગીરી થાય છે કે એવી કોઈ લાયક વિધવા હિંમતપૂર્વક લગ્ન માટે પગલું ભરી આપણા સમાજમાં દાખલો બેસાડે તેવી મેળવવામાં હું નિષ્ફળ ગયો છું. અને તેથી હવે મારે મારા વિચારો બદલવા પડ્યા છે. એટલે જો તે બાળા મારી સાથે જોડાવા તૈયાર હશે તો હું ખાત્રીપૂર્વક કહું છું કે તે સંપૂર્ણ સલામત અને સુખી હશે. ફક્ત તે સંસ્કારી કુટુંબની અને સારી કેળવણી લીધેલી હોવી જોઈએ!"

## આ બંને પત્રો બતાવે છે આપણા સમાજનાં ઊંડાં દર્દ

પેલા મુરબ્બીશ્રીને પત્ર લખ્યો કે, 'જા. ખ. આપનાર ભાઈ વિધુર છે ખરા, પણ એમને કન્યા જોઈએ છે, વિધવા નહિ. વળી પાટીદાર સમાજનો એ સિદ્ધાંત છે કે એની બહેનદીકરીઓએ જેટલાં આંતરજ્ઞાતિય લગ્ન કર્યાં છે, તેટલી સંખ્યામાં પણ વિધવા બહેનદીકરીઓનાં પુનર્લગ્ન થયાં નથી!' કારણ કે, એવી વિધવાઓ લગ્ન માટે તૈયાર હોય તો પણ કોઈ પુરુષ એ અસ્પૃશ્ય વિધવાનું પાણીગ્રહણ કરવા તૈયાર નથી. અને કોઈ ભાઈ ઉપરના પત્રમાં તૈયારી બતાવ્યાનું લખ્યું છે તેમ (જો કે તે સાચું માનવાનું એ પત્ર ઉપરથી કોઈ કારણ દેખાતું નથી) હશે તો તે વિધવાને માટે તો ઊલમાંથી ચૂલમાં પડવા જેવું જ હશે. જે મુરબ્બીએ વિધવા બહેન માટે લખ્યું છે એ ગુજરાતમાં એટલા જાણીતા છે કે એમની ભલામણવાળી બહેન સાથે લગ્નથી જોડાવાનું મળે તો, જો સાચેજ સંસ્કારી યુવક હોય તો ધનભાગ્ય માને. છતાં સમાજની એથી ઊલટી સ્થિતિ છે! અને વિધવાનીજ આ સ્થિતિ છે એમ પણ ક્યાં છે! આજે આપણી કેટલીય સંસ્કારી બહેનો લાયક ઉમરની હોવા છતાં, માબાપ પાસે મોંમાગ્યો પૈસો આપવાનો નહિ હોવાથી કૌમાર્ય સેવે છે! જ્યારે સામી બાજુ એ તકનો લાભ લેવા અડતાલીસ વર્ષના સધુર વિધવા શોધવામાં નિષ્ફળ ગયા એટલે કન્યા પરણવાના નિર્ણય ઉપર આવ્યા છે!

## આનો ઉપાય?

મુંબઈ ધારાસભાએ અનેક પત્ની પ્રતિબંધક કાયદો કરીને જાણે પેલા ભાઈના જેવા ૪૮ વર્ષે સંતાનના અભાવે એક ઉપર બીજી કરવા તૈયાર થનાર માટે રસ્તો બંધ કરી દીધો . પરંતુ વિધવાવિવાહ માટે એવો કોઈ ઉપાય સરકાર કરી શકે તેમ નથી. સમાજના પુરુષવર્ગનું માનસ આજની રીત જોતાં હાલ તરત સુધરે તેમ શક્ય નથી. તે સ્થિતિમાં પુનર્લગ્ન કરવાં ઇચ્છતી વિધવાએ ગોળ, ગામ કે કુટુંબનો મોહ રાખ્યા વગર લાયક સાથી મળે તેની સાથે જોડાવું એ જ ઉચિત છે.

## ૨૭ વર્ષની કન્યા અને ૫૦ વર્ષનો ત્રીજ વર!

આ અંકમાં શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાનો 'હરિજન બંધુ'માંનો 'ઉમરનાં કજોડાંનાં લગ્નો' લેખ છપાયો છે. અને આ પ્રસંગકથા લખાય છે તે વખતેજ ખબર મળે છે કે, અડાસના એક ભાઈએ તેમની સત્તર વર્ષની દીકરીનાં લગ્ન કરવાનું વડોદરાના એક લગભગ પચાસ વર્ષના વૃદ્ધ પુરુષ સાથે નક્કી

કર્યું છે. પરણવા ઘેલા થયેલા એ મહાશયને ગત બે પત્નીઓનાં તેર બાળકો છે અને તેમાં સૌથી મોટો દીકરો સત્તર વર્ષનો છે! અને સામી બાજુ એટલી જ ઉંમરની એક કન્યા સાથે એ ભાઈ પરણવા તૈયાર થયા છે! આ સ્થિતિ કંઈ નવી નથી. પુરુષ કે સમાજ સમજીને સીધા ચાલે એ આજની સ્થિતિ જોતાં હાલ શક્ય નથી. સ્વતંત્ર હિંદમાં પ્રશ્ન છેડાવાય અને તે બને તો ના નથી. પરંતુ હાલ તો જે વર્ગ કચરાયેલો છે તેને કાયદાથી રક્ષણ આપવાની જરૂર છે. અને એ રીતે શ્રીમતી લીલાવતી મુનશીનો 'ઉંમરનાં કજોડાં લગ્નો'નો ખરડો અપૂર્ણ છે, એમ અમે અગાઉ આ નોંધમાં કહી ગયા છીએ. અને શ્રી. મશરૂવાળાના કથન સાથે સંમત થઈ જણાવીએ છીએ કે એવાં લગ્ન ગેરકાયદેસર ઠરાવવાં જોઈએ. ઉપરાંત ઉંમરનું જે અંતર એ ખરડામાં રાખ્યું છે તે વિશેષ છે એટલું જ નહિ, પરંતુ એમાં રહી જતી ખામી માટે એક ધોરણ રહે તે માટે શ્રી. મશરૂવાળાએ જે સૂચન કર્યું છે— 'કોઈ પણ ઉંમરની સગીર કન્યાનાં તેનાથી દોઢા કે, અઢી ગણી ઉંમરથી વધારે વધારે ઉંમરના પુરુષ સાથેના લગ્નને આવો કાયદો લાગુ કરવામાં આવે. તો કાયદાનો અમલ વધારે સરળ થાય ને આશય કંઈક બર આવે.' ખરડામાં છે તે કરતાં આ સુધારો સારો છે.

### એક ડગલું આગળ

પરંતુ એથી આગળ જઈ, સગીર કન્યાઓના હિતનો જ સવાલ વિચારવાનો હોય તો એમ ઠરાવવું જોઈએ કે સગીર કન્યાનાં લગ્ન એનાથી દસ વર્ષ કરતાં વધારે મોટા પુરુષ સાથે થવાં ન જોઈએ. એ લેખમાં શ્રી. મશરૂવાળાએ લખ્યું છે કે, 'જે પતિને જે સ્ત્રીની સાથે લગ્નથી જોડાવાના ફળરૂપે સજા ખમવી પડી હોય, તે સ્ત્રીને તે પતિની સાથે દહાડા કાઢવામાં સુખ મળવાનો સંભવ રહેતો નથી.' એ ઉપર વિચાર કરતાં લાગે છે કે, એ કારણે જ સ્ત્રીને સુખ ન મળે તેમ માની લેવાનું ખાસ કારણ નથી—સિવાય કે એ સ્ત્રીએ જાતે પતિ ઉપર ફરિયાદ માંડી હોય. કારણ કે, પુરુષ જાણતો હોય છે કે એ સજા કરાવવામાં સ્ત્રીનો કંઈ હાથ નથી. કાયદો હતો અને તેનો લાભ લઈ તેનાં હિતેચ્છુઓએ પોતાને સજા કરાવી છે. જે રીતે બાળલગ્નના પ્રસંગમાં ઘણા સસરાઓ દંડાયા છે છતાં તે કારણે એમને જેમ પુત્રવધૂ ઉપર કોઈ જાતનું દુઃખ થયું નથી. તેમ આમાં પણ પતિને પોતાની પત્ની ઉપર માઠું લાગવાનું કારણ નથી.

### પણ આકાસની આશાનું શું?

કાયદા વિના આપણે બીજી રીતે પણ આવા પ્રશ્નો વિચારવા જોઈએ. કન્યાનો બાપ અને પરણવા તૈયાર થનાર, એ બે તો જાણે દેખીતા ગુનેગાર છે પરંતુ તે સિવાય એ બંને પક્ષના સંબંધીઓ, હિતેચ્છુઓ અને ગામના યુવકોની પણ તે ગુનો અટકાવવાની એટલીજ ફરજ છે. તેમાંય એનો ભોગ થનાર બહેને એમ સગા રહી અત્તર વર્ષની ઉમરે એ માબાપના પગલાને તાબે થવું એ પણ ઠીક નથી. બંને પક્ષના હિતેચ્છુઓએ એ લગ્ન ન થાય તે માટે શક્ય તેટલા પ્રયત્ન કરવો. જ્યાં એ બંધ ન રહે તો દરેક સમજુ માણસે એમાં બિલકુલ ભાગ ન લેવો. અને એ પગલા સામે પોતાનો વિરોધ છે તેમ બતાવવા અને ગામના યુવકોએ કાળા વાવટા ધરવા. કોઈ કહેશે એથી શું વળ્યું? લગ્ન કંઈ બંધ રહ્યું? હા, એથી તો ઘણું થશે. મોટેભાગે લગ્ન બંધજ રહે. કારણકે એ પગલું ભરનાર પક્ષ પોતાના હિતેચ્છુઓનો વિરોધ નથી માટેજ આમ કરે છે. વળી એથી સૂગી રહેલી બાળાને પણ પોતાનો વિરોધ જાહેર કરવાની શક્તિ આવે છે. અને એમ ચોમેરથી પ્રયત્ન થતાં કોઈ અપવાદ સિવાય લગ્ન બંધજ રહે. અને એવું અપવાદરૂપ લગ્ન થાય તો એમાં પોતાનો વિરોધ છે તે જાહેર કરવા કાળા વાવટા બતાવવા, એજ બરાબર છે. આ પ્રમાણેની ફરજ જ્યાંસુધી લાગતાવળગતા વર્ગો ન બતાવે ત્યાં સુધી આ અયોગ્ય પગલાની નૈતિક જવાબદારી બધાની છે. આશા છે કે બંને પક્ષના હિતેચ્છુઓ, યુવકો અને સમાજસેવકો પોતાની ફરજ બજાવી આ લગ્ન અટકાવશે.

### ચારુતર અને ચરોતર

ચારુતર કેળવણી મંડળ તરફથી વલ્લભ વિદ્યાનગરમાં બંધાતી કોલેજને અંગે અમદાવાદના એસ.એલ.ડી. કોલેજના અધ્યાપક શ્રી. બેચરદાસ દોશીએ ઉપરના બે શબ્દો માટે પોતાનો અભિપ્રાય વર્તમાનપત્રોમાં દર્શાવ્યો છે. 'છાપાઓ દ્વારા એમ જાણ્યું છે કે આણંદમાં ચારુતર વિઠ્ઠલભાઈ કોલેજ નામનું એક મહાવિદ્યાલય સ્થપાવાનું છે. મહાવિદ્યાલયના કર્તાધર્તાઓ ચરોતર નામના પ્રદેશ માટે ચારુતર શબ્દ વાપરતા હોય તો તે બરાબર નથી. ચરોતર એટલે એકસોને ચાર ગામનું જૂથ, અર્થાત્ જે પ્રદેશમાં એકસોને ચાર ગામ આવેલાં છે તે. ચારુતર શબ્દ કોઈ રીતે ચરોતરના ભાવને બતાવી શકતો નથી. તે શબ્દનો સાધારણ અર્થ 'વધારે સારું' એટલોજ થાય છે. બીજું, કોલેજને બદલે મહાવિદ્યાલય શબ્દજ વિશેષ ઉચિત છે.'

**બીજું, પ્રજાએ પણ આનો વિચાર કરવાનો છે.**

આમ નર્યા ધર્મગુરુઓ ઉપર ટીકા કરી બેસી રહેવું એ જાગ્રત પ્રજાનું લક્ષણ નથી. પ્રજાએ પણ તે અંગે ગુરુઓને જગાડવા પ્રયત્ન કરવો જોઈએ. અને તેમાંય સામાન્ય રીતે આપણા આગેવાનોએ તો આવી બાબતમાં વિશેષ જાગ્રત રહેવું જોઈએ. છેલ્લા દસકામાં શ્રી વિદ્યાનંદજી મહારાજે ગીતા મંદિરના નામે ગીતાની મૂર્તિની જે નવીન સ્થાપના કરી ત્યારે એ અંગે મહાત્માજીએ પોતે પણ એનો વિરોધ કર્યો હતો. પરંતુ એ વિચાર દરેક માણસ માનતા એમ ફરજ ન પાડી શકીએ. પરંતુ એ મંદિરો પણ અમે જાણીએ છીએ ત્યાં સુધી હરિજન માટે ખુલ્લાં નથી, છતાં એવી સ્થિતિમાં નાગપુરમાં બેએક માસ ઉપર જ્યારે એવું એક નવીન મંદિર સ્થાપન કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેનો સમારંભ આપણા વડી ધારાસભાના પ્રમુખ. માનનીય માવલંકર દાદા સાહેબના પ્રમુખપણા નીચે થયો. તો જો એવાં મંદિર હરિજન માટે ખુલ્લાં ન હોય તો એના ઉદ્‌ઘાટન કે શિલારોપણમાં સિદ્ધાંતની રીતે ભાગ ન લેવો જોઈએ, એવા આગેવાનોએ ચીલો ન પાડવો જોઈએ. મતલબ કે, ફક્ત ધર્મગુરુઓ જ નહિ, પણ આપણા આગેવાનો અને વિચારકોએ, દરેકે આ રૂઢ થઈ ગયેલી પ્રથાને નાબૂદ કરવા માટે જાગ્રત રહેવાની જરૂર છે.

---

## વર જોઈએ છે

એક શિક્ષિત, ખુશાલ વિવાહ યોગ્ય કન્યાને માટે એવો સંસ્કારી અને શિક્ષિત વર જોઈએ છે. જે પરદા કે એવી કુપ્રથાઓને હાનિકારક માનીને સાદાઈથી વૈદિક પદ્ધતિથી લગ્ન કરવા માગતો હોય તેણે લખવું. ઉમર ૨૦–૨૫ વર્ષની અંદર હોવી જોઈએ. લખો:—

**મંત્રી 'પાટીદાર યુવક મંડળ' મુ. પો. ઊન, તા. અરવૌન.**

બીજું, પ્રજાએ પણ આનો વિચાર કરવાનો છે.

આમ નર્યા ધર્મગુરુઓ ઉપર ટીકા કરી બેસી રહેવું એ જાગ્રત પ્રજાનું લક્ષણ નથી. પ્રજાએ પણ તે અંગે ગુરુઓને જગાડવા પ્રયત્ન કરવા જોઈએ. અને તેમાંય સામાન્ય રીતે આપણા આગેવાનોએ તો આવી બાબતમાં વિશેષ જાગ્રત રહેવું જોઈએ. છેલ્લા દસકામાં શ્રી વિદ્યાનંદજી મહારાજે ગીતા મંદિરના નામે ગીતાની મૂર્તિની જે નવીન સ્થાપના કરી ત્યારે એ અંગે મહાત્માજીએ પોતે પણ એનો વિરોધ કર્યો હતો. પરંતુ એ વિચાર દરેક માણસે માનવો એમ ફરજ ન પાડી શકીએ. પરંતુ એ મંદિરો પણ અમે જાણીએ છીએ ત્યાં સુધી હરિજન માટે ખુલ્લાં નથી, છતાં એવી સ્થિતિમાં નાગપુરમાં બેએક માસ ઉપર જ્યારે એવું એક નવીન મંદિર સ્થાપન કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેનો સમારંભ આપણા વડી ધારાસભાના પ્રમુખ, માનનીય માવલંકર દાદા સાહેબના પ્રમુખપણા નીચે થયો. તો જો એવાં મંદિર હરિજન માટે ખુલ્લાં ન હોય તો એના ઉદ્ઘાટન કે શિલારોપણમાં સિદ્ધાંતની રીતે ભાગ ન લેવો જોઈએ, એવા આગેવાનોએ ચીલો ન પાડવો જોઈએ.' મતલબ કે, ફક્ત ધર્મગુરુઓજ નહિ, પણ આપણા આગેવાનો અને વિચારકોએ, દરેક આ રૂઢ થઇ ગએલી પ્રથાને નાબૂદ કરવા માટે જાગ્રત રહેવાની જરૂર છે.

---

## વર જોઈએ છે

એક શિક્ષિત, સુશીલ વિવાહ યોગ્ય કન્યાને માટે એવો સંસ્કારી અને શિક્ષિત વર જોઈએ છે, જે પરણ્યુ કે એવી કુપ્રથાઓને હાનિકારક માનીને સાદાઈથી વૈદિક પદ્ધતિથી લગ્ન કરવા માગતો હોય તેણે લખવું. ઉમર ૨૦–૨૫ વર્ષની અંદર હોવી જોઈએ. લખો:—

મંત્રી 'પાટીદાર યુવક મંડળ' મુ પો. ઊન, વા. ખરગોન.

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫–૨–'૪૭

ગૃહિણી વિના ઘર ન શોભે : શણગાર વિના ગૃહિણી ન શોભે
જ્ઞાન વિના શણગાર ન શોભે : સંસ્કાર વિના જ્ઞાન ન શોભે

સ્ત્રીઓ અને કન્યાઓમાં સંસ્કાર પૂરતું સ્ત્રીઓનું માસિક

# સ્ત્રીજીવન

- ગુજરાતના જાણીતા લેખકોનાં કાવ્યો, ગરબા, વાર્તાઓ, નિબંધ અને વ્યાખ્યાનો આ માસિકમાં નિયમિત આવે છે.
- લગ્નજીવન અને સંસ્કાર પૂરે તેવા લેખો, કન્નેકાંના પત્રો, અશ્રુકથાઓ અને લગ્નગીતો
- પોશાક અને શૃંગાર પસંદ કરવાની અને પહેરવાની કળા ચાંદલો, ચુડી અને કેશની વિવિધ સૂચનાઓ.
- રસોઈની વાનીઓ, મોસમનાં શાકભાજી બનાવવાની રીત, બાળકો માટે દાશીમાનું વૈદું અને સ્ત્રીઓના રોગો.
- ગૃહ ઉદ્યોગ, ભરત ગૂંથણ ને મોતીના પરદા-તોરણ, બજાર ખરીદી જેવા રોજના ઉપયોગી વિષયો.
- અંગકસરત ને વ્યાયામની રીતો, પ્રવાસ અને સ્ત્રીઓ માટે ઘડાતા નવા કાયદાની સમજ અને માબાપના પ્રશ્નો.
- સ્ત્રીઓને લગતા સાચા કિસ્સાઓ, કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓને થતા અન્યાયના કેસો ને મૂંઝવતા પ્રશ્નોના જવાબો, સ્ત્રીસમાચાર અને પુસ્તક પરિચય.

વિવિધ સામગ્રી સાથે સ્ત્રીઓ માટે પ્રગટ થતું દળદાર માસિક

કાર્તકથી નવું વર્ષ શરૂ થયું છે.

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬) પરદેશ માટે રૂ. ૭-૧૨-૦

**સ્ત્રી-જીવન કાર્યાલય, ઝવેરીવાડ, અમદાવાદ**

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩. પરદેશમાં શિલિંગ ૬

કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

ફાગણ સં. ૨૦૦૩ | ફેબ્રુઆરી–'૪૭ | વર્ષ : ૨૬ અંક : ૫

## મારો નિશ્ચય

ઘણા લાંબા સમયના મનન અને મંથન પછી, પાટીદાર સમાજમાં બાળવિધવા પ્રત્યેના પ્રવર્તતા સામાજિક અન્યાયી વર્તાવ અને જોહુકમીના જુલ્મ તળે પળાવવામાં આવતી ફરજિયાત વૈધવ્યની પ્રથા સામે, હું મારા લગ્નમાં સખ્ત વિરોધ જાહેર કરવાને પ્રેરાયો છું.

જ્યારથી મને નિર્દોષ બાળવિધવાઓ ઉપર ગુજરતા જુલ્મોનું ભાન થયું ત્યારથી, એટલે કે હું લગભગ વીસેક વર્ષનો હોઇશ ત્યારથી, મને લાગ્યું છે કે જે સમાજમાં સેંકડો બાળવિધવાઓને ફરજિયાત વૈધવ્ય પળાવવામાં આવે છે અને દુઃખદ ઓશીઆળું જીવન ગુજારવું પડે છે એવા સમાજમાં કુંવારી કન્યા સાથે લગ્ન કરવું એ, એ સમાજમાં પ્રવર્તતા અન્યાયમાં ભાગીદાર બનવા સમાન છે.... કૉલેજના અભ્યાસ સાથે મેં આ વિચારને પોષ્યા કર્યો અને એ વિચાર દિનપ્રતિદિન દૃઢ બનતો ગયો. દૃઢ બન્યા બાદ મેં દૃઢ નિશ્ચય કર્યો કે મારે લગ્ન કરવું તો કોઇ બાળવિધવા સાથેજ, નહીંતર આ જીવન અપરણિતજ રહેવું. મેં આ વિચાર મારા વડીલોને સને ૧૯૩૯માં બી. એ. પાસ થયા બાદ જણાવ્યો. તેઓએ મને પ્રચલિત અર્થમાં જે સુધારક લગ્ન ગણાય છે તેવું લગ્ન કરવા જણાવ્યું, પણ મેં ના પાડી અને હું મારા નિશ્ચયમાં અચળ રહ્યો.

હાલ મારી ઉંમર ૩૩ વર્ષની છે. જેવી રીતે વિધવાઓ પ્રત્યે મને દિલસોજી અને આદર છે તેવી રીતે સમાજમાં અસ્પૃશ્ય, ગણાતા હરિજનો પ્રત્યે પણ આદર અને દિલસોજી છે. આવાં કારણોને લીધે અન્યાય નીચે કચડાતા વર્ગોની ઉન્નતિ કરવાનાં કામોમાં મને રસ છે અને શક્ય એટલું કામ કરી છૂટવાની તમન્ના છે.

મોટાં ગણાતાં ગામો પૈકી એટલે કે છ ગામ, બાર ગામ વગેરે ગોળ પૈકીની કોઇ પણ બાળવિધવા મારી ઉપર જણાવેલી જીવન ભાવનાને અનુસરવા તૈયાર હોય તો હું મારું લગ્ન એની સાથે કરવાને ઉત્સુક છું. બાળવિધવા અથવા વિધવા કે જેણે પોતાના પતિનું યોગ્ય ગણાય એટલું સુખ જોયું નથી અને તે વિધવા ઉપર જણાવેલી મારી જીવન ભાવનાને અનુસરવા તૈયાર હોય તો હું મારું લગ્ન એ વિધવા સાથે કરવાને ઉત્સુક છું. આટલીજ લાયકાત એ વિધવા માટે પૂરતી છે.

ઉપર પ્રમાણેનો મારો નિશ્ચય હું પાટીદાર સમાજ સમક્ષ સવિનય જાહેર કરું છું. આથી કુટુંબમાં કુટુંબીઓની અને સમાજમાં મુરબ્બીઓની લાગણી દુભાય તો તેઓની ક્ષમા પ્રથમથીજ માગીને મારો આ ધર્મ બજાવવા તત્પર થયો છું.

—: હાલમાં :—
હરિજન ઉદ્યોગ મંદિર
મગીકા ભાગોળ,
નડિયાદ

લિ.
જશભાઈ વિઠ્ઠલભાઇ પટેલ
કોટ ફળિયું,
ભાદરણ (વાયા આણંદ)

## વર જોઇએ છે

લેઉઆ પાટીદારની મેટ્રિક થયેલી એક વિધવા ઉંમર વર્ષ ૨૫ને સારા સુશિક્ષિત પાટીદાર સાથે લગ્ન કરવાની ઇચ્છા છે. પુરુષની ઉંમર ૩૫થી વધુ ન હોવી જોઇએ.

લખો :—એસ., C/o 'પાટીદાર' મંદિર, આણંદ

# જીવન અને લગ્નનું ધ્યેય

**[ શ્રી. મગનભાઈ દેસાઈ ]**

એક યુવકે મને કેટલાક સવાલો પૂછ્યા છે. તેનો જે જવાબ મેં તેને આપ્યો તે એના સવાલોની સાથે નીચે આપું છું. માનું છું કે, એના જેવા અનેક યુવકોને તે મદદરૂપ થશે.

## સવાલો

"એક યુવકના જીવનને સ્પર્શતા નીચેના પ્રશ્નોમાં આપ સલાહ અને દોરવણી આપશો એવી આશા સાથે આ પત્ર પાઠવું છું.

(૧) અ. માનવ જીવનનું ધ્યેય શું હોઈ શકે?

બ. 'પ્રભુપ્રાપ્તિ' અગર 'મોક્ષ' એજ જીવન-ધ્યેય હોઈ શકે, કે પછી પોતાની મર્યાદા મુજબ પ્રત્યેક મનુષ્યે પ્રભુપ્રાપ્તિથી નીચું ધ્યેય નક્કી કરવું જોઈએ?

ક. શક્તિની આવી મર્યાદા શી રીતે નક્કી કરી શકાય?

(૨) અ. લગ્ન અને લગ્ન-જીવનનો હેતુ શો હોઈ શકે?

બ. લગ્ન-જીવનમાં શારીરિક સૌંદર્યનું શું સ્થાન હોઈ શકે?

ક. બાળ-લગ્નને પરિણામે મોટપણમાં પતિ-પત્ની વચ્ચે શારીરિક અણગમાને પરિણામે અપ્રેમ ઉત્પન્ન થયો હોય તો છૂટાછેડા કેટલે અંશે વાજબી ગણાય?

ઉપરના પ્રશ્નોના ટૂંકમાં પણ જવાબ આપશો તો આપનો ઘણોજ આભારી થઈશ."

## ઉત્તર

તમારો ૨૫/૧૧નો પત્ર મળ્યો. તમારા પ્રશ્નો ભારે છે, પરંતુ તે તમારા જેવાને કોરી શકે છે ને તેમનું ઘટતું સમાધાન કરવું જોઈએ, એ હું સમજું છું. તમારી ઉંમરે આવા પ્રશ્નો મનેયે સારી પેઠે કોર્યા હતા. એમનું સમાધાન કેવળ શબ્દોથી કે શાસ્ત્રવાક્યોથી નથી થઈ શકતું, એ તો તમને ખબર હશે; એ સવાલો તો મૂળે જીવનમાંથી ફૂટે છે અને જીવનના વિકાસ દ્વારાજ એ કાળાન્તરે ઊકલે છે. અને એમજ હોઈ શકે, કેમ કે એ એવા ઊંડા ને જીવન સાથે જડાયેલા છે. કેવળ તાર્કિક તે નથી હોતા. આમ છતાં, બુદ્ધિથી બને તેટલું સમજવાની પણ જરૂર છેજ; અને એથી

એવા જીવનના પ્રયત્નમાં મદદ પણ મળે છે. એટલે તમારા પ્રશ્નોના ઉત્તર તો આપવા જોઈએ. એ એવા અનુભવે મળનારા ખરા જવાબની શરૂઆત છે એમ સમજી લેવું જોઈએ. એટલું જ.

આટલી પ્રસ્તાવના બાદ, હવે તમારા પ્રશ્નોના ઉત્તર આપું. તેમાં તમને વધારે પૂછવા ઇચ્છા થાય તો વળી ફરી લખશો. યા કોક વાર રૂબરૂ મળવાનું થાય તો ત્યારે પૂછશો તો તો સરસ

(૧)

માનવજીવનનું ધ્યેય આપણામાં રહેલી ખરી માનવતાને વ્યક્ત કરવી કે તેને પહોંચવું એ છે. માનવ શરીરે પશુ જેવો છે, પણ તેટલોજ માત્ર એ નથી. તેને બુદ્ધિ છે, સમજ છે; તેથી તે જીવનમરણનો, સારાનરસાનો, સુખઅસુખનો, સ્વાર્થપરાર્થનો, શ્રેયસપ્રેયસનો વિચાર કરી શકે છે. આવું વિવેકમય જીવન સાધવું એમાં ખરી માનવતા છે

એટલે તમે કબૂલ કરશો કે, આનો પાયો અને આરંભ સરળ સદાચારી અને જાગ્રત કે પ્રમાદ વગરના જીવનથી થવો જોઈએ એ ધ્યેય રાખીને ચાલતાં આગળ ને આગળ વધી શકાય છે.

આવું ધ્યેય સૌને માટે છે. કોઈ તેમાંથી મુક્ત નથી, કેમકે ઓછાવત્તા અંશે સૌ સારા તેમજ ખરાબ, પ્રમાદી તેમજ અપ્રમાદી, દૈવી તેમજ આસુરી હોય છે એટલે દરેક જણ ભલે યથાશક્તિ સારો સદાચારી કે ઉત્તમ માનવ બનવા મથે; પણ એ આદર્શમાં તો કશી મર્યાદા ન હોય. એટલે કે, કોઈ એમ ન કહે કે હું તો આટલોજ સારો બનીશ, વધારે નહિ. પૂરી સારાઈ કે સાધુતાને પહોંચવા માટેના પ્રયત્નમાં ઓછીવત્તી માત્રા હોય છે, એ તો સૌ જાણે છે. એટલે શક્તિની મર્યાદાથી આદર્શને નીચો કરવાની જરૂર નથી.

અને શક્તિ પણ કાંઈ વધતી નથી એવું થોડું જ છે? શક્તિ મૂળે આપણાં સંયમ, ધૈર્યનિષ્ઠા, એકાગ્રતા વગેરેનું ફળ હોય છે. અને આ બધા ગુણો પ્રયત્નથી કેળવી શકાય છે. ભલે તેમાં વરસો જાય, અને જન્મ જન્માન્તરો પણ જાય. પરંતુ તે કેળવી શકાય છે, એ મોટી વાત છે.

આટલાથી તમારા પ્રશ્ન ૧ અ, ક આવી ગયા. વચલો પ્રશ્ન પ્રભુપ્રાપ્તિ કે મોક્ષના આદર્શ અંગેનો રહે છે. તેનો થોડોક તો ઉપરના જવાબમાં શરૂ થઇ ગયો. કેવી રીતે?–

. એ જે સાચી માનવતા છે એનું સ્વરૂપ શું? એ વિચાર કરવામાંથી આ મોક્ષ પ્રભુ ઇ૦ વસ્તુઓ જાગી છે. માણસ મર્યાદિત પ્રાણી છે, બંધનમાં છે, દુઃખી છેઃ આ વસ્તુસ્થિતિના મૂળ વિચારમાંથી જે આદર્શ ધ્યાનપાત્ર ઠર્યો તેનું નામ મોક્ષ પાડ્યું. અને આવો મોક્ષ મળી શકે? એનો દાખલો છે?—એ વિચાર પરથી પ્રભુપદ મનુષ્યને લાધ્યું. પ્રભુ એક સદા મુક્ત છેઃ અને આપણે તે સમજીએ તો આપણે બધા—બધું જ મૂળ રૂપે તો તેના જ અંશ છીએ આથી પ્રભુને મેળવવો એ મોક્ષ છે, એ ખરી માનવતાની સિદ્ધિ છે, એમ જણાવવામાં આવ્યું.

એટલે, આમ જો તમે સમજશો તો માનવના પરતુ વિકસતાં વિકસનાં, પ્રભુતા અને આત્માની પરમ મુક્તતા એ છે, એમ જણાશે. પ્રભુ=પ્રભાવ કે સત્તાવાળો એ તમને ખબર હશે. એ જ અર્થ ઈશ્વર શબ્દનોય છે. આપણે માણસો જગતમાં હારીએ છીએ; પામર છીએ, દુઃખી છીએ. પણ પામરતા આપણને ગમતી નથી; દુઃખ જોઈતું નથી. તેનો જ આદર્શ તે પરમેશ્વર છે. તેને મેળવવો એટલે પ્રભુપ્રાપ્તિ અને એમાં જ માનવતાની કૃતકૃત્યતા પણ છે.

(૨)

તમારો બીજો પ્રશ્ન લગ્ન અંગે છે, ઉપરનો પહેલો ઉત્તર જો સ્વીકારશો તો આપોઆપ એમાંથી સિદ્ધ થાય છે કે, જીવનની બધી બાબતો—ધંધો-રોજગાર, સમાજવ્યવહાર, લગ્નજીવન ઇ૦—એ ધ્યેયની પરિપૂર્તિને માટે નાનાં મોટાં મદદરૂપ સાધનો તરીકે હોય એટલે કે, લગ્ન એ આપણામાં રહેલી માનવતાના ઉત્કર્ષના ઉપર જણાવેલા આદર્શને પોષવાને માટે છે. ભર્તૃહરિનું પેલું મહાન વાક્ય તમને ખબર હશે કે—

આહાર, નિદ્રા; ભય અને મૈથુન એ ચાર વાતો મનુષ્ય અને પશુને સરખી લાગેલી છે. બેમાં ફેર માત્ર એક વાતે કરીને છે અને તે ધર્મ. તેથી ધર્મરહિત જીવન પશુજીવનની બરોબર છે.

કામવાસના પશુમાં છે. પણ મનુષ્ય તેમાં માનવતાની સિદ્ધિની નજર રાખીને વર્તે છે. પશુ કુદરતી પ્રેરણાથી વર્તે છે, એટલે કુદરત જેમ તેને ચલાવે તેમ અને તેટલા સહજ સંયમથી તે ચાલે છે, પણ મનુષ્યે તો પોતાનો સંયમ જાતે કેળવવો જોઈએ. તેથી માનવ સમાજે લગ્નસંસ્થા આદિકાળથી પોતાને માટે યોજી છે. જંગલીમાં જંગલી કહેવાતા સમાજમાં પણ લગ્નસંસ્થા અને તેની વ્યવસ્થાના કોઈ ને કોઈ નિયમો હોય છે, તેનું કારણ આ જ છે. આમ જોતાં, સામાજિક દૃષ્ટિએ લગ્નસંસ્થા એ સમાજની

સામુદાયિક વ્યવસ્થાનો એક પાયારૂપ ભાગ છે. તેથી જ સરકારો આ બાબતમાં કાયદા કરી શકે. તે કેવળ વૈયક્તિક કે ખાનગી ગમાઅણગમાના તરંગ ઉપર અવલંબતી વસ્તુ નથી. પણ તેવો અંશ પણ એમાં છે, એની ના ન પાડી શકાય.

ઉપર મેં એક વાત કહી તે ખ્યાલમાં આવી હશે કે, પશુ માટે પ્રકૃતિ-સિદ્ધ નિયમન હોય છે; માણસ માટે તેમ નથી. આથી કામવાસના બાબતમાં પણ માણસ વિકૃત અને સંસ્કૃત બેઉ બની શકે છે. તે વાસનામાં તે ડૂબી પણ મરે અને તેના ઘડતા સંયમ દ્વારા ચડી પણ શકે. લગ્નજીવનનો આદર્શ આવી સંસ્કૃતતા કે ચડતી સાધવા માટેનો છે. તે દ્વારા (૧) કામવાસના વ્યવસ્થિત બને છે, (૨) સામાજિક સંતતિ-વ્યવસ્થા ચાલુ રહી શકે છે. (૩) અને આ રીતે સ્ત્રીપુરુષ સહધર્મ અને એકનિષ્ઠાવ્રતના પાલનથી એક એવી ગૂઢ એકતાનો અનુભવ કરી શકે છે કે જેને કવિઓએ લગભગ દિવ્ય કહી છે. આ જ વસ્તુ તે પ્રેમ છે. જે મોહથી જુદી વાત છે. મોહ સ્વાર્થી હોય છે, પ્રેમ પરાર્થી ને નિસ્વાર્થ હોય છે

આમાં મે તમારો ૨ અ સવાલ પૂરો કર્યો.

તમારો ૨ બ સવાલ એવો છે ને કે, સ્ત્રી રૂપાળી ન હોય તો લગ્ન-જીવનનું શું થાય? કવિની પેલી કડી યાદ છે ને? 'દેહલગ્નની અને પ્રેમલગ્નની વિધવા'વાળી. રૂપ જોઇને પરણેલાં પણ પાછળથી ઊંચા મનવાળાં બને છે અને ખાસ રૂપ ન હોવા છતાં સરસ સુખી દંપતીજીવન સંભવિત હોવાના દાખલા છે. મતલબ કે, સફળ લગ્નજીવન અંગે શરીરના રૂપનો સવાલ ગૌણ બને છે. પોતાને માટે પતિ કે પત્ની પસંદ કરતી વખતે આ સવાલ આજે નવજુવાનોને પજવે છે, એ વાત ખરી. તો તેમણે તે ધ્યાનમાં રાખવું હોય તો રાખે. તેમાં તો આજે છોકરાઓ ભણતર, સસરાના પૈસા, ને કાંઈ કાંઈ હવે તો જુએ છે. લગ્નના આદર્શની દૃષ્ટિએ એ બધું બાહ્ય છે, ને કેટલુંય તો સુધારવા જેવું છે. પૂ૦ કસ્તુરબા ભણેલાં નહોતાં. છતાં ગાંધીજી અને તેમનું જીવન કેવું ઉત્તમ હતું? અને છૂટાછેડાની વાતો તો તમે કેટલીય વાંચી હશે, જેમાં રૂપ કે ભણતરનું કારણ નથી હોતું. આજકાલ એક ઉપર બીજી કે ત્રીજી કરવાના દાખલા બનેલાં ને નવા જમાનાનાં ગણાતાં લોકમાં બને છે. આમાંથી તમારો ૨ બ સવાલનો ઉત્તર તમે વિચારશો.

૨ કમાં તમે છૂટાછેડાની વાત કરો છો. હું કહી દઉં કે, મને આ વાત બહુ ગમતી નથી. લાચારીએ ક્યાંક તે માનવી પડે એ અપવાદની વાત જુદી. શારીરિક આકર્ષણમાંથી જે ઉત્પન્ન થાય એને હું પ્રેમ નથી

કહેતો; એ શારીરિક રૂપના મોહની વાસનાનો ભંગ છે. તેમાં પ્રેમ અપ્રેમનો સવાલ નથી, કેમકે એ તો આંતર ગુણ-જીવનનો વિષય છે. એટલે સ્ત્રીનું રૂપ ન ગમે માટે તેને છોડવી, એ તો છૂટાછેડાનો કાયદોય રજા નહિ આપતો હોય એમ તો ઓછું જ છે કે, આપણને હંમેશ એક જ રૂપ ગમે? ફરી કોઈ બીજું રૂપ ગમે તો શું થાય? રૂપના કે શરીરના ગમાઅગમા ઉપર ચાલવામાં આમ મુશ્કેલી આવે છે. તેથી તમે પૂછો છો તેમાં મને વાજબીપણું નથી લાગતું.

ઉપરના આદર્શોની રીતે જોતાં એક-પતિ-પત્નીવ્રત જ શ્રેષ્ઠ વસ્તુ છે, એમ આપણી સંસ્કૃતિએ કહ્યું છે. અને તેથી જ એમેય કહ્યું છે કે, જે પોતાના વિકાસને માટે લગ્નજીવન જરૂરી ન માને તે કુંવારો રહી બ્રહ્મચર્યા કરે. બ્રહ્મચર્યા એટલે એનો વિશાળ અર્થ—જગતનું પરમ સત્ય બ્રહ્મ શોધવા સમજવાનો પ્રયત્ન. લગ્નથી પણ એ જ કામ કરવાનું છે અને કુંવારાએ પણ એ જ. તેથી જ શાસ્ત્રો ગૃહસ્થના બ્રહ્મચર્યની પણ વાત કરે છે. જેટલું બને તેટલું સૌએ તે તરફ જવાનું છે.

તમારા સવાલોના જવાબ પૂરા થયા. તમે ટૂંકમાં તે માગેલા. આ ટૂંકા છે કે લાંબા તે તમે જોઈ લેશો. જવાબ લખતાં લખતાં જે લંબાણ કરવું જરૂરી લાગ્યું તે કર્યું છે. છતાં, તેમાંથી તમને સમાધાન થશે કે કેમ, એવી શંકા તો રહે જ છે. તો તમે ચોક્કસ રૂપે તે વિષે પૂછી શકો એ શરૂમાં કહી ગયો. એ જ.*

* 'શિ. સા.'માંના લેખમાંથી

---

## વર જોઇએ છે

# ચરોતર વિ. ચારુતર

## [ ૧ ]

તંત્રીશ્રી, 'પાટીદાર'

'ચારુતર વિદ્યામંડળ'માં વપરાયેલો 'ચારુતર' શબ્દ બરાબર નથી એમ વિદ્યામંડળના સંચાલકોને લખવા મને વિચાર થયાં કરતો હતો, તેવામાં પ્રા. બેચરદાસ દોશીએ એ સંબંધી જાહેર કરેલા અભિપ્રાયની નોંધ 'પાટીદાર'માં વાંચી.

પ્રા. બેચરદાસ દોશી વ્યુત્પત્તિશાસ્ત્રના પ્રખર જ્ઞાતા છે એટલે એમની સૂચના વિદ્યામંડળ લક્ષમાં લેશે એમ આશા રાખી શકાય.

આ સંબંધી વડોદરા સાહિત્યસભાએ પ્રસિદ્ધ કરેલા 'સાહિત્યકાર' ત્રૈમાસિકના 'પ્રેમાનંદ અંક'માં પૃષ્ઠ ૩૬–૩૭ ઉપર નીચેની માહિતી મળે છે. વડોદરા સાહિત્યસભા તરફથી પ્રસિદ્ધ સાક્ષરશ્રી ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરીના પ્રમુખપણા નીચે પ્રેમાનંદ સંબંધી વિવેચનો થયેલાં તે પ્રસંગે શ્રી. અંબાલાલ કા. પટેલે કરેલા વિવેચનની નોંધમાંથી તે ઉતારું છું:—

"પ્રેમાનંદે 'ચરોતર'ની 'ચારુતર' એમ જે વ્યુત્પત્તિ કરી છે તે ખોટી છે એમ પ્રો. નરસિંહરાવનું કહેવું છે. હું તે કબૂલ કરું છું. 'ચરોતર' 'ચારુતર' ઉપરથી નહિ પણ 'ચિરોત્તર' ઉપરથી થયેલો શબ્દ છે; અને 'કહાનડે પ્રબંધ'માં "ચિડોતર" અને 'કહાનમ' એ જે ભાગ બતાવ્યા છે, તે હાલના ચરોતર અને કાનમ નહિ, એમ જે રા. બ. કેશવલાલભાઈનું કહેવું છે તે બરાબર નથી. તેમાં હાલના 'ચરોતર' અને 'કહાનમ'ને 'ચિડોત્તર' અને 'કહાનમ' કહ્યા છે.

રા. બ. રમણભાઈએ પ્રસિદ્ધ કરેલા લેખોમાં એક જૂનો અર્ધસંસ્કૃત અને અર્ધગુજરાતી દસ્તાવેજ, એક બ્રાહ્મણના ઘરનો પ્રસિદ્ધ થયો છે. તેમાં 'ચાર ખૂટ'ને બદલે 'ચિડોતર ખૂંટ' એમ જણાવ્યું છે. તે ઉપરથી 'ચિડોતર' એટલે 'ચાર' સ્પષ્ટ સાબીત થાય છે. હવે 'ચરોતર' એ અમુક બે નદીઓ વચ્ચેનો કે તેવો કોઈ પ્રદેશ નથી, પણ 'ચાર સો ગામના જથા'ને ચરોતર કહેવામાં આવે છે. 'ચિડોતર' એટલે 'ચાર સો' સેનો આંકડો આવી બાબતમાં સામાન્ય વાતચીતમાં પડતો મૂકવામાં આવે છે: જેમકે 'એક સો વીસ ગામનો જથો' તે 'વાકળ', તેને બદલે 'વીસા વાકળ' કહેવામાં આવે છે, અને મે. ભાદરવા ઠાકિરને ભાટચારણો 'વીસા વાકળનો ધણી' કહે છે. તે જ પ્રમાણે 'ચિડોતર સો'ને બદલે 'ચિડોતર' વપરાતું હોવું જોઈએ, અને 'ચિડોતર' ઉપરથી 'ચરોતર' થયું; આ ચરોતરની ખરી વ્યુત્પત્તિ છે.

પણ તેટલા ઉપરથી પ્રેમાનંદનાં નાટકો સંબંધી શંકા લેવાને કારણ નથી. ચરોતરની પ્રેમાનંદે ખોટી વ્યુત્પત્તિ કરી છે, પણ તેની ખરી વ્યુત્પત્તિ શ્રી. નરસિંહરાવને પણ માલૂમ પડી નથી, અને 'ચઢઉતર' ઉપરથી 'ચરોતર' થયો હશે એમ ખાલી ફાંફાં મારે છે."

ઉપરની નોંધ નીચે ત્રૈમાસિકના સંપાદકે નીચેની નોંધ કરી છે:—

"'પાટણ ભંડાર' માં કવિ વિનયચંદ્ર કૃત 'काव्यशिक्षा' ની તાડપત્રની પોથી છે. કવિ થવા માટે કેટકેટલા વિષયોનું સામાન્ય જ્ઞાન જોઈએ એ તેનો વિષય છે. તેમાં ૮૪ દેશનું વર્ણન કર્યા પછી રાજ્ય વહીવટી વિભાગોનાં વર્ણન આપ્યાં છે: અને ગુજરાતના કેટલાક પ્રમુખ કસ્બાઓનાં નામ અને એ કસ્બાની હકૂમતમાં કેટલાં ગામનો જથ્થો કર્તાના સમયમાં રાખવામાં આવ્યો હશે તે ગણાવ્યું છે:

पत्तनादि द्वादशकम् । मातरादि चतुर्विंशतिः । वडू इत्यादि षट्त्रिंशत् । जम्बुसरप्रभृति षष्टिः । दर्भावतीप्रभृति चतुरशीतिः । पेटलापद्रप्रभृति चतुरुत्तरशतम् । पद्रिराज्यप्रभृति शतम् । दशोत्तर धवलक्कप्रभृति पञ्चशतानि ।

એ પ્રમાણે चतुरुत्तर शतम् 'એકસો ને ચાર' ગામડાંનો સમૂહ, જેમાં પેટલાદ (પેટલાપદ્ર) મુખ્ય છે તે ભાગ ગણાવેલો છે. એ સામાસિક પદમાંથી અંત્ય પદનો લોપ થતાં, चतुरं उत्तर અને चरोत्तर એમ થયું સંભવે છે. આ હકીકત ઉપરથી, ઉપરની કાલ્પનિક વ્યુત્પત્તિઓ માત્ર બુદ્ધિ ખેલ બની જાય છે. જુઓ 'મુંબાઈ યુનિ. જર્નલ,' મે ૧૯૩૭નો અંક; પૃ. ૧૫૦–૧૫૧."

ઉપરની હકીકત ઉપરથી પ્રા બેચરદાસના કથનને પુષ્ટિ મળે છે કે 'ચરોતર' શબ્દ 'ચારુતર' ઉપરથી આવેલો નથી; પરંતુ એ 'ચિરોત્તર' કે 'ચિડોતર' કે 'चतुरुत्तर शतम्' કે એવા કોઈ બીજા શબ્દમાંથી બનેલો લાગે છે. આથી 'ચારુતર' શબ્દ વિદ્યામંડળે રાખવા જેવો નથી.

'ચરોતર કેળવણી મંડળ'થી આ સંસ્થા જુદી છે એમ બતાવવા માટે 'ચરોતર વિદ્યામંડળ' એમ વાપરીએ તો તે પૂરતું નથી? એ પૂરતું ન હોય તો 'ચરોતર' ને બદલીને 'ચારુતર' કરવાને બદલે બીજું જ કંઈ કરવું જોઈએ.

ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની હિલચાલ ચાલુ છે. એનું મથક અમદાવાદ થાય કે વડોદરા એ માટે લાગતા વળગતા વિચારણા કરે છે. એનું મથક વિદ્યામંડળ જ બને તો કેમ? એમ થવા માટે 'વિદ્યામંડળ' આગળ 'ચરોતર' કે 'ચારુતર' શબ્દ ન જ હોય તો ઠીક પડે; 'વિદ્યામંડળ' આગળ બીજો ઉચિત શબ્દ પસંદ કરવો જોઈએ.

વડોદરા, શ્રી. શંકરભાઈ સો. પટેલ

[ ૨ ]

'પાટીદાર' માસિકના મહા, ૨૦૦૩ના અંકની પ્રસંગકથામાં "ચારુતર અને ચરોતર" એ મથાળાથી શરૂ થતી નોંધ વાંચી, આ પ્રશ્ન ઉપર વિશેષ ચર્ચા કરવાની જરૂર લાગે છે.

સદ્‌ગત મોતીભાઇ અમીનનું જીવન ચરિત્ર લખવાનું કામ કરતાં કરતાં ચરોતર શબ્દનો અર્થ અને ચરોતર પ્રદેશની વ્યાખ્યા શોધવાનો મેં પ્રયત્ન કરેલો. તેને પરિણામે એ રમણીય અને ફળદ્રુપ ભૂમિ વિષે કેટલીક કીમતી માહિતી મારી પાસે એકઠી થયેલી. તે ઉપરથી "ચરોતર પ્રદેશનો ઇતિહાસ" એ નામની લેખમાળા ૧૯૪૦ના જૂન માસના 'ચરોતર' માસિકમાં મેં પ્રગટ કરવા માંડેલી. તે લેખમાળા આ ચર્ચાને અંગે વાંચી જવા ચરોતર પ્રદેશના અને ચારુતર વિદ્યામંડળના હિતચિંતકોને મારી નમ્ર ભલામણ છે.

એ લેખમાળામાં બે મુદ્દા તારવી કાઢેલા છે. એક એ કે ચરોતર શબ્દ મૂળ चतुरुत्तरम् शतम् (એટલે ૧૦૪) એ સંસ્કૃત શબ્દ પ્રયોગનું કાળાંતરે લોક બોલીમાં ફેરવાયેલું રૂપ છે. વિદ્વાનોએ કરેલી શોધ મુજબ આ શબ્દ-પ્રયોગના ઉલ્લેખો ઠેઠ બારમી તેરમી સદી સુધીનાં લખાણોમાં જડે છે. અને જે ૧૦૪ ગામનો તેમાં ઉલ્લેખ છે તે હાલના પેટલાદ, ભાદરણ, બોરસદ અને થોડે અંશે આણંદ તાલુકાના પ્રદેશનાં ગામો સૂચવે છે.

બીજો મુદ્દો એ તારવેલો છે કે ચરોતર શબ્દની ભૌગોલિક વ્યાપ્તિ ક્રમે ક્રમે વિસ્તાર પામતી દેખાય છે. તે કેવી રીતે વિસ્તાર પામી તેની ચર્ચા કરવાનું બાકી છે. પરંતુ જે પ્રમાણો મળી શકે છે તે ઉપરથી એમ કહી શકાય કે મૂળ ચરોતરમાં વસતો ખેડૂત અને એની ફળદ્રુપ ભૂમિ જ એ બંનેની ખ્યાતિ સાથે ચરોતર શબ્દ પ્રચાર પામ્યો છે. ચરોતરનો ખેડૂત જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં એણે ચરોતર સર્જ્યું અને પોતાની ભૂમિને એણે ચરોતર નામથી નવાજી. એ રીતે ચરોતર શબ્દ, શ્રી. ભાઈલાલભાઇ પટેલ કહે છે તેમ, મહી અને વાત્રક નદીઓ વચ્ચેના પ્રદેશનો સૂચક બન્યો.

ચરોતર પ્રદેશની ઉપર ઉલ્લેખેલી વ્યાખ્યા ઇ. સ. ૧૯૦૧માં છપાયેલા બોમ્બે ગેઝેટિયર વો. ૯, ભા-૧માં આપેલી છે. પછી ઇ. સ. ૧૯૧૬માં સ્થપાયેલી ચરોતર એજ્યુકેશન સોસાયટીના બંધારણમાં એ વ્યાખ્યા આ પ્રમાણે આપી છે. "Charotar is defined for the purposes of these rules as the whole of the Kaira District of British Gujarat, Bhadaran and Petlad Talukas of Baroda

State and the whole of the Cambay State." એમએ ગેઝેટિયરમાં આવેલી વ્યાખ્યા અને આ વ્યાખ્યામાં ફેર એ છે કે ગેઝેટિયરની વ્યાખ્યામાં ખંભાત રાજ્યનો ઉલ્લેખ નથી, જ્યારે આ નવી વ્યાખ્યામાં એ વિભાગ ઉમેરવામાં આવ્યો છે. એ રીતે આ વ્યાખ્યા પ્રમાણે ચરોતર પ્રદેશ પશ્ચિમે દરિયા કાંઠાથી શરૂ થઈ પૂર્વે કપડવંજ તાલુકાની હદ સુધી, ઉત્તરે વાત્રક નદી સુધી અને દક્ષિણે મહીકાંઠા સુધીનો એક સળંગ એકમ બની રહે છે, અને ચરોતર શબ્દમાં એકત્રિત થયેલા જૂના નવા ઇતિહાસને સુંદર રીતે મૂર્તિમંત કરે છે

ચરોતરની ભૂમિ ખરેખર સુંદર છે. ' ચારુતર ' શબ્દનો અર્થ ' વધારે સુંદર ' એવો થાય છે. 'ચરોતર' કરતાં ' ચારુતર ' વધારે અર્થવાહક અને વ્યાકરણ શુદ્ધ છે. એમાં નવીનતા પણ છે. ' વિદ્યામંડળ ' શબ્દની સાથે શોભે એવો એ શબ્દ છે. એટલું જ નહિ, પણ રૂઢ શબ્દો અને રૂઢ માન્યતાઓને અવગણી સંસ્કૃત ભાષાના જ્ઞાનનો આ રીતે ઉપયોગ કરતા થઈએ તો આપણે ઘણી ઝડપથી પ્રગતિ કરી શકીએ, એમ પણ દલીલ થઈ શકે.

પરંતુ ચરોતર શબ્દમાં તે ભૂમિની પ્રજાનો ઇતિહાસ, તેની નૈસર્ગિક એકતા અને અસ્મિતા એકત્રિત થયેલાં છે. એ શબ્દ સારા ગુજરાતમાં અને હિંદભરમાં પણ છેલ્લી એક પેઢીથી પ્રચાર પામ્યો છે. એ પ્રચારની પાછળ ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્થાપકો તેમજ હાલ ચારુતર વિદ્યામંડળની સ્થાપનામાં જહેમત ઉઠાવી રહેલા અને તેમના જેવા અનેક સંસ્કારી સજ્જનોનાં જીવનની સુવાસ અને તપ રહેલાં છે. એ બધાને વીસારી દઈને એક મહાન સંસ્થાના સર્જન પ્રસંગે નવો શબ્દપ્રયોગ યોજવો એ હિતાવહ છે કે કેમ એ બાબતમાં મતભેદને અવકાશ છે

ચારુતર વિદ્યામંડળના સ્થાપકો જો ખરેખર વિચારપૂર્વક ' ચારુતર ' શબ્દ અપનાવવા પ્રેરાયા હોય તો તેમણે તે બાબતમાં સત્તાવાર ખુલાસો બહાર પાડવો જોઈએ. 'ચારુતર' શબ્દની વ્યાખ્યા વિદ્યામંડળના બંધારણમાં આપી હોય તો તે આ ખુલાસામાં સમજાવવી જોઈએ. 'ચારુતર વિદ્યામંડળ' અને "ચરોતર એજ્યુકેશન સોસાયટી" એ બન્ને સંસ્થાઓની ભાવના કાર્યક્રમ અને તેના કાર્યકર્તાઓ મોટે ભાગે એક જ છે. એ જોતાં 'ચરોતર' અને 'ચારુતર' એવા ભિન્ન શબ્દ પ્રયોગદ્વારા એ બે સંસ્થાઓના વ્યક્તિત્વનો ભેદ સૂચવવાનો હેતુ હોય, તો તેનો પણ ખુલાસો થવો જોઈએ.

એક સમય એવો આવશે જ્યારે આજે સ્થપાતી સંસ્થાઓના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો પોતાની સંસ્થાના નામનો અર્થ અને ઇતિહાસ શોધવા

કંપનીઓ સ્થપાઇ જાણી નથી. પૂરતા સાધન સાથે ખેતી કરવામાં આવે તો તે આર્થિક રીતે ખોટમાં જાય તેમ નથી.

બીજા ધંધામાં પૈસા મેળવવા એટલે એક પાસેથી લઇને, બીજાની પાસે ભેગા કરવાના હોય છે. જ્યારે ખેતીમાં તો નવું જ ઉત્પાદન કરવાનું હોય છે. દેશને સુંદર બનાવી શકાય છે. કેટલાય જણને પ્રામાણિક રીતે રોજી આપી શકાય છે, અત્યારે ખેતી સિવાય વધુ પ્રામાણિક ધંધો બીજો કોઈ હોય તેમ જણાતું નથી. અને દેશને ઉપર લાવવો હશે તો ખેતીની ખીલવણી કર્યા સિવાય છૂટકો નથી. જેનો વંશપરાનો ધંધો ખેતી છે, તેવા ખેડૂતના બાળકો સિવાય એ કામ કોણ કરી શકનાર છે? અત્યારે તો ખેડૂતના ભણેલા બાળકો પોતાને ઘેર સારી એવી ખેતીવાડી હોવા છતાં પચીસ પચાસની નોકરી ખોળવા નીકળે છે. ખેતીવાડીની ડિગ્રી લેનારા જાતે ખેતી નહિ કરતાં નોકરી ખોળવા નીકળે છે; એ ખરેખર શરમની વાત છે. જોકે હમણાં કેળવાએલા ઘણા ભાઇઓની દૃષ્ટિ ખેતી તરફ ગઇ છે. પણ ખેતીનો અનુભવ, હિંમત, પૂરતી આર્થિક સગવડતા વગેરેને અભાવે ખેતી કરતાં એ અચકાય છે.

હવે એવો વખત આવી લાગ્યો છે કે જે જે ભાઇઓને ખેતી બધી રીતે કરવા લાયક ધંધો છે, એવું લાગતું હોય તેવા ભાઇઓએ એકઠા મળી કોઈક યોજના ઘડી કાઢીને તેને અમલમાં મૂકવાની જરૂર છે હાલમાં દેશમાં રાષ્ટ્રીય સરકાર સ્થપાઇ છે, ઇલાકામાં પણ મહાસભાના પ્રધાનમંડળો છે અને દેશીરાજ્યોમાં પણ ખેતી ઉપર ધ્યાન અપાવા લાગ્યું છે. દેશની ઉન્નતી કરવી હોય તો દેશના આગેવાનોએ કેળવાએલા યુવકો મારફત જ એ કામ કરાવવું પડશે. જેનો વંશપરંપરાનો ખેતીનો ધંધો છે તેવા ભાઇઓ સિવાય ખેતીનું કામ સારી રીતે કરનાર બીજા કોઇ મળનાર નથી. એટલે જે જે કેળવાએલા ભાઇઓને ખેતી ઉપર પ્રેમ હોય તેવા ભાઇઓનું આપણે એક સંગઠિત મંડળ તૈયાર કરવું જોઇએ. અને ખેતી સુધારવા શું શું પ્રયત્નો કરવાની જરૂર છે, તેની સતત વિચારણા કરવી જોઇએ. સરખા વિચારના ભાઇઓએ એકઠા મળી સમૂહ ખેતીની શરૂઆત કરવી જોઇએ.

ઘણા ભાઇઓ તરફથી ખેતી સુધારણા માટે કંઈક કરવું જોઇએ તેવી વાતો સાંભળવામાં આવે છે. આવા ભાઇઓ પૈકી જેમને સગવડ હોય તેમણે વ્યક્તિગત રીતે ખેતી કરવાની શરૂઆત કરવી જોઇએ. અને એવી રીતે વ્યક્તિગત ખેતી કરી શકે તેવા સંજોગો ન હોય તેમણે થોડા થોડા મિત્રો સાથે મળીને પણ આવી શરૂઆત કરવી જોઇએ. કેળવાએલા ભાઇઓ આ પ્રશ્ન ઉપર ખૂબ ગંભીરતાથી વિચાર કરે, અને જે જે ભાઇઓ મારા આ વિચારને મળતા હોય તેવા ભાઇઓ પોતાના વિચારો જણાવશે, એવી આશા છે.

# પાટીદાર બહેનની બહાદુરી

**[ શ્રી. બબલભાઇ મહેતા ]**

રાત પડવા આવી છે. અંધારિયા રેલ્વે પાટા ઉપર સર્ચલાઇટનો પ્રકાશ વેરતી વેરતી વિરમગામથી ઉપડેલી ફાસ્ટ ૪૦ માઇલની ઝડપથી મુંબઇ તરફ દોડી રહી છે.

પાલઘર સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી. એક માણસે જોઇ લીધું કે એક સેકન્ડ ક્લાસ લેડીઝ કમ્પાર્ટમેન્ટમાં માત્ર એક બહેન અને એનું નાનું બાળક જ છે.

ઉતારૂઓ ચડ્યા ઊતર્યા અને ફરી સીટી મારીને ગાડી ઉપડી. ગાડી સ્ટેશનનું પ્લેટફોર્મ પૂરું વટાવી જાય એ પહેલાં સામી બાજુએથી એક માણસ પેલી બહેનવાળા ખાનામાં દાખલ થવા માટે પગથી ઉપર ચડ્યો. બહેને જોયું કે તરત બૂમ મારીઃ 'ભાઇ, જોતા નથી આ તો સ્ત્રીઓનો ડબ્બો છે! બીજા ડબ્બામાં જાવ.' આવનાર કાંઇ સાંભળ્યા વિના લોખંડનું હેન્ડલ ઝાલીને ઊભો રહ્યો. એણે કોટ પાટલૂન પહેર્યાં હતાં. આંગળીઓમાં ત્રણચાર સોનાની વીંટીઓ પહેરી હતી. એ બેદરકારી બતાવીને ડબ્બામાં ઘૂસવા જતો હતો. આથી બહેનને વહેમ પડ્યો. એણે એને રોક્યો અને કહ્યું કે જો અંદર આવશો તો હું સાંકળ ખેંચીશ.

આવનાર માણસ બહાર જ લટકી રહ્યો. બહેને આવનાર સામેનાં બારીનાં બારણાં બંધ કરી દીધાં. ગાડી તો ચાલી જ જતી હતી. થોડી વારમાં વસઇની ખાડી આવી. પૂલ ઉપર ધમધમાટ બોલાવતી ગાડી તો આગળ જ વધ્યે જતી હતી.

હવે પેલો આવનાર બાજુની બીજી બારી પાસે આવીને નમ્રભાવે બોલવા લાગ્યોઃ 'બહેન, બહાર દરિયાનો ઠંડો પવન સુસવાટા કરતો આવે છે. મારા હાથ ઠુંઠવાઇ ગયા છે. બારણું ખોલો નહિ તો મારા હાથ છૂટી જશે અને હું ખાડીમાં પડી જઇશ. હું કોઇ લોફર નથી પણ સારા કુટુંબનો માણસ છું. ગાડીમાં ચડતી વખતે ભૂલથી આ ડબ્બો આવી ગયો એટલે અહીં ચડી ગયો. ચાલતી ગાડીએ શી રીતે ઊતરવું? થોડું બારણું ઉઘાડો તો હું એક બાજુ પર ઊભો રહીશ અને બીજા સ્ટેશને ઊતરી જઇશ.

સ્ત્રીસુલભ દયાની ભાવનાથી પ્રેરાઈને બહેનને એના વચન ઉપર વિશ્વાસ આવ્યો. વળી આ ગાડી હવે પછીના બોરીવલી સ્ટેશને ઊભી રહેવાની હતી. બહેનને ત્યાં જ ઊતરી જવાનું હતું. વચ્ચે એક દાહીસર સ્ટેશન આવવાનું હતું પણ ફાસ્ટ ત્યાં ઊભો રહેતો નહોતો. બધો વિચાર કરીને બહેને બારી ઉઘાડી અને અંદર આવવા માટેનો દરવાજો પણ ખોલવા દીધો.

પેલા ભાઈ અંદર આવીને બારણા પાસેના ખુણામાં જ થોડી વાર ઊભો રહ્યો. પછી એકાએક કૂદીને એણે બહેનનું ગળું પકડ્યું અને એને ખેંચીને ડબ્બા બહાર ખાડીમાં ફેંકી દેવા લાગ્યો.

આવો વિશ્વાસભંગ થશે એવી બહેનને સહેજે કલ્પના ન હતી. સાંકળ ખેંચવાનો હવે અવકાશ જ ન હતો. ગળું દબાયેલું હોવાથી બૂમ પાડી શકે એમ ન હતું. હવે તો એ ગુંડાની પકડમાંથી છટકવું એ જ એક ઉપાય રહ્યો હતો. આ બધું જોઈને પાસે બેઠેલી ત્રણ ચાર વર્ષની નાની બેબી તો ડઘાઈ જ ગઈ. બાએ લાત મારીને ગુંડાને જરા દૂર હડસેલી દીધો. એ જોઈને બેબીમાં પણ હિમ્મત આવી. એટલામાં ગુંડાએ આગળ ધસી આવીને ફરી બહેનની ગળચી પકડી અને ગળું ખૂબ દબાવ્યું. એમાંથી છૂટવા માટે બહેન તરફડિયા મારે છે એટલામાં નાની બેબીએ બાના હાથમાં પેચવાળો લોટો આપ્યો. એ લોટા વતી બહેને ગુંડા ઉપર બેત્રણ ઘા કર્યા. છેલ્લો ઘા ગુંડાના કપાળ ઉપર પડ્યો અને એમાંથી લોહી નીકળવા લાગ્યું. આથી ગુંડો વધારે ચીડાયો અને બહેનને ઢસડીને એ બારણા સુધી લઈ ગયો. પણ બહેને બારણાને પકડી લીધું હોવાથી એ ઝટ લઈને એને બહાર ન ધકેલી શક્યો.

આ બધી ધમાલ દરમ્યાન ગાડી તો ચાલ્યા જ કરતી હતી. એના ધુધવાટા આગળ આ નાના ડબ્બામાં ચાલતું ધાંધલ કાંઈ હિસાબમાં ન હતું. બાજુના ખાનામાં જ થાણાના કલેક્ટર બેઠા હતા પણ એમનેય કશી ખબર ન પડી. પણ આ ખેંચાખેંચી અને ધક્કાધક્કી કરતાં વસઈની ખાડી પસાર થઈ ગઈ. દાહીસર સ્ટેશન પણ ગયું. દાહીસર સ્ટેશન ગયા બાદ એકાદ માઈલને અંતરે પેલો ગુંડો બહેનને બહાર ધકેલી દેવામાં સફળ નીવડ્યો એ વખતે પણ બહેનના હાથમાં બહારનું ડબ્બાનું હેન્ડલ આવી ગયું એટલે એ થોડી વાર તો હેન્ડલ અને બહારની પગથીની મદદથી લટકી રહી. પણ થોડી વારમાં જ પેલા ગુંડાએ જોયું કે આ તો હજુ ડબ્બા બહાર લટકી રહેલ છે

એટલે એણે બહેનના હાથ મરડી દીધા અને બહેન સામેના પાટાઓ ઉપર ચાલીસ માઈલની ઝડપે ચાલતી ગાડીમાંથી નીચે પટકાઈ પડી.

નીચે પડ્યા પછી થોડી વારે બહેનને કળ વળી અને એણે જોયું કે પોતે લોહીથી ખરડાયેલી દશામાં પાટા ઉપર પડેલ છે અને સામે દૂરથી બીજી ગાડીનો પ્રકાશ નજીક આવતો દેખાય છે. એણે જોયું કે હવે ગાડી તળે કચરાઈ જવાનું જ થશે. ઊભા થવાની તાકાત રહી નહોતી. ખોપરી ઉપર જખમો થયા હતા, ગળું ખૂબ ફુલી ગયું હતું અને પગ મચકોડાઈ ગયો હતો પણ મોતમાંથી બચવા માટે માણસ મરણિયો પ્રયત્ન કરી શકે છે એ હિસાબે આવી દશામાં પણ એ ગબડીને રેલ્વે પાટાથી દૂર પડી. ત્યાંથી લથડીને એ નજીકના ખાડામાં ગબડી પડી.

બોરીવલી સ્ટેશને એમના પતિ એમને લેવા સ્ટેશને સામા આવ્યા હતા. એમણે જોયું કે સેકન્ડ કલાસના સ્ત્રીના ખાનામાં એકલી બેબી જ છે. એમણે પૂછ્યું કે બા ક્યાં છે? બેબી એટલું જ બોલી શકી કે બાને મારીને ફેંકી દીધી અને એ બાપુને વળગી પડી. પેલો ગુંડો તો બોરીવલી સ્ટેશને ગાડી ધીમી પડી હશે ત્યાં જ ઉલટી બાજુએથી ઉતરી પડ્યો હોવો જોઈએ.

પેલા ભાઈએ જોયું કે ડબ્બામાં લોહી પડ્યું છે એટલે આ હુલ્લડના જમાનામાં સ્ટેબીંગનો બનાવ બન્યો જણાય છે. એમણે પોલિસને ખબર આપી અને તપાસ શરૂ થઈ.

બહેનની આમદાની પેટી તોડેલી પડી હતી. એમાંથી રૂા. ૧૭પની નોટો ગઈ હતી અને બીજી ચીજ વસ્તુઓ ફેંદાયેલી પડી હતી.

પાછળથી બહેનનો પત્તો લાગ્યો. એમને હોસ્પિટલમાં લઈ ગયા અને આજે તો એ હોસ્પિટલમાંથી સાજા થઈને પાછાં ઘેર પણ આવી ગયાં છે. પણ આવા ગુંડાઓનો સામનો એમણે જે રીતે કર્યો એથી પણ વધારે જોરથી કરવાનો આજે એ ઉત્સાહ ધરાવે છે.

એ બહેનનું શરીર જોયું હોય તો સાવ સુકલકડી જેવું છે. વર્ષોથી નિયમિત કાંતીને ખાદી પહેરે છે; ઘરેણાં–દાગીનાને તિલાંજલી આપી છે અને સાદાઈથી રહે છે એટલે એમને લુંટાવાનો ભો બહુ ઓછો હતો. 'હરિજન બંધુ'માં ગાંધીજીના વિચારો વાંચ્યે એટલે એકલા પ્રવાસ કરવાની કે મુશ્કેલ પરિસ્થિતિમાં પણ માર્ગ કાઢી લેવાની હિંમત ખરી પણ એ બહેન આટલા

ઝનૂનથી અને બહાદુરીપૂર્વક ગુંડા સામે ઝૂઝી શકશે અને સામનો કરશે એ તો કલ્પનાજ ન હતી.

આજના જમાનામાં એક સામાન્ય ગૂજરાતની બહેનમાં પણ કેવી હિમ્મત આવી છે તેનો આ એક નમૂનો છે. આપણે ઇચ્છીએ કે પોતાનું રક્ષણ કરવાની આવીજ હિમ્મત આપણા ભાઇઓ અને બહેનોમાં બધેજ વ્યાપી વળો. નબળા શરીરમાં પણ મજબૂત મન પડ્યું હોય તો શું કરી શકે છે તેનો આ નમૂનો છે, મજબૂત શરીર અને મજબૂત મન બન્ને હોય તો!*

* બે મહિના પહેલાં અમારા થામણા ગામનાંજ એક બહેને અનુભવેલો આ કિસ્સો છે.

---

# સુખનો ઓડકાર

## [ ઈશ્વર પેટલીકર ]

ભાઇલાલનો જન્મ થયો હશે ત્યારે જેટલો આનંદ નહિ થયો હોય તેથી અનેકઘણો હર્ષ નરોત્તમકાકાને એના એક પત્રથી થયો. એ તો ભણેલા નહોતા, પરંતુ ટપાલીએ કાર્ડ હાથમાં મૂક્યો ત્યારથી એ જાણી ગયા હતા કે ભાઇલાલનો કાગળ છે. એમાં બહુ બુદ્ધિ પહોંચાડવાનો પ્રશ્ન પણ નહોતો. દસ વર્ષનો કનુ, આજે તો ત્રીજીમાં ભણતો એટલે ભાંગ્યુંતૂટ્યું વાંચી શકે, પરંતુ નિશાળેય નહોતો બેસાડ્યો તે પહેલાંથી ટપાલમાં કાગળ આવતો કે નાચી ઊઠતોઃ 'માલા બાપુનો કાગલ, માલા બાપુનો કાગલ!' કારણ કે, નરોત્તમકાકાને દીકરાના કાગળપત્તર વગર બીજેથી ટપાલ આવવાની ન હતી.

ટપાલીના પગરવને પિછાની ગયેલી શાન્તા તરત રસોડામાંથી બહાર આવી. થોડું લખતાંવાંચતાં શીખેલી શાન્તાને ભાઇલાલે પોતે થોડો આગળ અભ્યાસ કરાવ્યો હતો, એટલે કાગળ વંચાવા લખાવાની નરોત્તમકાકાને પંચાત ન હતી. શાન્તા ઉમરાની અંદર લાજનો ઓથો કરીને ઊભી રહી એટલે ઓસરીમાં બેઠેલા નરોત્તમકાકાએ એમના કાંડામાં હતું તેટલું જોર કરીને કાર્ડ ઉમરા બાજુ ફેંક્યો, પરંતુ માંડ એમનાથી એક હાથ દૂર એ પડ્યો.

લાજનો છેડો જરા લાંબો ખેંચી શાન્તા ઉમરા બહાર આવી. કાર્ડ લેવા નીચી નમી ત્યારે વિચારમાંથી જાગ્યા હોય તેમ નરોત્તમકાકા બોલ્યા: 'વહુ! આવડું નાનું પત્તું શા મેળનું આ વખત આવ્યું!' કારણ કે, ભાઈલાલ તરફથી બીડેલું કવર આવતું કે લડાઈમાં પોસ્ટ ખાતાએ હવાઈ વિમાન માટે કાઢેલો આસમાની 'એર લેટર' આવતો.

શાન્તા એનો કંઈ જવાબ આપે તે પહેલાં એનું હૈયું નાચી ઊઠયું. મોં ઉપર હર્ષની શેરો વહેવા લાગી. એ આનંદ લાજ ઓથે ઢંકાયેલા મોંને લીધે નરોત્તમકાકાને દેખાય તેમ ન હતો. વળી વહુના સામું એ નઇષ્ટકેજ જોતા, એટલે વહુ તરફથી ઝટ જવાબ ન મળ્યો ત્યારે એમણે દૃષ્ટિ ઊંચી કરી. એમની ઊંડી ગયેલી અને તેજ સુકાઇ જવા આવેલી ઘરડી આંખે નજીક બરાબર જોઇ શકાતું પણ ન હતું.

વહુના શરીરનું કોઇ અંગ જો નરોત્તમકાકાને ઘણી વખત જોવા મળ્યું હોય તો તે શાન્તાનો જમણો હાથ. ઘરમાં કનુ સિવાય કોઈ નાનું મોટું હતું નહિ. એટલે વસ્તુની આપલે વહુ-સસરાને જાતોજાત કરવી પડે એ અનિવાર્ય મુશ્કેલીને લીધે શાન્તાના જમણા હાથને નરોત્તમકાકા સંપૂર્ણ ઓળખી ગયા હતા. આ શિયાળામાં શાન્તા વધુ સુકાઇ ગઇ હતી એ પણ એના હાથ ઉપરથી એમને ખબર હતી. પોષની ભૂખરી ટાઢી શરૂ થઇ ત્યારે એ સુકાયેલા કાંડા ઉપર ફાંટા પડી ગઇ હતી એય એમની ધ્યાન બહાર ન હતું.

ગઇ કાલના એ સુકાયેલા અને ટાઢીથી ફાટી ગયેલા હાથ ઉપર, નરોત્તમકાકાની ઝાંખું દેખતી આંખ પડી ત્યારે એમને તરત એમાં થયેલો ફેરફાર નજરે પડયો. છાભ નીચે જેમ થરમામિટર મૂકયું હોય અને દરદીના તાવનો પારો ઊંચે ચડવા માંડે, તેમ જમણા હાથમાં પકડેલા પત્રને લીધે શાન્તાનો એ હાથ હર્ષને લીધે ખિલખિલાટ થઇ ગયો હતો. ચામડીની ચિરાડો ઓચિંતી પુરાઇ ગઇ હોય તેમ નરોત્તમકાકાને લાગ્યું.

શાન્તા કાર્ડ વાંચી રહીને હર્ષની કળા વળી રહેતાં બોલી: 'બાપા! એ પરમ દહાડે મુંબઇ આવી ગયા. આવતી કાલે બપોરે અહીં આવી પહોંચશે, એમ લખ્યું છે.'

ટિકિટ મળશે તો પહેલી સ્ટીમરમાં આવું છું, એવો પત્ર ભાઈલાલનો આવી ગયો હતો. પરંતુ એ ચોક્કસ ન હતું. એટલે આ એચિંતા હર્ષના સમાચાર સાંભળતાં નરોત્તમકાકા ગાંડાઘેલા થઈ ગયા—મારો ભઈલા, મુંબઈ આવી ગ્યો!

અને બરાબર નવ વરસ અને ત્રણ માસ ભાઈલાલને આફ્રિકા ગયાં થયાં હતાં, એ આખો કરુણ દિવસના સમયનો પ્રવાહ નરોત્તમકાકાની દૃષ્ટિ આગળ વહેવા લાગ્યો.

*

એકના એક દીકરાને પરદેશ મોકલતાં નરોત્તમકાકાનો જીવ ચાલતો ન હતો. બીજી બાજુ એ સિવાય બીજો ઉપાય ન હતો. માથા ઉપર દેવું વધી ગયું હતું. નરોત્તમકાકાની ગણતરીએ તો ભાઈલાલે ભણવાનું કંઈ કહેવા જેવું બાકી મૂક્યું ન હતું. વહીવંચાના ચોપડામાં છાપરા ગામ બંધાયાનો ઇતિહાસ નથી. પરંતુ અડાલજથી શકરદા પટેલ સાડી છસો વર્ષ ઉપર આ ગામમાં આવીને વસ્યા. એમના ત્રણ દીકરા ઉપરથી આજે ગામમાં ત્રણ ખડકીઓ છે. એટલા સત્તાવાર ઇતિહાસને કબૂલ કરીએ તોપણ સાડી છસો વર્ષના ઇતિહાસમાં ચોવીસ વર્ષની ઉમર થતાં સુધી છાપરા ગામમાંથી કોઈ કહેતાં કોઈ છોકરો—ભાઈલાલ સિવાય—ભણ્યો ન હતો. એ વાતનેય આજે દસમું વર્ષ જાય છે છતાં આજસુધી પણ એટલી ઉમર સુધી કોઈ ભણ્યો નથી. મનસુખ શેઠનો વિઠ્ઠલ, ભાઈલાલ કરતાંય બે ચોપડી વધારે ભણ્યો છે એમ કોઈ કહેતું. પરંતુ નરોત્તમકાકાને ગળે એ ઊતરતું જ નહિ. કારણ કે વિઠ્ઠલ બાવીસમે વર્ષે ભણીને ઊઠી ગયો હતો. પછી એ ચોવીસ વર્ષના ભાઈલાલ જેટલું બાવીસમે વર્ષે ભણી જ શી રીતે રહે? તો પછી બે ચોપડીઓ આગળ તો બને જ ક્યાંથી!

છતાં આ દેશના લોકોને એ ભણતરની કદર જ ન હોવે તેમ જે હોય તે ૪૦–૫૦ની અંદર જ પગાર આપવાની વાત કરતું હતું. નરોત્તમકાકાની ભૂખ એથી ભાગે એમ ન હતી. ત્રણ હજાર રૂપિયા માથે દેવું હતું; ઘરમાં ખર્ચુંપાન જે ગણો તે પોતે એકલા હતા. એટલે એમના મરણ પાછળ ભાઈલાલ ગામ જમાડે તો જ એમની મરતી વખતની વાસના પૂર્ણ થાય એમ હતી. એટલે એય નહિ નહિ તોપણ બેત્રણની વચ્ચે જોઈએ. પરંતુ એ સૌ કરતાં એમના મનની મોટી મુરાદ બીજી હતી. બાપનો જીવ પણ

સસરાને કેકાણે બીજું કોઈ હોત તો જરૂર શાન્તાથી ખડખડ હસી જવાયું હોત. મોં ગંભીર રાખીને એણે કહ્યું: 'આપણે અહીં બોલીએ છીએ એવી ત્યાં બોલી નહિ. એ દેશમાં જે બોલી બોલાતી હોય તે એક વખત માણસ શીખે ત્યારે આગળ કંઈ કામ કરી શકે ને?'

તુંબડીમાં કાંકરા ઘાલી પ્રાઇ હલાવે તેવું નરોત્તમકાકાને લાગ્યું. ચોવીસ વર્ષ સુધી શહેરમાં ભણેલા છોકરાને વળી નવું તે શું હોય કે શીખવું પડે! એમને થયું કે ત્યાંના લોક અભણ્યાને જરૂર છેતરી પાડતા હશે. મારો ભઇલા, ગમે તેટલો હોશિયાર પણ ત્યાંનો તો અજાણ્યો ને! ત્રીજે મહિને એમણે વહુ પાસે કાગળ લખાવ્યો કે, પરદેશનો મામલો છે, ચેતતો રહેજે, બાકી આજના લોક તો છેતરી ગયા વગર નહિ રહે!

છઠ્ઠે મહિને પત્ર આવ્યો. એક અંગ્રેજી નિશાળમાં બે મહિના નોકરી કરી જોઇ, પગાર દોઢસો શિલિંગ હતો; અહીંના ખર્ચ પ્રમાણે બહુ ઓછો કહેવાય. વળી માસ્તરની અહીં કંઈ કિંમત પણ નથી. પૈસા કમાવા હોય તો વેપારમાં પડ્યા વગર બીજો ઉપાય નથી. એક વેપારીને ત્યાં જાઉં છું. પગાર તો સો શિલિંગ જ આપે છે. મારું પોતાનું ખર્ચ પણ પૂરું થતું નથી; પણ આગળ ઉપર લાભ મળે તેવો છે.

નરોત્તમકાકાને થયું—ભઇલા, ભણવામાં ભલે હોશિયાર હોય પણ ભોળો તો ખરો; જગો અને શંકર તો મરા એવા જ રેલવેની નોકરીમાં પેસી ગયા હતા. પહેલવહેલાય સરકારને ખર્ચે મુંબઇથી ગયા હતા. છઠ્ઠે મહિને તો શંકરે ત્રણસો રૂપિયાની હૂંડી મોકલી હતી. સોમાભાઇએ હું સાથે હતો ને નાથા પારેખને ત્યાં વટાવી હતી.

નરોત્તમકાકાને કોણ કહે, કે એ '૨૧ની સાલ હતી અને આ '૩૮ની સાલ હતી!

જતાં એમને એટલો સંતોષ હતો કે એ માસ્તર મરી ગયા. પૂજાલાલ માસ્તર ગામમાં વીસ વર્ષ રહ્યા હતા. પરંતુ બદલી થઈ ત્યારે પચ્ચાસ રૂપિયા ગામમાં દેવું હતું, તે ગામના લોકોએ જતી વખતે સો રૂપિયા ભેટ પ્રમાણે ભેટ આપી, તેમાંથી તે દેવું વળ્યું. એટલે એ મર્યા ન ફર્યા તેથી એમને સંતોષ થયો.

બીજા ત્રણ મહિના ગયા પણ ધંધા અંગે કંઈ બોલ ન આવ્યો, એટલે એમણે લખાવ્યું કે, માગ્યા વગર તો મા ય ન પીરસે. શેઠને તારે ચોખ્ખું કહેવું કે ઘેર મારા ઉપર ત્રણ જણ ખાનાર છે, ચપટી મૂઠી દેવું છે તે આપવાનું છે. શાન્તા કાગળ લખવા બેસતી ત્યારે એ ઓસરીમાં બેઠા બેઠા આવું કેટલું ય બોલ્યે જતા.

બીજા ચાર મહિના થયા ને જે પત્ર આવ્યો તેમાં લખ્યું હતું—મને ઊલટો અહીં આવ્યાનો પસ્તાવો થાય છે. ભણેલાની તો અહીં કિંમત જ નથી; જે સારું કમાય છે તે મોટો. સાચી વાત કરવા જઈએ તો પણ અપમાન કરે છે; ભણતરની મશ્કરી કરે છે—આ તો નોય ચોપડીઓ ગોખી પાસ થવાનું! આ દુકાને બેઠાં સાડાચાર મહિના થયા પણ મારું મન જાણે છે, હું કેટલો મનમાં બળી જાઉં છું. ઊંઘમાંય તમે બધાં મારી આંખ આગળ દેખાયા કરો છો. 'પૈસા કમાઈને ક્યારે મોકલું' તેમ દિલમાં થયા કરે છે. છતાં તમે જ ખ્યાલ કરજો કે મેં આ નોકરી છોડી દીધી તે મને કેટલું દુઃખ થયું હશે? બીજી નોકરી મળી જાય તેવી છે, એકાદ અઠવાડિયામાં મળી જશે.

બાપાને ચિંતા થાય તે માટે આ હકીકત ન કહેવા ભાઈલાલે પત્રમાં લખ્યું હતું. પરંતુ શાન્તાનો સ્વભાવ હતો કે એ કોઈને છેતરી શકતી ન હતી. એ વાત આટલા વરસના અનુભવ છતાં ભાઈલાલ કરતાં નરોત્તમકાકા સારી રીતે જાણતા હતા; એટલે વચ્ચે એમને તાવ આવતો હતો ત્યારે શાન્તાને ચોખ્ખું—સમ દેઈને—કહી દીધું હતું કે એને ચિંતા થાય એવું મારી બાબતમાં તારે કંઈ લખવું નહિ.

ભાઈલાલનો તે પછી છેલ્લો કાગળ આવ્યો. તેમાં એણે શહેર છોડી ગામડામાં—જંગલમાં—જવા વિષે લખ્યું હતું. ત્યાં સારી કમાણી છે અને પ્રભુની કૃપા હશે તો એકાદ વરસ પછી કોઈ હોશિયારી જોઈ ધંધામાં ભાગ રાખનાર મળશે. જંગલની અગવડને લીધે પોતે નિયમિત પત્ર નહિ લખી શકે, માટે ચિંતા ન કરવા પણ સાથે સાથે જણાવ્યું હતું.

નરોત્તમકાકાએ કલ્પ્યું હતું કે પોતાનો ભઈલો આફ્રિકા પહોંચતાં જ ઘડીના છઠ્ઠા ભાગમાં પૈસાનો ઢગ વાળી દેશે. આ અંધારી અગિયારશે એને ગયાં બરાબર એક વરસ થયું. પરંતુ પૈસાનું દર્શન તો રહ્યું, ધંધો જ એને જડતો ન હતો!

નરોત્તમકાકાનું ભાઇલાલ રણે રાખશે, એમ ગામના સૌ લોક કહેતા. અંગ્રેજી સાત ભણ્યો ત્યાં સુધી ફી આપવી પડી ન હતી. કૉલેજનાં ચાર વર્ષમાં નરોત્તમકાકાને બસો રૂપિયા જ જોઇતા પડ્યા હતા.

છોકરો ભણવામાં હોશિયાર છે એટલે કમાશે ત્યારે બાકી નહિ મૂકે એ નશામાં નરોત્તમકાકા દેવું કરી બેઠા. ઘરને તોડીને જરા ઠીક કર્યું. એન્જિનમાં કંઇ ન સમજતા હોવા છતાં મોટાં સ્વપ્નો સેવી પંપમાં ચાર આની ભાગ રાખ્યો. ભાઇલાલને ધામધૂમથી પરણાવ્યો. અને ત્રણ હજારના દેવા તળે પેસી ગયા. છેલ્લા બે વર્ષથી વ્યાજ પણ આપી શકાયું ન હતું.

પરંતુ ભાઇલાલ ઉપરની શ્રદ્ધા લોકોને ડગવા લાગી. નરોત્તમકાકા એના પત્રોની વાત કરતા એ ઉપરથી જુદો જુદો સૂર નીકળવા લાગ્યો. બહુ ભણે એટલે છોકરા ઊભાં હાડકાંના થઇ જાય છે. ટેકો નમાવીને કામ જ નહિ કરવાના. કોઇના એગો પૈસો રળી આવો હોય તો એ બે વાનાં કહે તે સાંભળવાંય પડે. દીકરો થઇને ખવાય, કંઇ બાપ થઇને ખવાયું!

નરોત્તમકાકાને વણમાગી સલાહ પણ મળવા લાગી: છોકરાને ભરોસે હવે ના રહેશો. ઉકરડીને (છોડીને) અને દેવાને વધતાં વાર નહિ. ત્રણ હજાર તો હતા. બે વરસનું વ્યાજ સાડીચારસો થયું. આવતે વર્ષે ત્રણ વરસ થશે એટલે વ્યાજ ઉમેરી નવું ખાતું પાડવું પડશે. વ્યાજનું વ્યાજ વધીને મારી નાખશે. અને આ મોંઘવારીનાં વરસો! એનીમાં કશી બરકત નહિ. ભાવ આવે નહિ અને પહેલાં જેવી હવે બનવાની નહિ.

એ સલાહ આગળ ચાલતી: આપણો પાટીદારનો સ્વભાવ જ ઐડય. કોનું ત્યાંથી કાપે નહિ અને વધવા દે. છેવટ બધુંય હાથમાંથી જાય ત્યારે રડે. આપણી બધાંની આંખે મગન ભગતનું જોયું. પહેલેથી કાપ્યું હોત તો રોટલો ખાવા જેટલું રહેત. પણ ના માન્યું. છેવટ આઇડીને ઘર ને જમીન બધું લખી આપવું પડ્યું. માટે મારું માનો તો, નરોત્તમકાકા, આંબાવાળા-માંથી અર્ધું કાપી નાખો. પૈસા હશે તો એ નહિ ને એનો બાપ, ઘણુંય ખેતર મળી રહેશે!

ચારેક માસ બીજા ગયા. નરોત્તમકાકા બેચેન બનતા ગયા. એક પડખું ખાટલામાં ફરે ત્યારે મરેલો બાપ દેખાય છે. બીજું પડખું બદલે ત્યારે શિખામણ આપનાર લોક દેખાય છે. અને તેની પાછળ દૂર દૂર પરદેશ પડેલો દીકરો દેખાય છે! કોનું કહ્યું કરે!

(આવતે અંકે આ વાર્તા પૂરી થશે.)

# પ્રસંગકથા

## બહેન ઇલાબહેનનાં લગ્ન

'પાટીદાર' માસિકના સ્થાપક સદ્‌ગત નરસિંહકાકાનાં પૌત્રી, શ્રી. રમણભાઇનાં દીકરી, બહેન ઇલાબહેન ઉર્ફે વિનોદિનીબહેનનાં લગ્ન તા. ૧૯-૧-૪૭ના રોજ નડિયાદના જાણીતા નાગરિક શ્રી. ઇશ્વરભાઇ વી. પટેલના દીકરા ભાઇ મધુકાન્ત સાથે થયાં. બહેન ઇલાબહેનની ઉંમર ૧૯ વર્ષની છે. ભાઇ મધુકાન્ત ૨૪ વર્ષના છે. એ લગ્નમાં પૂર્વ શરત તરીકે કોઇ જાતની લેવડદેવડ નક્કી થઈ ન હતી એટલું શુભ તત્ત્વ એ લગ્નમાં હતું. બાકી, સદ્‌ગત નરસિંહકાકાના સુધારક વિચારનો એમાં ઝાઝો અમલ થયો ન હતો. જાનમાં જમણવારની મર્યાદા પ્રમાણે ૨૪ માણસો હતાં. પરંતુ કન્યાપક્ષનાં માણસો એમાં ઉમેરાય એટલે કાયદાનો ભંગ થાય, એ ચોખ્ખી બિના હતી. સુધારક વિચારને લીધે નહિ, પરંતુ કાયદાને લીધે હવે ઘણી કંકોત્રીઓ એ શુભ પ્રસંગે 'આપ આપના આશીર્વાદ પાઠવશો' એમ જણાવી, પ્રસંગ ઉપર પધારવાની જરૂર ટાળે છે. પરંતુ ઇલાબહેનના લગ્નની કંકોત્રીમાં તો એનો એ જ ચાલો ચાલુ રહ્યો—'આપ સહકુટુંબ મિત્રમંડળ સહિત પધારી શોભામાં અભિવૃદ્ધિ કરશોજી!' ત્યારે જરૂર આશ્ચર્ય થાય કે સદ્‌ગતની પૌત્રીના લગ્નમાં આ તો ન જ શોભે! શ્રી. રમણભાઇ પોતે આફ્રિકા હોવાથી દીકરીના લગ્નમાં હાજર ન હતા એટલે વડીલ તરીકે શ્રીમતી લીલાવતીબહેનને અનિચ્છાએ પણ વ્યવહારની શરમમાં તણાવું પડ્યું હશે. પરંતુ એ ગમે તે હો, આજે ઘણાં લગ્ન સાદાઇથી, જમણવાર ટાળીને થાય છે ત્યારે સદ્‌ગતની પૌત્રીનું લગ્ન જૂની રૂઢિના વ્યવહાર પ્રમાણે થાય એ ઠીક તો નથી જ.

## સ્નાતકનાં સાદાઇથી થયેલાં લગ્ન

વીરસદના વતની અને હાલ આફ્રિકા રહેતા ભાઇ મધુસૂદન વલ્લભભાઈ અમીન કાંગડી ગુરુકુળના સ્નાતક છે અને આર્યસમાજી છે. એ ભાઇનું લગ્ન તા. ૧૯-૧-૪૭ના રોજ વડોદરા તાલુકાના ગોરવા ગામના શ્રી. જેઠાભાઇ ભાઇલાલભાઈ પટેલનાં પુત્રી બહેન ઉમાદેવી સાથે થયું. એ પ્રસંગે ખોટા રિવાજ અને પ્રથાને તિલાંજલિ આપવામાં આવી હતી. વિવાહની માટલી પણ નહોતી લેવામાં આવી. થાંભલી ઘાલવી, ગ્રહશાન્તિ, વર ઉઘલાવવો વગેરે કંઇ પણ કરવામાં આવ્યું ન હતું. જાનમાં ૧૧ માણસ ગયાં હતાં.

મંગળમાં જણશો આપવાની જે પ્રથા હમણાં હમણાં રૂઢ થઈ છે તે પ્રમાણે તેમના સસરા તરફથી ભાઇ મધુસૂદનને સોનાનું ઘડિયાળ, અંકોડા, બટન વગેરે ભેટો આપવા માંડેલાં, પણ લગ્ન નિમિત્તે કોઇ પણ ભેટ લેવાની એ ભાઇએ સવિનય ના પાડી દીધી હતી. જાન પણ એક જ દિવસ રોકાઈ હતી. ઉપરાંત આ શુભ પ્રસંગ નિમિત્તે એ ભાઇએ જુદી જુદી સંસ્થાઓને રૂ. બે હજારનું દાન કર્યું છે. અને આ રીતે ભાઇ મધુસૂદને તેમનું સ્નાતકપણું અને આર્યસમાજી વિચારો, સાથેસાથ અમલમાં મૂકી બતાવ્યાં છે, તે બદલ તેમને અભિનંદન. અને સાથી બાજુએ યુનિવર્સિટીના પદવીધરો પોતાના ભણતરમાંથી લગ્નદ્વારા વળતર શોધવાનાં સ્વપ્નાં સેવતા હોય છે, તે ભાઇ મધુસૂદનને અનુસરે તો ?

## એવું જ બીજું સાદું લગ્ન

અલિંદ્રા તા. માતરના શ્રી. ગોરધનભાઈ મોતીભાઇ પટેલ, વડોદરાના સમસ્ત પાટીદાર છાત્રાલયના ગૃહપતિ છે. એમનાં દીકરી બહેન ઇંદુબહેનનું લગ્ન નાપાડના શ્રી. ઉમેદભાઇ નારણભાઇ પટેલના દીકરા ભાઇ રામભાઇ સાથે તા. ૬-૨-૪૭ના રોજ સાંજના સાડા પાંચ વાગ્યે છાત્રાલયમાં થયું હતું. લગ્નવિધિ વરકન્યા સમજે તેવી રીતે પૂ. રવિશંકર મહારાજને હસ્તે થયો હતો. જાનમાં પંદરેક માણસો હતાં. થોડી બહેનો પણ વરપક્ષ તરફથી લગ્ન પ્રસંગે હાજર હતી. આ લગ્નમાં આગળથી લેવડદેવડ નક્કી થઇ ન હતી. માટલી-માટલાંનો વ્યવહાર તથા ચાંલ્લાનો વ્યવહાર પણ બંને પક્ષ તરફથી બંધ રાખ્યો હતો. વરપક્ષ તરફથી લગ્ન પ્રસંગે રૂ. ૨૫૧ સદર છાત્રાલયને તથા રૂ. ૨૫ હરિજન આશ્રમને તથા રૂ. ૨૫ ખાદી પ્રચાર મંડળને દાન આપવામાં આવ્યા છે. કન્યાપક્ષવાળા શ્રી. ગોરધનભાઇએ રૂા. ૧૦૧ પૂ. રવિશંકર મહારાજને તેમને યોગ્ય લાગે તે રીતે ઉપયોગ કરવા દાન તરીકે આપ્યા છે. આ લગ્ન પ્રસંગે આશીર્વાદ આપવા તેમજ પાન-સોપારીમાં હાજરી આપવા શહેરનાં તથા તેમાંયે પાટીદાર જ્ઞાતિનાં સ્ત્રીપુરુષો મોટી સંખ્યામાં હાજર હતાં. આમ સાદાઈથી લગ્ન પતાવવા બદલ વર અને કન્યા પક્ષના વડીલોને અભિનંદન.

## ઉપરનાં ત્રણ લગ્નો

જુદા જુદા પક્ષો લગ્નમાં શો ભાગ ભજવી શકે છે, તે ઉપરનાં ત્રણ લગ્નોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. પહેલા લગ્નમાં રૂઢિને તાબે થયા વગર સાદાઇથી લગ્ન પતે એમ દરેક આશા રાખે. છતાં એવું કંઇ ન બન્યું,

કારણ કે વડીલોએ તેમ જ વરકન્યાએ એ બાબતમાં ઉત્સાહ દાખવ્યો નહિ. એથી જે ઘેર જેની આશા રાખી હોય તેથી ઉલટું બન્યું ! બીજા લગ્નમાં વર એકલાની ભાવનાથી કન્યાપક્ષની વૃત્તિ ધામધૂમ કરે એવી હોવા છતાં, વરને ભેટ આપવાની તૈયારી હોવા છતાં, એ પ્રસંગ સાદાઈથી પત્યો. અને વર એકલાની વૃત્તિ એવી હોય તો કન્યાપક્ષ સરળ થઈ જાય તેમ બન્યું. જ્યારે ત્રીજા લગ્નમાં બંને પક્ષના વડીલો સુધારક વિચારના હતા એ કારણે એમના દીકરા દીકરીનું લગ્ન, જમણવાર ન હોવા છતાં, બહોળા મિત્રમંડળની હાજરીમાં સાદાઈથી પત્યું. મતલબ કે, લગ્નમાં બે પક્ષોમાંથી વડીલો કે પરણનાર યુવકયુવતી થોડી તૈયારી બતાવે તો રૂઢિઓ જરૂર નરમ થાય.

'હું શું કરું ?'

ગયા અંકની પ્રસંગકથામાં '૧૭ વર્ષની કન્યા અને ૫૦ વર્ષનો ત્રીજ વર !' એ હકીકત છપાઈ છે. એ કન્યાના પિતાને અડાસમાં રૂબરૂ મળતાં જે જવાબ મળ્યો તે રૂઢિની કરુણતા બતાવે છે. એ કન્યાપિતાએ જ્યારે જાણ્યું કે એ લગ્ન ન થાય તેમ કહેવા અમે ( તંત્રી તથા આણંદના યુવાન વકીલ ભાઈ ભાઈલાલભાઈ બાબરભાઈ પટેલ ) આવ્યા છીએ ત્યારે એમનું પહેલું વાક્ય હતું : 'આજે તમે ના કહેવા આવો છો. પણ હું શું કરું ! બે વરસથી અથડાઉં છું પણ કોઈ હાથ મૂકવા દેતું નથી. જે હોય તે આટલા તોલા જાણશો છે ને આમ આપવાનું ને તેમ કરવાનું છે, એવી જ વાતો કરે છે. છેવટ બધેથી ઘેરાઈ ગયેલો હું શું કરું ?' અમે પૂછ્યું : 'તમે ઘેરાઈ ગયા તેથી ધક્કો તો દીકરીને મારો છો ને ?' એમણે કહ્યું : 'છોકરીને કશું દુઃખ નથી. એ લાખની આસામી છે. ઘેર નોકરચાકર છે. ૫૦ વર્ષની વાત જૂઠી. ૩૫ વર્ષ થયાં છે.'

શું સાચું, ૫૦ કે ૩૫ ?

વરની ઉમર વિષે જે રિપોર્ટ મળ્યો હતો, ઉપરાંત બે વ્યક્તિદ્વારા જે ખાનગી કરી હતી તેમાં પણ ૫૦ વર્ષની વાત હતી. અને તે આધારે પ્રસંગકથામાં ઉમર લખી હતી. છતાં કન્યાપિતાએ પોતાની હકીકતમાં એટલે સુધી ભાર મૂક્યો કે ૪૦ વર્ષ કરતાં જો ઉમર વધારે હોય તો મારે વિવાહ ન કરવો. વરપક્ષ તરફથી ઉમરની ખાત્રી માટે કાગળિયાં રજૂ કર્યાં. જે રિપોર્ટ અને ખાત્રી મેળવી હતી તેથી ઉમર ઓછી નીકળી. ૩૮ વર્ષ ! લગ્નનું જે કજોડું થતું હતું તેમાં જરૂર ફેર પડ્યો કહેવાય. છતાં એ કજોડું તો રહેતું હતું જ, છતાં વિરોધનું જે મોટું કારણ હતું તે એથી નાબૂદ થયું. ઉમરની એવી ખોટી

નોંધ લેવાઈ તે બદલ અમે દિલગીર છીએ. રિપોર્ટ મોકલનાર કે ખાત્રી આપનાર ઉપર મોટેભાગે આધાર રાખવો પડતો હોય, તે ભાઈઓ પણ પૂર્વગ્રહ કે ખોટી ઇર્ષાને કારણે અર્ધસત્ય હકીકત ન મોકલે, એવી સાથે સાથે વિનંતિ.

## છેવટે રૂઢિએ ભોગ લીધો

આ માસે એ લગ્ન થઇ ગયું. રૂઢિએ એક જુવાન બાળાને આધેડ પુરુષ સાથે જોડી. એટલે કહેવાની મતલબ કે, જ્યાં સુધી રૂઢિને તાબે થઇને ખર્ચ કે કાયદા ભંગનો સવાલ હોય ત્યાં સુધી તો ઠીક. પરંતુ એ રૂઢિ જ્યારે કન્યાનો ભોગ લેવા સુધી તૈયાર થાય છે ત્યારે જરૂર એ સ્થિતિ કરુણ બને છે. વિવાહમાં સરળતા હોય તો કોઈ કન્યાપિતા ૩૮ વર્ષના ત્રીજા વરને કન્યા આપવા તૈયાર ન થાય એ ઉઘાડી વાત છે. અને હાર્યા થાક્યાનું આ પગલું છે એમ ઉપરના એ કન્યાપિતાના જવાબમાં સ્પષ્ટ માલમ પડે છે.

## એવો બીજો ભોગ લેવાશે ?

ઉપરના જેવું કજોડા લગ્ન ચોટના એક ભાઈ ૪૫–૫૦ વર્ષની ઉંમરે કરવાના છે, તેવા સમાચાર છે. નારના એક ભાઈ કન્યા આપવા પણ તૈયાર થયા છે. આવાં લગ્ન ખરાબ છે એમ કહેવાથી એ બંધ થનાર નથી. વરના ભાવ જે વધી ગયા છે તેનીજ આ મોકાણ છે. રૂઢિ તોડીને ગમે ત્યાં કન્યા આપવામાં આવે તો આ સ્થિતિ નાબૂદ થાય તેવી છે. પરંતુ સામાન્ય માણસોમાં એટલી શક્તિ હોતી નથી. અરે ! સુધારક વિચારના માણસો પણ એ પગલું ભરવા તૈયાર નથી હોતા ! એટલે શ્રીમતી લીલાવતી મુનશીનું કજોડા લગ્નનું બીલ કાયદાનું રૂપ લેશે ત્યારે સ્થિતિ થોડી સુધરશે. બાકી કન્યાઓ પોતે હિંમત બતાવી પોતાના લગ્નનો વિરોધ નહિ કરે ત્યાં સુધી રૂઢિ-જડ માબાપો તો આબરૂના નામે તેમનો ભોગ આપ્યા કરવાનાં.

## છૂટાછેડાની જોગવાઇ આપતો ખરડો

અમુક સંજોગોમાં હિંદુઓની તમામ જ્ઞાતિમાં છૂટાછેડાના હકની જોગવાઇ આપતો ખરડો મુંબઇ સરકારના ગેઝેટમાં તા. ૧૨–૨–૪૭ના રોજ પ્રસિદ્ધ થયો છે. આ ખરડો હિંદુઓમાં નીચેના સંજોગોમાં છૂટાછેડાની પરવાનગી આપે છે. (૧) નપુંસકતા (૨) લાગલાગટ સાત વર્ષ સુધી છોડીને ચાલ્યા જવું યા ગુમ રહેવું (૩) સાત વર્ષ સુધીનું ગાંડપણ કે રક્તપિત્ત (૪) જો ધણીએ બીજી પત્ની કરી હોય અને તે જીવિત હોય તો પ્રથમ પત્નીને છૂટા-છેડાનો હક રહેશે. બીજી પત્ની કે તેના પછીની કોઇ પત્નીને પોતાના ધણીથી છૂટાછેડા લેવાનો હક રહેશે નહિ, કેમકે તેના ધણીએ બીજી પત્ની

ક્ષત હોવાની હકીકત છુપાવી હોવા છતાં તેની સાથે લગ્ન કરની વેળાએ એક પત્ની તો હયાત હતી જ. રક્તપિત્તના સંબંધમાં જો કોઇ પક્ષ ચાહે તો કાનુની રીતે અલાયદો થઇ શકે એવી જોગવાઈ રખાઇ છે.

## આ કાયદાથી ભડકવાની જરૂર નથી

સામાન્ય રીતે સમાજના મોટા ભાગને, સુધારક ગણાતા વર્ગને પણ છૂટાછેડાનો કાયદો ઇષ્ટ નથી લાગતો. કારણમાં, કુટુંબ સંસ્થા અસ્તવ્યસ્ત થઇ જશે, સ્વચ્છંદતા વધી જશે અને હાલ પતિપત્નીમાં એક બીજાને વફાદાર રહેવાની, નિભાવવાની લાગણી છે તે ચાલી જશે. આ શંકા લાવવાનું કારણ પશ્ચિમનું લગ્ન જીવન એમની આંખ સામે મોજુદ છે. પરંતુ એવી ભડક રાખવાનું કોઇ કારણ આ કાયદામાં નથી. પશ્ચિમમાં તો છૂટા થવા માટે ગમે તે કોઇ કારણ આપવાનું હોય છે. એનાં કારણો જોતાં આપણને હસવું આવે તેવી બાલિશતા એમાં હોય છે પત્ની કહે છે-મારો પતિ ઊંઘમાં એટલાં બધાં નસકોરાં બોલાવે છે કે મને ઊંઘ આવતી નથી! કોઈ પતિ કહે છે-પત્ની જે જાતના વાળ ઓળે છે તે મને પસંદ નથી! રશિયાએ તો એથી આગળ વધી છૂટા થવા માટે કોઇ કારણની જરૂર માની જ નથી! આથી લગ્ન જીવનની ઊભી થયેલી કરુણ સ્થિતિથી પશ્ચિમના વિચારકો ત્રાસી ગયા છે. અને ભવિષ્યમાં છૂટાછેડા ઉપર કડક મર્યાદા મુકાય તો નવાઇ નહિ. એટલે એ કાયદો આપણા સમાજમાં દાખલ કરવા માગતા આગેવાનો પશ્ચિમનું આંધળું અનુકરણ કરવા નથી માગતા, એ ઉપરના ખરડાની મર્યાદાઓ જોતાં દરેકને જણાશે. અને એથી પશ્ચિમના જેવું લગ્ન જીવન છિન્નભિન્ન થઇ જશે એમ માનવાનું કોઇ કારણ આ ખરડાનાં કારણો જોતાં જણાતું નથી. વળી હિંદુસમાજની પછાત ગણાતી જ્ઞાતિઓમાં છૂટાછેડાનો રિવાજ વર્ષોથી છે, છતાં એવા પ્રસંગો જવલ્લે બને છે એ આપણો રોજનો અનુભવ છે. એટલે આ અંકના લેખમાં, પાન ૧૨૪ ઉપર શ્રી. મગનભાઇ દેસાઇ કહે છે 'હું કહી દઉં કે, મને આ વાત (છૂટાછેડાની) બહુ ગમતી નથી. લાચારીએ ક્યાંક તે માનવી પડે એ અપવાદની વાત જુદી', તેમ આ કાયદો એવા લાચારીના પ્રસંગે જ અપવાદ તરીકે છૂટ આપે છે.

## શ્રી પાટીદાર યુવક સંઘનું ત્રીજું વાર્ષિક સ્નેહ સંમેલન

તા. ૨૬-૧-૪૭ના રોજ, સુંદરાબાઇ હોલમાં શ્રી. બી. કે. પટેલ, આઇ. સી. એસ., મુંબઇ મ્યુનિ. કમિશ્નરના પ્રમુખપણા હેઠળ સંઘનું વાર્ષિક સંમેલન યોજવામાં આવ્યું હતું. જેમાં રંજન કાર્યક્રમ પણ રાખવામાં

આવ્યો હતો. આખો પાટીદાર ભાઈઓબહેનોથી હોલ ચિકાર ભરાઈ ગયો હતો. સંઘના પ્રમુખ શ્રી. ઈશ્વરભાઈ બી. પટેલે મહેમાનોનું સ્વાગત કર્યું હતું. મંત્રી શ્રી. જશભાઈ એસ. પટેલે સંઘની વર્ષ દરમિયાનની પ્રવૃત્તિનો ટુંકમાં ખ્યાલ આપ્યો હતો. સંઘ તરફથી જાહેર પુસ્તકાલય, ફરતું પુસ્તકાલય. સ્વયંસેવક દળ, વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકોની મદદ, શિષ્યવૃત્તિઓ વગેરે ચાલતી પ્રવૃત્તિઓને વેગ આપવા મંત્રીએ મદદની માગણી કરી હતી. જેના જવાબમાં મુંબઈના જાણીતા આગેવાન વેપારી શ્રી. હીરાભાઈ આશાભાઈ પટેલે વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો આપવા માટે રૂ. ૧૦૦૦ આપવાનું જાહેર કર્યું હતું. આ ઉપરાંત બીજા પંદર ભાઈઓ તરફથી રૂ. ૧૨૦ ની રકમની શિષ્યવૃત્તિઓ માટે જાહેરાત કરવામાં આવી હતી. સંઘ તરફથી આવતા જૂન માસથી એ શિષ્યવૃત્તિઓ આપવામાં આવશે.

**પ્રમુખસ્થાનેથી બોલતાં**

શ્રી. બી. કે. પટેલે જણાવ્યું હતું કે શિષ્યવૃત્તિઓ માટે રૂ. ૧૨૦ ની રકમ આપવા કરતાં મોટી રકમ આપી તેના વ્યાજમાંથી શિષ્યવૃત્તિ અપાય એવી યોજના વધુ હિતાવહ છે. ઉપરાંત, આપણા સમાજમાં ચાલી રહેલા ભેદભાવ અને કુળવાન અકુળવાન તેમજ અન્ય નાના નાના વાડાઓનો ત્યાગ કરવાનું જણાવતાં તેમણે કહ્યું કે દુનિયા જ્યારે આગળ વધી રહી છે ત્યારે પાટીદાર સમાજે પણ કુચ કરવા તત્પર થવું જોઈએ. અને પાટીદાર જ્ઞાતિ શિક્ષણ, સંસ્કૃતિ અને અન્યક્ષેત્રોમાં આગળ વધવા પ્રયાસ કરે એવી આશા વ્યક્ત કરી હતી. અંતમાં યુવક સંઘે ત્રણ વર્ષમાં સાધેલી સિદ્ધિ બદલ તેના કાર્યકરોને અભિનંદન આપ્યાં હતાં. ડૉક્ટર શ્રીમતી કાન્તાબહેન બી. પટેલના શુભ હસ્તે ઇનામો વહેંચાયા બાદ વંદેમાતરમ્ ગવાઇ કાર્યક્રમ પૂરો થયો હતો.

**શ્રી પાટીદાર યુવક સંઘની સામાજિક પ્રવૃત્તિ શી?**

યુવક સંઘની ઉપર જણાવેલી વિવિધ પ્રવૃત્તિની અમે કદર કરીએ છીએ. એ પ્રવૃત્તિઓમાં વિશેષ પ્રગતિ કરે એમ ઇચ્છીએ છીએ. પરંતુ જ્યારે કોઇ સંઘ પોતાના નામ સાથે જ્ઞાતિની સંજ્ઞા જોડે ત્યારે એની મુખ્ય ફરજ સામાજિક પ્રવૃત્તિની થઈ રહે છે. સંઘના નામ સાથે 'પાટીદાર' શબ્દ જોડાયેલો છે, તો પાટીદારસમાજના અંગત પ્રશ્ન સંબંધી એણે શું કર્યું ? ભવિષ્યમાં એ શું કરવા માગે છે? એ ઉપર જ એની સાચી મહત્તા રહેલી છે. પ્રમુખસ્થાનેથી શ્રી. બી. કે. પટેલે સામાજિક પ્રશ્ન સંબંધી જે સૂચન કર્યું છે, સમાજમાં ચાલી રહેલા ભેદભાવ અને કુળવાન

અકુળવાન તેમજ નાના નાના વાડાઓનો ત્યાગ, એ પ્રવૃત્તિમાં સંઘનો શો ફાળો છે? સંઘે વિશેષ નહિ તો, સાદાઇથી લગ્ન પતે એવા પ્રસંગો પોતાને આંગણે યોજવા જોઇએ. આશા રાખીએ કે સંઘ પોતાની પ્રવૃત્તિમાં સામાજિક પ્રશ્નોને પણ અગત્યનું સ્થાન આપી પાટીદાર સમાજની સાચી સેવા બજાવશે.

## સ્ટીમરની ટિકિટનાં કાળાં બજાર અંગે

આફ્રિકાથી એક ભાઇ લખે છે: 'હિંદમાંથી અહીં આવતાં એજન્ટોને કાળા બજારના ત્રીજા વર્ગની ટિકિટના ૨૦૦ થી ૪૦૦ રૂપિયા સુધી આપવા પડે છે. અને દરેક સ્ટીમરે જ્યાં રહેતા હોય ત્યાંથી મુંબઇ બોલાવી પછી પાછા કાઢે કે ટિકિટ મળી નહિ! અને જે કાળા બજારનો વધારે ભાવ આપે તેને ટિકિટ આપી દે છે. આપણા ભાઇઓને મુંબઇના નકામા ધક્કા ખાવા પડે, અને આફ્રિકા જવાની ઉતાવળ હોય એટલે કાળા બજારના ભાવ આપવા પડે છે. આવી ફરિયાદ અહીં આવે છે તે બધાની લગભગ છે. આ હાડમારીઓ ઓછી કરવા માટે નીચે પ્રમાણે ઉપાય લેવાય તો જ કંઇક તે ઓછી થાય. મુંબઇમાં પાટીદાર સેવા સમાજ સ્થાપવું જોઇએ. તેની ફરજમાં આફ્રિકા અથવા પરદેશ જતા આવતા દરેક પાટીદાર ભાઇને મદદ કરવી. જેમ કે, સ્ટીમર ઉપર લેવા જવું, સ્ટેશન ઉપર લેવા જવું, તેમજ તેમને સ્ટીમર તથા સ્ટેશન ઉપર પહોંચાડવા. તેમની પરદેશની ટિકિટો માટે બંદોબસ્ત કરવો અને અરજીના ક્રમમાં તેને ટિકિટ મળે. મકાન તથા ઉતારાની સગવડ કરવી. આ ખર્ચને પહોંચી વળવા પેસેન્જર દીઠ અમુક રૂપિયા શી રાખવી. સ્ટીમર કંપની પાસેથી ટિકિટોની એજન્સી લેવી અને ખૂટે તો ઉઘરાણું કરવું. મોમ્બાસા પટેલ સમાજ આ જાતની ફરજ બજાવે છે: સ્ટીમર ઉપર તથા દરેક ગાડી ઉપર માણસો મોકલે છે. અને તેથી ઉતારુઓને અગવડ પડતી નથી. સમાજ સ્ટીમરની ટિકિટનું કામ કરતો નથી, કારણકે અહીં ટિકિટોનું દેશના જેવું કાળું બજાર થતું નથી.'

## આ પ્રશ્ન વિચારવાનો વખત પાકી ગયો છે

આ પ્રશ્ન આ અગાઉ થોડા માસ ઉપર આફ્રિકાના એક ભાઇએ ઊઠાવ્યો હતો. અને મોમ્બાસામાં ભરાયેલ પાટીદાર પરિષદે એ કામ ઉપાડવું જોઇએ તેમ સૂચન કર્યું હતું. પત્રલેખક ભાઇએ ટિકિટનાં કાળાં બજાર થવાને કારણે આ મુદ્દો ઊભો કર્યો છે. કાળાં બજાર થયાં છે, થાય છે એ હકીકત છે. પરંતુ બધા ક્ષેત્રમાં એ બદી વ્યાપી છે એટલે એ તો પરિસ્થિતિ સુધરશે

Reg. No. [illegible]71

# પાટીદાર

સ્થાપક : સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૩ ] માર્ચ—'૪૭ [ ચૈત્ર

ત્રણ વસ્તુમાંનો આનંદ લાભકર્તા હોય છે, અને ત્રણ વસ્તુમાંનો આનંદ નુકસાનકર્તા હોય છે. શિષ્ટાચાર અને સંગીતના વિવેકપૂર્ણ અભ્યાસમાંથી મેળવેલો આનંદ, બીજાની ભલાઈની વાતો કરવામાંથી મેળવેલો આનંદ, અને અનેક લાયક મિત્રોની મૈત્રીમાંથી મેળવેલો આનંદ—એ ત્રણ લાભકર્તા છે. મર્યાદા બહારના વિલાસમાંથી મેળવેલો આનંદ, આળસમાંથી અને ભટકવામાંથી મેળવેલો આનંદ, અને ભોજનમાંથી મેળવેલો આનંદ—આ ત્રણ નુકસાનકર્તા છે.

—કોન્ફ્યુશિયસ

☆

તંત્રી :
ઈશ્વર પેટલીકર

આ માસિક આણંદ ચંગાનર પ્રિન્ટીંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઇશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫–૩–'૪૭

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

| | | |
|---|---|---|
| ચૈત્ર સં. ૨૦૦૩ | માર્ચ–૪૭ | વર્ષ • ૨૪ અંક • ૬ |


# મારા ભાવિ પ્રયોગો

શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ

આજથી પાંચ હજાર વર્ષો પૂર્વે સિંધમાં મોહનજો ડેરોમાં સંપૂર્ણ ગટરો બનાવેલી હતી. બીજી જગ્યાઓએ પણ હશે. પણ મોહનજો ડેરોના ખોદકામમાં બધી ગટરો એની અસલ સ્થિતિમાં નીકળી આવી છે. આખી પૃથ્વીમાં હિન્દુસ્તાનમાંજ પ્રથમ સ્વચ્છતા માટે આવાં સફળ કામો થયાં છે. તે વખતે સીમેન્ટ નહોતો, લોઢું નહોતું, બધું બાંધકામ ગટરો, મેનહોલ વગેરે ઈંટચુનાથીજ થયું છે. મોહનજો ડેરોનું ક્ષેત્રફળ અત્યારના સામાન્ય ગામડાના જેટલું જ છે. એટલે અત્યારનાં સાધનોથી નાનામાં નાના ગામને ગટરો આપવા મારા પ્રયોગો છે. હું માનું છું કે હું દશ ઘરના ગામડાથી માંડીને દરેક ગામને જરૂરિયાત પ્રમાણે સ્વચ્છતાની સગવડ આપી શકીશ. અને તે પણ દરેકના ખિસ્સાને પોષાય તેવી રીતે.

પાણીના નળ અંગ્રેજ સરકારનું રાજ્ય થતા પહેલાં હિન્દુસ્તાનમાં હતા. ઔરંગાબાદમાં અઢીસો વર્ષ પહેલાં બનાવેલું વૉટર વર્ક્સ હજી પણ કામ આપી રહ્યું છે. બરહાનપુરનું વૉટર વર્ક્સ આશરે ત્રણસો વર્ષ પહેલાંનું એક એંજિનીયરીંગ કામનો નમૂનો છે. વિઠુર જે બે હજારની વસ્તીનું નાનું ગામ છે ત્યાં બસો વર્ષનું જૂનું વૉટર વર્ક્સ છે, જે હજી ચાલુ છે. અમદાવાદમાં કેલીકો અને સારંગપુરની વચ્ચે જૂના વૉટર વર્ક્સનાં ખંડેરો છે. ઉપરના દાખલા એટલા માટે આપ્યા છે કે જૂના વખતમાં જ્યારે અત્યારનાં સાધનો નહોતાં ત્યારે પણ માત્ર ઈંટ–ચુનાથી વૉટર વર્ક્સ થઈ

શક્યાં હતાં. એટલે અત્યારના વિજ્ઞાનના જમાનામાં તો આ કામ અતિ સહેલું અને સસ્તુ થઇ શકે એમ છે.

ગામડામાં વૉટર વર્ક્સને માટે બીજાં મહત્વનાં કારણો છે. સ્વચ્છ પાણી માટે આપણા પૂર્વજોએ વિચારપૂર્વક યોજનાઓ ઘડી અમલમાં મૂકી હતી. ગુજરાતના જે ભાગોમાં રેતાળ અગર ગોરાડુ જમીન છે ત્યાં નીચે પ્રમાણે વ્યવસ્થા હતી.

દરેક ગામે જરૂરિયાત પ્રમાણે એક અથવા વધારે તળાવો ભાગોળ અગર ભાગોળો ઉપર હતાં. આ તળાવ અગર તળાવોની બાજુમાં એકએક નાનું તળાવ હતું. જેને ઘોયું કહેતા હતા. આ ઘોયું એટલે સેટલીંગ ટેન્ક. સીમનું તથા ગામનું વરસાદનું પાણી પ્રથમ આ ઘોયામાં આવતું. ઘોયામાં પાણી આવતાંજ તેની ગતિ મંદ થઈ જાય, જેથી પાણી સાથે જે કચરો આવ્યો હોય તે એમાં એકઠો થાય અને નીતરેલું પાણી એક કાંસ વાટે મુખ્ય તળાવમાં જાય. આના બે ફાયદા—એક, તળાવમાં કચરો ન જાય તેથી તળાવ પૂરાઇ જવાનો ડર નહિ. બીજો, મુખ્ય તળાવમાં સડે એવો પદાર્થ ન જાય. આને લીધે આ મુખ્ય તળાવ ઉપરજ ગામના પાણી પીવાના કૂવા બંધાતા હતા.

અમદાવાદનું કાંકરિયા સવાચારસો વરસ જૂનું તળાવ છે. એમાં પાણી આવતાં પહેલાં બે ઘોયામાં થઇ તે આવતું હતું. આ ઘોયાં કાંકરિયા અને રેલ્વે લાઇનની વચમાં છે. જેનાં નામ મુસ્કર અને દેડકી છે. આ ઘોયાંની પદ્ધતિથી કાંકરિયામાં વરસાદનું પાણી બહારથી આવે છે. એટલે તેથી એમાં કાગળવા માટી પણ બહારથી તણાઇ આવી નથી. મેં સન ૧૯૪૩માં એનું બધું પાણી પંપો ગોઠવી ખાલી કર્યું હતું, અને એનું અસલ તળ તપાસ્યું હતું.

ઘોયામાં દર સાલ કચરો નીચે બેસતો. પાંદડાં વગેરે તેમાં સડતાં પરંતુ કૂવાઓથી ઘોયાં દૂર હોવાને લીધે કૂવાના પાણી ઉપર એની અસર થતી નહિ. પોષ મહિના સુધીમાં આ ઘોયાં સૂકાઇ જતાં એટલે એમાં જામેલો કાંપ લોકો પછીથી ખેડૂતો ખોદી લેતા અને ખેતરમાં ખાતર તરીકે વાપરતા. એટલે ઘોયાં પૂરાઇ ગયા વગર અસલ સ્થિતિમાં રહેતાં. આ વ્યવસ્થા અંગ્રેજી અમલ આવતા સુધી ચાલુ રહી હતી. તે પછી દરેક ગામની સર્વે થઇ. માલિકીની જમીન માલિકોના નામે ચઢી, ગામની સાર્વજનિક જમીન સરકારની ગણાઇ. એટલે ઘોયાં પણ સરકારી થયાં. ઘોયાં ખોદતાં કનડગતો થવા માંડી. આખરે ખોદવાનું કામ ધીમે ધીમે બંધ થયું. પરિણામે, આજે બધે ઠેકાણે

ધોવાં કુદરતી રીતે પૂરાઇ ગયાં. એટલે હાલના વરસાદનું પાણી તળાવોમાં સીધું આવે છે. અને તેથી તળાવો પૂરાતાં જાય છે. ઘણાં ગામોમાં તો એટલાં બધાં પૂરાઇ ગયાં છે કે સરકાર આબોદ્ધાર ફંડમાંથી તેને ફરી ખોદાવવા પૈસા ખર્ચે છે.

આનું ભયંકર પરિણામ આવ્યું છે. સડે એવી બધી વસ્તુઓ સીધી તળાવમાં આવે છે તળાવને કાંઠે કૂવો હોય છે. જેથી આ સડો કૂવામાં આવે છે. આસોથી ભાદરવા સુધીમાં એ કુવાનું પાણી પીઓ તો પાણી પીધા પછી વાસ આવે છે. આ વાસ સડામાંથી પેદા થયેલ ગેસની છે. આ સડામાંથી ઉત્પન્ન થતો ગેસ માણસની તાકાતને તોડી નાખે છે. અને એકાદ મચ્છર કરડતાં મેલેરિયાનો ભોગ બને છે.

ગામે ગામ વૉટર વર્કર્સ કરવામાં મુખ્ય ઉદ્દેશ આ રોગોને દૂર કરવાનો છે. પાણીના નળ અને ગટરો, એ બેઉનું ભેગું ખર્ચ ગામની વસ્તીના માણસ દીઠ રૂપિયા પાંત્રીસ આવશે તેવી ગણતરી છે. જેટલી રકમ જોઇએ તેટલી રકમના ૩ ટકાના વ્યાજના શેર સમગ્ર ગામ ભેગું થઇ લે. અને તેની ફાળવણી શક્તિ પ્રમાણે કરી લે.

વૉટર વર્કસનું એંજિન આઠ દસ કલાક પોતાનું કામ કરે. બાકીના વખતમાં ખેતીમાં પાણી આપે. ગટરનું પાણી પણ ખેતીમાં જાય.

ઉપરનાં ત્રણે કામ, પાણીના નળ, ગટર અને ખેતીમાં પાણી, જો સસ્તી વિજળી મળે તો આથી ય સસ્તામાં થાય. સરકાર ગ્રીડ સીસ્ટમથી વિજળી આપવાની ગોઠવણ કરે છે. એનો લાભ સારી રીતે લેઇ શકાશે. દસથી બાર ગામના એકમમાં એક સબસ્ટેશન થશે. એટલે બધે કરન્ટ લેઇ શકાશે. જ્યાં કૂવા ન હોય ત્યાં બોરીંગથી ટયુબ વેલ કરી શકાશે. આથી ખેતી માટે અપાતા પાણીનો દર અત્યારે કલાકના ત્રણ ચાર રૂપિયા છે, તે આ યોજનાથી દોઢ સુધી ઉતારી શકાશે. અને છેવટ તે એક રૂપિયા સુધી જશે.

ગ્રીડ સીસ્ટમ પ્રમાણે વિજળી ગામડે ગામડે આવે એટલે દળવાની ઘંટીઓને ગીઅરીંગ ગોઠવી આપવું સુગમ પડશે. નાની ઇલેકટ્રીક મોટર મૂકી એની ગતિ હાથે દળવાની ઘંટીની ગતિ જેટલી જ રાખવાથી લોટ ગરમ નહિ થાય. વળી હાથે દળવું હોય તેને પણ હલકી ફૂલ જેવી ગીઅરીંગ ઘંટી આપી શકાય. વળી જ્યાં લોકોની ઘેર ઘેર ઘંટી મૂકવાની ઇચ્છા ન હોય ત્યાં સહકારી ઘંટી મૂકાય. જેથી અત્યારે થતી લૂંટ અટકે, અનાજ બદલાતું અટકે, છડ જેવી જોઇએ તેવી ગોઠવી શકાય.

# જ્ઞાતિમાં શ્રેણીઓ

શ્રી. ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

જ્ઞાતિ એટલે રોટીબેટી વ્યવહારની મર્યાદા. આધુનિક જીવને તેમજ વ્યવહાર અને સંપર્કનાં બહુવિધ સાધનોએ રોટી વ્યવહારની મર્યાદાને છિન્નભિન્ન કરી મૂકી છે. એની અસર બેટી વ્યવહાર ઉપર પણ થતી જાય છે. આવી સ્થિતિમાં જ્ઞાતિની અંદર જ જે અનેક શ્રેણીઓ જોવામાં આવે છે તેના ઉપર વિચાર કરવાની ખાસ જરૂર છે.

જ્ઞાતિની અંદર શ્રેણીઓ એટલે કુળના દરજ્જા. હિન્દુઓની કેટલીક જ્ઞાતિઓમાં દરજ્જા છે. સાંકડી પેટાજ્ઞાતિઓ પડી જવા છતાં તેમાં પણ બધા એક સરખા નથી. બ્રાહ્મણ કે વાણિયા જ્ઞાતિને પોતાના એકમ જેવું નથી. તેઓ અનેક પેટા જ્ઞાતિઓમાં સ્વતંત્ર નામથી નોખા પડી ગયા છે. આ પેટા જ્ઞાતિઓમાં પણ ક્યાંક ક્યાંક દરજ્જા જોવામાં આવે છે. પણ થોડા અપવાદ બાદ કરતાં એમાં પાટીદારો જેટલી વિષમ પરિસ્થિતિ ઊભી થવા પામી નથી.

પાટીદારોમાં પેટાજ્ઞાતિઓ નથી પણ એથી કંઈક જુદું છે. એમાં બેટી વ્યવહારની સમાજઘાતક દીવાલો છે. જન્મથી જ્ઞાતિ તરીકે બધા જ પાટીદાર ગણાય છતાં એમાં ગામ ગામ વચ્ચે, કુટુંબ કુટુંબ વચ્ચે, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અસમાનતા છે. દરજ્જાથી નીચે દૃષ્ટિ ફેંકતાં ઊંચતાનો મિથ્યા ગર્વ છે અને દરજ્જાથી ઊંચે દૃષ્ટિ ફેંકતાં નાનમની હીણતા છે. નવાં પરિવર્તનશીલ બળોએ એમાં ભારે સંઘર્ષણો મચાવ્યાં છે.

પાટીદારોમાં રોટી વ્યવહાર માટે કોઈ મર્યાદા નથી. કન્યા લેવા માટે પણ કોઈ મર્યાદા નથી. મર્યાદાઓ છે કન્યાઓ આપવામાં. એમાં કુળની શ્રેણીઓની પરંપરા છે. એમાં સૌથી નીચે છે કહેવાતાં કણબી કુટુંબો અને સૌથી ટોચે છે વસો અને નડિયાદનાં કેટલાંક કુટુંબો અથવા ૭ ગામનાં કેટલાંક કુટુંબો. આ બે સીમાઓ વચ્ચે અનેક શ્રેણીઓ છે. કન્યા આપવા માટે સરખી કે ઉપરની શ્રેણીમાં જવું એવું એક ચોક્કસ ધોરણ અથવા રૂઢિ છે. એ રૂઢિ ચૂકનાર પોતાની શ્રેણીથી કેટલીક શ્રેણીઓ નીચો ઉતરી પડે છે—ગબડી પડે છે!

આ શ્રેણીઓને ઘડનારાં રૂઢ થઈ ગયેલાં ચોક્કસ ધોરણો અને શરતો છે. સમજીને તેનો અભ્યાસ કરવા જેવો છે.

(૧) કુળની સાત પેઢીમાં ક્યાંય સાટું, ગેખડું કે નાતરું ન થયું હોવું જોઇએ.

(૨) કુળની કન્યાઓના વ્યવહાર સરખી અથવા ઉપરની શ્રેણીઓમાં થવા જોઇએ. લગ્ન ખર્ચ એટલે કે કપડાં, દાગીના, જ્ઞાતિભોજન, દાપાં વગેરે પોતાની શ્રેણીમાં સારી રીતે શોભી શકે એટલાં થવાં જોઇએ.

(૩) કન્યા લેવામાં નીચેની શ્રેણી હોય તો સારી પરઠણ અને સરખેવડે હોય તો સારાં કપડાં દાગીના મળવાં જોઈએ.

(૪) કુળમાં ઉંમર લાયક પુત્રો કુંવારા ન રહી જાય, વિધુરો ફરીથી લગ્ન કરવા શક્તિમાન હોય અને ગમે તે અવસ્થામાં ગમે તે બહાને કન્યા મળાવી શક્યા હોય.

(૫) ઘરની બહારનાં કોઈ પણ કામ સ્ત્રીઓ દિવસે ન કરે. નોકર કે મશીનથી કરાવી લે. અથવા અજવાળું થવા પહેલાંજ આટોપી લે. (આમાં પાણી ભરવું, કપડાં ધોવાં, વાસીદું કાઢવું વગેરે કામોનો સમાવેશ થાય છે.)

(૬) સ્ત્રીઓ કોઈપણ સંજોગોમાં ખેતીકામ માટે કે દેખરેખ માટે પણ ખેતરમાં ન જાય એટલુંજ નહિ પણ ઢોરને પાણી પાવા માટેય તળાવ ઉપર ન જાય.

આ ધોરણો સચવાતાં સાથે પૈસો હોય તો ઠીક; બાકી કુળની ગણતરીમાં લક્ષ્મીનું નિરાળું સ્થાન આ કુલીનોમાં ગણાતું નથી.

આ રૂઢ થયેલાં ધોરણો સાચવવામાં જેટલી ઉણપ તેટલી કુલીનતામાં પણ ઉણપ; અને એ પ્રમાણે ઘટતી શ્રેણીમાં સ્થાન.

આ ધોરણોમાં પ્રેતભોજનનાં ખર્ચ કરવાની શક્તિનો સમાવેશ નથી કર્યો. એ ધોરણ હવે ઘસાઇ જવા લાગ્યું છે. જો કે હજી તે નાબુદ નથી થયું, છતાં તે ધોરણની ગણતરીમાં રહ્યું નથી.

અમુક શ્રેણીમાં હોવું એ પુરુષાર્થ લભ્ય નથી. એ તો જન્મથી નિયત છે.

ઉપર કહેલાં ધોરણોમાં સૌથી મોટું અને ખાસ સાચવવા જેવું ધોરણ તે વિધવાવિવાહ. કુટુંબની કોઇ વિધવા એ માર્ગે ચડી જાય, કુટુંબનો કોઇ કન્યા ન મેળવી શકતો અથવા સુધારાવાદી યુવક કે વિધુર વિધવાવિવાહ કરે તો તે કુટુંબ માટે મહાન આપત્તિરૂપ ગણાય; કારણ કે તેથી કુટુંબ છેક નીચલી શ્રેણીમાં અથવા ઊંડી ખાઇમાં ગબડી પડે છે! બીજાં ધોરણો ન સચવાય તો એક બે શ્રેણીનોજ ફરક પડે છે. ગમે તેવો સુધારક પણ અમલી કાર્ય કરવાનો અવસર આવતાં પાછો પડી જાય એવાં કુટુંબ માટે એનાં સામાજિક પરિણામો છે.

આથી કન્યા ન મળી શકતી હોય તે બધા કુળહીણા ગણાય છે. આ સ્થિતિમાં કન્યાના સાટે કન્યાના ભાઈ માટે કન્યા લાવવાની યોજના એ તો નિરુપાયે ઘર ઉઘાડું રાખવા માટેનો છેલ્લો ઉપાય છે. એમ ન કરે તો બધા ભાઈઓ કુંવારા જ ડોસા થઈ મરે અને વંશ નિર્વંશ જાય. કુલીનતાનાં નવાં ધોરણોમાં આ પ્રશ્ન જ ઊભો થતો નથી.

ઉપર ગણાવેલાં ધોરણોમાંનું બીજું ધોરણ સાચવવું આજે અતિશય મુશ્કેલ બની રહ્યું છે. કન્યા આપવાની મર્યાદા અને તે આપતાં અમર્યાદ ખર્ચ.

બીજા ધોરણને ઉલટાવીએ એટલે ત્રીજું ધોરણ થાય છે. બીજામાં કન્યા-પિતાની મુંઝવણ, આબરૂ ખામણો અને વેઠવો પડતો કન્યાનો ઉછેર અને વારસામાં મળતાં કરજ એ મુખ્ય છે. ત્રીજામાં પોતાને પણ કન્યા પરણાવવાની છે એ ધ્યાનમાં રાખી પુત્રના લગ્નમાં જેટલો કસ કાઢી લેવાય તેટલો કાઢી લેવાની વૃત્તિ હોય છે. ઉતરતી શ્રેણીમાંથી પરકાણ મેળવવાની લોલુપતા હોય છે સરખેવટે કરેલા વહેવારમાં પણ કપડાં, વાસણ, દાગીના અને દાપાં મેળવવા અનેક યુક્તિઓ અજમાવાય છે.

પાંચમું ધોરણ પહેલાં ચાર ધોરણના હિસાબે લોકો જેને કુલીન ગણે છે તેમને મળતો હક કે અમુક વિશિષ્ટ લાભ છે. પુત્ર લાયક ન હોય, ખોડવાળો હોય, વિધુરાવસ્થા કે વૃદ્ધાવસ્થા હોય અથવા ગમે તે કારણે એક ઉપર બીજી લાવવી હોય ત્યારે આ કુલીનતાનો પાસ ખપમાં આવે છે.

છઠું ધોરણ આ પાંચે ધોરણો સાચવનાર કુલીનોના ઊંધા ખ્યાલનું પરિણામ છે. મોટાઈના આ વિચિત્ર ખ્યાલથી અને શ્રમની નરી અવગણનાથી કહેવાતી ઉપલા વર્ગની સ્ત્રીઓ શરીરે છેક જ કંતાઈ જાય છે અને રોગ રોજબરોજ વધતા જાય છે. ઉપરાંત મર્યાદાના નવા વિચિત્ર ખ્યાલોથી નોકર ચાકરો એ સમૃદ્ધિ અને કુલીનતાની નિશાની ગણાય છે. ઘરનાં કામકાજ ન કરવાં પડે એમાં સુખ મનાય છે. પેઢી દર પેઢી આમ ચાલતાં કુદરતનો નિયમ છે કે તાકાત ઘટે અને રોગ વધે. આ છે ગર્વથી ટકાવી રખાતી કુલીનતાનું મૂલ્ય !

બેશક, અનિવાર્ય ન હોય તો સ્ત્રીઓએ ખેતરમાં જવાની કે પુરુષોના બીજાં કઠીન કામોમાં પડવાની જરૂર નથી. શ્રમનાં બીજાં એટલાં બધાં કાર્યો છે કે તેણે પુરુષોના ક્ષેત્રોમાં પડવાની કોઈ જરૂર નથી. ઘરકામ અને ગૃહઉદ્યોગો એ બાળકોની સંભાળ લેવાતાં સાધે થઈ શકે તેવાં કાર્યો છે. જરૂર પડે તો ઢોરને તળાવ પર પાણી પાવા લેઈ જવામાં ત્યારે હીણપત નહિ ગણાય.

કહેવાની કુલીનતાનાં આ બધાં ધોરણો સર્વથા ત્યાજ્ય છે. આજે એને સંઘરીને, સ્વજ્ઞાતિ લગ્નક્ષેત્રમાં ઈજારારૂપ હકો કેટલાક ધરાવે છે. પણ તેમાં તેમની અને સમગ્ર જ્ઞાતિની અધોગતિ થઈ રહેલી છે. માનવતાની વાત જવા દઈએ તો પણ સમતુલ-સમાજ રચના અથવા સમાનતા અને સ્વતંત્રતાના આ જમાનામાં આ ધોરણો ઘૃણાપાત્ર લાગે છે. એનાં પરિણામોનો વિચાર કરતાં એ ઘૃણા હજાર ગણી વધી જાય છે. એનાં ઘાતક પરિણામોથી વ્યક્તિગત રીતે અનેક જણ ત્રાસી ગયા છે પણ સમુહજ્ઞાને અભાવે એનો નાશ નજીક આવતો નથી.

આનો ઉકેલ કેવળ સુધારાવાદી મંડળો સ્થાપવાથી કે ઠરાવો પસાર કરવાથી થાય તેમ નથી. વાસ્તવમાં સમાજની કુળાકુળ માપવાની વૃત્તિ બદલાય તો જ એમાં ફેરફારો શક્ય બને. આ વૃત્તિ પરિવર્તન માટે વ્યક્તિઓ અને મંડળો પ્રયત્નો જરૂર કરી શકે.

આ વૃત્તિ પરિવર્તન એટલે ? કુળ કે વ્યક્તિને માપવાનાં આગળ કહેલાં જૂનાં ધોરણોનો સદંતર ત્યાગ અને જન્મ પ્રમાણે નહિ પણ વ્યક્તિની અંગત લાયકાતનો સ્વીકાર.

આપણી જ્ઞાતિનો ધંધો હવે એકલો ખેતીનો રહ્યો નથી. બીજી જ્ઞાતિઓને પણ આજ વાત લાગુ પડે છે. વસવાટ વતનમાં સ્થાયી રહ્યો નથી, જૂની શ્રેણીકરણી અને પરદેશ લુપ્ત થતાં જાય છે. યંત્ર યુગે આપેલાં નવાં ધોરણો જાણે અજાણ્યે જીવનમાં સ્થાન લેતાં જાય છે. એવે વખતે એ જૂનાં ધોરણો અને તેને પરિણામે ઊભી થતી અસંખ્ય શ્રેણીઓ કેમ ટકી શકશે ? ક્યાં સુધી ટકી શકશે !

—— — ✻ ——

## વિના-ઓઢા-લવાજમ ફંડમાં મદદ

ઓડનાં અને હાલ ટાંગા રહેતાં શ્રીમતી હીરાબહેન નાથાભાઈ પટેલ તરફથી તેમની સદ્ગત પુત્રી પુષ્પાબહેનના અવસાન નિમિત્તે શિ. ૫૧ બોટનદીપથી શ્રી ગોરધનભાઈ ન. પટેલના શિ. ૧૪, લીવીંગસ્ટોનથી શ્રી. અંબાલાલ કિશોરભાઈ પટેલના શિ. ૨૪, કરમસદના અને મુંબઈ રહેતા શ્રી. જશભાઈ વાઘજીભાઈ પટેલ તરફથી શિ. ૪, કરમસદના અને કંપાલા રહેતા ગોરધનભાઈ અંબાલાલ પટેલના શિ. ૩, સેન્ટકુવાના અને કંપાલા રહેતા શ્રી. ત્રિભુવનદાસ બંધુભાઈ પટેલના શિ. ૩, મોમ્બાસાથી—શ્રી સોમાભાઈ ક. અમીન તરફથી શિ. ૬, મેસર્સ આર. ભાયલાલની કું. તરફથી શિ. ૫ અને શ્રી ભેરાભાઈ ગો. પટેલ તરફથી શિ. ૫, મળ્યા છે જે સ આભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

# વિદ્યાનગરના પ્લૉટો

## શ્રી. ભીખાભાઈ કુ. પટેલ

[ઘણા આફ્રિકાના ભાઇઓ અમને પ્લૉટો અંગે માહિતી પૂછાવે છે એટલે સૌની જાણ ખાતર વિદ્યાનગરના મંત્રી શ્રી. ભીખાભાઇ કુ. પટેલ પાસેથી માહિતી મેળવી નીચે પ્રસિદ્ધ કરી છે. તંત્રી]

વિદ્યાનગરના પ્લૉટો સંબંધી જાણવા જોગ હકીકત:—

૧. નાતજાત, ધર્મ કે સ્થળના ભેદભાવ સિવાય કોઈપણ સજ્જન આ નગરના પ્લૉટો ખરીદી શકે છે.

૨. પ્લૉટો લેનારે પોતાની સ્થિતિ અનુસાર નીચે મુજબ લવાજમ આપી ચારૂતર વિદ્યામંડળના કોઇ એક વર્ગના સભાસદ થવું જોઇશે:—

(ક) મુરબ્બી વર્ગ: રૂ. ૫૦૦૦ (ગ) દાતા વર્ગ: રૂ. ૫૦૦
(ખ) ઉપમુરબ્બી વર્ગ: રૂ. ૧૦૦૦ (ઘ) સભ્ય વર્ગ: રૂ. ૨૫૦

૩. આણંદની હદના પ્લૉટ નખાઈ ગયા છે. કરમસદની હદના ૫૦૦ ચો. વા. ના પ્લૉટની કિંમત રૂ. ૧૭૫૧) અને બાકરોલની હદનાની કિંમત રૂ. ૧૫૫૧) છે. આ કિંમતમાં પાણીના નળ, જમીન અંદરની ગેલા પાણીની ગટર, રસ્તા વગેરેના પ્રાથમિક ખર્ચનો સમાવેશ થાય છે.

૪. મંડળ દ્વારા પ્લૉટ રાખનારને પ્લૉટની પૂરેપૂરી કિંમત એની સાથે જ પહેલેથી ભરી દેવી પડે છે. તેમાંથી દરેક પ્લૉટ દીઠ રૂ. ૩૦૦)ના ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડના શેર પ્લૉટના માલિકને જ્યારે પ્લૉટ તેમને નામે ચઢાવવામાં આવશે ત્યારે આપવામાં આવશે.

૫. પ્લૉટ ખરીદનારને અમુક નંબરનો પ્લૉટ આપી શકાય તેમ નથી. આ સંબંધમાં અમુક ગામોની સીમની હદ સિવાય બીજી કોઈ વધારાની વિગત નક્કી થાય તેમ નથી. જે તે હદના પ્લૉટ લૉટ નાંખી વહેંચવામાં આવશે.

૬. ઉપર જણાવેલી પ્લૉટની કિંમત ૫૦૦ ચો. વા. ની છે. વધારે ઓછા ક્ષેત્રફળના પ્લૉટ માટે ક્ષેત્રફળના પ્રમાણમાં વધઘટની રકમ લેવડદેવડ આપવા લેવામાં આવશે.

૭. દરેક પ્લૉટ તે રાખનારની સંપૂર્ણ માલિકીનો છે. તેમાં સરકારના નિયમો મુજબ તે મકાન બાંધી શકે છે. બાંધકામ કરવા માટે મુદત વા ખર્ચની રકમનું બંધન નથી. મકાન વા પ્લૉટના માલિક તેને ભાડે આપી

કહેવાતી કુલીનતાનાં આ બધાં ધોરણો સર્વથા ત્યાજ્ય છે. આજે એને સંઘરીને, સારી રીતે લગ્નક્ષેત્રમાં ઈજારારૂપ હકો કેટલાક ધરાવે છે. પણ તેમાં તેમની અને સમગ્ર જ્ઞાતિની અધોગતિ થઈ રહેલી છે. માનવતાની વાત જવા દઈએ તો પણ સમતુલ સમાજ રચના અથવા સમાનતા અને સ્વતંત્રતાના આ જમાનામાં આ ધોરણો ઘૃણાપાત્ર લાગે છે. એનાં પરિણામોનો વિચાર કરતાં એ ઘૃણા હજાર ગણી વધી જાય છે. એનાં ઘાતક પરિણામોથી વ્યક્તિગત રીતે અનેક જણ ત્રાસી ગયા છે પણ સમુહબળને અભાવે એનો નાશ નજીક આવતો નથી.

આનો ઉકેલ કેવળ સુધારાવાદી મંડળો સ્થાપવાથી કે ઠરાવો પસાર કરવાથી થાય તેમ નથી. વાસ્તવમાં સમાજની કુળાકુળ માપવાની વૃત્તિ બદલાય તો જ એમાં ફેરફારો શક્ય બને. આ વૃત્તિ પરિવર્તન માટે વ્યક્તિઓ અને મંડળો પ્રયત્નો જરૂર કરી શકે.

આ વૃત્તિ પરિવર્તન એટલે ? કુળ કે વ્યક્તિને માપવાનાં આગળ કહેલાં જૂનાં ધોરણોનો સદંતર ત્યાગ અને જન્મ પ્રમાણે નહિ પણ વ્યક્તિની અંગત લાયકાતનો સ્વીકાર.

આપણી જ્ઞાતિનો ધંધો હવે એકલો ખેતીનો રહ્યો નથી. બીજી જ્ઞાતિઓને પણ આજ વાત લાગુ પડે છે. વસવાટ વતનમાં સ્થાયી રહ્યો નથી, જૂની રહેણીકરણી અને પહેરવેશ લુપ્ત થતાં જાય છે. યંત્ર યુગે આપેલાં નવાં ધોરણો જાણે અજાણ્યે જીવનમાં સ્થાન લેતાં જાય છે. એવે વખતે જૂનાં ધોરણો અને તેને પરિણામે ઊભી થતી અસમાન શ્રેણીઓ કેમ ટકી શકશે ! ક્યાં સુધી ટકી શકશે !

---

## વિના-ઓઢા-લવાજમ ફંડમાં મદદ

ઓડનાં અને હાલ દાંતા રહેતાં શ્રીમતી હીરાબહેન નાથાભાઈ પટેલ તરફથી તેમની સદ્‌ગત પુત્રી પુષ્પાબહેનના અવસાન નિમિત્તે શિ. ૫૨ બોકનહીલથી શ્રી ગોરધનભાઈ ન. પટેલના શિ. ૧૪, લીવીંગસ્ટોનથી શ્રી. અંબાલાલ કિશોરભાઈ પટેલના શિ. ૨૪, કરમસદના અને મુએન્ડે રહેતા શ્રી. જશભાઈ વાઘજીભાઈ પટેલ તરફથી શિ. ૪, કરમસદના અને કંપાલા રહેતા ગોરધનભાઈ અંબાલાલ પટેલના શિ. ૩, સેજકુવાના અને કંપાલા રહેતા શ્રી. ત્રિભુવનદાસ બેચરભાઈ પટેલના શિ. ૩, મોમ્બાસાથી—શ્રી. સોમાભાઈ કે. અમીન તરફથી શિ. ૬, મેસર્સ આર. બાપલાલની કું. તરફથી શિ. ૫ અને શ્રી. બેચરભાઈ ગો. પટેલ તરફથી શિ. ૫, મળ્યા છે જે સઆભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

જાતે આવી બધી વ્યવસ્થા જોયા અને સમજ્યા પછી ખરીદે એ ઇષ્ટ છે

૧૫. ઇંટ, ચુનો, સીમેન્ટ, લાકડું, વગેરે બાંધકામનો સામાન યોગ્ય કિંમતે આપવાની વ્યવસ્થા બનતા સુધી સંસ્થા કરશે.

૧૬. મંડળનું ઇજનેરી ખાતુ નીચેની શરતોએ ઇજનેરી કામ કરી આપે છે:

(૧) કોઈપણ બાંધકામના પ્લૅન એસ્ટિમેટ તૈયાર કરી આપવા બદલ એસ્ટિમેટના ૧¼ % લેવામાં આવે છે. બહાર કરાવેલા તૈયાર પ્લૅન ઉપર એસ્ટિમેટનો ¾ % લેવામાં આવે છે.

(૨) કંટ્રાકટરને આપેલા કામકાજ ઉપર મંડળના ઇજનેરની દેખરેખ માટે એસ્ટિમેટ ઉપર ૫% ચાર્જ લેવામાં આવે છે.

(૩) (ક) માલસામાન ખરીદી બાંધકામ અંગેનું બધું જ કામ કુલ ખર્ચના ૧૦% વધારાના લઇ કરી આપવામાં આવે છે.

(ખ) કુલ એસ્ટિમેટની ૫૦% રકમ પ્રથમ જમા કરાવવી પડે છે અને જેમ જેમ કામ થતું જાય તેમ તેમ બાકીના ૫૦% રકમ સુધી નાણાં ચુકવવાં પડે છે.

(ગ) મકાન પૂરેપૂરું તૈયાર થતાં એસ્ટિમેટ કરતાં કુલ ખર્ચ વધારે ઓછું થાય તો વધઘટ આપવા લેવામાં આવે છે

—— * ——

વા વેચી શકે છે; પણ તેમાં કોઈ કારખાનું કે દુકાન કરી શકશે નહિ. મકાન બે માળથી વધારે ઊંચું બાંધી શકાશે નહિ.

૮. ચારૂતર વિદ્યામંડળની પોતાની જમીન ઉપર મંડળ જ દુકાનો બાંધશે વા બંધાવવાની વ્યવસ્થા કરશે. આ દુકાનો મંડળ ભાડે આપશે અને તેની આવક મંડળની કેળવણીની પ્રવૃત્તિઓ ચલાવવામાં વપરાશે.

૯. આખા નગરમાં રસ્તા નાખી પ્લૉટો ત્રણેક માસમાં અંકાઈ જશે. પણ નગરની આખી યોજનાની મંજુરી, બાંધકામની શરતો, મહેસુલ વગેરે બાબતોનો નિર્ણય સરકાર કરશે ત્યાર પછી જ પ્લૉટોમાં મકાન બાંધવાની શરુઆત થઇ શકશે. આ માટે કેટલો સમય લાગશે તે કહેવું મુશ્કેલ છે. જૂન માસ પહેલાં બધું પતાવી દેવા બનતું થશે.

૧૦. ખેતીની જમીનનો ઉપયોગ મકાન બાંધવામાં કરવાના કારણે સરકાર નક્કી કરશે તેટલું મહેસુલ પ્લૉટના માલિકને ભરવું પડશે. આ મહેસુલ ઓછામાં ઓછું નક્કી થાય તે માટે મંડળ બધા જ શક્ય ઉપાયો યોજશે. પાણીના નળ, ગટર, વિજળી વગેરે માટે વાર્ષિક ખર્ચ પેટે શું ભરવું પડશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે. નગરમાં જાહેર બાગબગીચા, હરવાફરવાનાં અને આરામનાં સ્થળોનો લાભ દરેકોઇ લઇ શકશે.

૧૧. જૂન પહેલાં નગરની ઉત્તરે આણંદ–નડિયાદના રોડથી કૃષિ મહાવિદ્યાલય સુધીનો પાકો રસ્તો બંધાઇ જશે અને તે ઉપર મંડળની બસ સર્વિસ ચાલુ થઈ જશે. મંડળની જમીનની દક્ષિણ દિશાએ, રેલ્વે લાઇનની દક્ષિણે આણંદ–કરમસદ–સોજીત્રા–ધોળકા ધંધુકા–દ્વારકા પ્રોવિન્શિયલ રોડ સરકાર બાંધશે. આણંદથી કરમસદ સુધીનો આ રોડનો ટુકડો બને તેટલો વહેલો બંધાય તે માટે બધા જ પ્રયત્નો થાય છે.

૧૨. નગર રચનાના વધારાના ખાસ ધારાધોરણ હાલ નથી; પણ તે માટે વખત આવ્યે પંચાયત, મ્યુનિસિપાલીટી કે કોઈ સમિતિ નીમવી જોઈશે. પ્લૉટોના માલિકનો આ વ્યવસ્થામાં અવાજ રહેશે.

૧૩. નગર રચના બતાવતો પૂરો નકશો કોઈને જોઈતો હશે તો રૂ. ૨૫) ઑફિસમાં ભરાયા પછી તેની નકલ કરાવી આપવામાં આવશે. નગરની રચનાનો પૂરો ખ્યાલ આવે તે હેતુથી નગરના નકશાનો બ્લૉક કરાવી તેની છાપેલી નકલો એકાદ માસમાં જૂજ કિંમતે મળે તેવી વ્યવસ્થા થશે.

૧૪. પ્લૉટો આપવાનું કામ લૉટરીથી નક્કી કરવાનું હોવાથી ક્યા પ્લૉટ વેચાઈ ગયા છે અને ક્યા બાકી છે તે કહી શકાય નહિ. પ્લૉટ ખરીદનાર

જાતે આવી બધી વ્યવસ્થા જોયા અને સમજ્યા પછી ખરીદે એ ઇષ્ટ છે

૧૫. ઇંટ, ચુનો, સીમેન્ટ, લાકડું, વગેરે બાંધકામનો સામાન યોગ્ય કિંમતે આપવાની વ્યવસ્થા બનતા સુધી સંસ્થા કરશે.

૧૬. મંડળનું ઇજનેરી ખાતુ નીચેની શરતોએ ઇજનેરી કામ કરી આપે છે:

(૧) કોઈપણ બાંધકામના પ્લૅન એસ્ટિમેટ તૈયાર કરી આપવા બદલ એસ્ટિમેટના ૧½ % લેવામાં આવે છે. બહાર કરાવેલા તૈયાર પ્લૅન ઉપર એસ્ટિમેટનો ¾ % લેવામાં આવે છે.

(૨) કંટ્રાકટરને આપેલા કામકાજ ઉપર મંડળના ઇજનેરની દેખરેખ માટે એસ્ટિમેટ ઉપર ૫% ચાર્જ લેવામાં આવે છે.

(૩) (ક) માલસામાન ખરીદી બાંધકામ અંગેનું બધું જ કામ કુલ ખર્ચના ૧૦% વધારાના લઈ કરી આપવામાં આવે છે.

(ખ) કુલ એસ્ટિમેટની ૫૦% રકમ પ્રથમ જમા કરાવવી પડે છે અને જેમ જેમ કામ થતું જાય તેમ તેમ બાકીના ૫૦% રકમ સુધી નાણાં ચુકવવાં પડે છે.

(ગ) મકાન પૂરેપૂરું તૈયાર થતાં એસ્ટિમેટ કરતાં કુલ ખર્ચ વધારે ઓછું થાય તો વધઘટ આપવા લેવામાં આવે છે

---

# ખેડૂતનું કલ્પવૃક્ષ

શ્રી. શંકરભાઈ ભગત
શ્રી. ડાહ્યાભાઇ ડી. પટેલ

[ શ્રી. ભગત લોકસેવક અને ગાંધીવાદી વિચારસરણીના છે. શ્રી. પટેલ એગ્રિકલ્ચરલ એન્જિનિયર છે. અમદાવાદના નરોડારોડ ઉપર ધી સાયન્ટિફિક એગ્રિકલ્ચરલ સર્વિસ સ્ટેશન નામે સંસ્થા કાઢી મોટા પાયા ઉપર તેઓ ખેતી કરે છે. ટ્રેક્ટર અંગે આ માસિકમાં આવેલા લેખો ઉપરથી તેમણે એ અંગેનો અંગત અનુભવ લખી મોકલ્યો છે.—તંત્રી ]

એવો પણ એક સમય હતો, જ્યારે ખેતી પ્રત્યે જયે અણગમો અને ઉદાસીનતા હતાં. ઉત્તમ ખેતી, એ સૂત્ર બોલવા માટે જ રહ્યું હોય તેમ થયું હતું. પરંતુ હવે સમય બદલાયો છે. સર્વત્ર ખેતી પ્રત્યે આદર દેખાતો જાય છે. તેના સર્વાંગી વિકાસ માટે અનેકવિધ પ્રયત્નો અને કારવાઈઓ ગતિમાન થઇ છે. આ શુભ સમયે પ્રત્યેક ખેતી વિષયક અનુભવ ધરાવનારે પોતાને થયેલા અનુભવો જનતા સમક્ષ રજુ કરવાની તક ઝડપી લેવી જોઈએ. તેથી અમોને ટ્રેક્ટરના જે અનુભવો મળ્યા છે, તે અત્રે રજુ કરવા લલચાયા છીએ.

'૪૪ના માર્ચની ૨૭ મી તારીખે અમે અમદાવાદમાં ૨૦૭ વીઘાં જમીન ૧૫ વર્ષના પટે સાથે રાખી. પછી અમે ટ્રેક્ટરો વસાવ્યાં. હાલ અમારી પાસે પેટ્રોલ, કેરોસીન અને ક્રૂડથી ચાલતાં ૭ ટ્રેક્ટરો છે. અમે ટ્રેક્ટરથી જમીન ખેડી તૈયાર કરી છે અને પાક પણ પકવ્યો છે.

મહાત્માજી અને કુમારપ્પાનું કથન છે કે યંત્રથી માણસ બેકાર બને છે. ઢોર રાખવાં પોષાતાં નથી. મૂડીદાર માણસો પૈસાદાર બને છે. તેથી ચૂસનાર અને ચૂસાનાર એવો વર્ગ ઊભો થાય છે. માનવ સમાજમાંથી સમતા અલોપ થઇ જાય છે, નરી હેવાનિયત પ્રવર્તે છે. માટે જ ગ્રામોદ્યોગને અગ્રસ્થાન આપવાની જરૂર છે. આવા સમર્થ પુરુષોનું મંતવ્ય ચાલુ હોવા છતાં અમે ઘણી જ નમ્રતાપૂર્વક જણાવીએ છીએ, કે ટ્રેક્ટર ખેડૂતને ઘણું જ ઉપયોગી છે—જો ટ્રેક્ટરોની માલકીપણામાં ફેરફાર કરવામાં આવે તો. ટ્રેક્ટરનો માલિક કોઇ વ્યક્તિ ન હોવી જોઈએ, પરંતુ આખું ગામ અગર સહકારી મંડળી અગર રાજ્ય હોય.

ટ્રેક્ટર અમેરિકન ખેડૂતનું કલ્પવૃક્ષ છે. તેની મદદમાં બીજાં સાધનોનો મેળ મેળવીને ખેડવાનું, વાઢવાનું, લણવાનું, સપાટ કરવાનું, પાણી કાઢવાનું,

દળવાનું, ખાંડવાનું વગેરે અનેક કામો એ ખેડૂતો કરી શકે છે. જ્યારે આપણા દેશમાં ૮૦ ટકા લોકો ખેડૂત હોવા છતાં ભાગ્યે પાંચ ટકાને ટ્રેક્ટર જોવાનો લાભ મળ્યો હોય તો !

ટ્રેક્ટરનાં હળ વધારે કે ઓછું ખેડવું હોય તે પ્રમાણે કામ આપી શકે છે. ઉનાળામાં ખાસ ખેડી શકાય છે. ચોમાસામાં વધારે ઝડપી ખેડી શકાય છે. આમ ખેડવામાં જોઈતું અને જ્યારે ખેડવું હોય તેવું અને ત્યારે ખેડી શકાય છે. અને ઉપર કહ્યાં તે બીજાં કામ ટ્રેક્ટર ઓછામાં ઓછા સમયમાં અને ઓછામાં ઓછા ખર્ચે કરે છે. અત્યારે ખેડૂતો પિયાત ખેતી પ્રત્યે રસ લેતા થયા છે અને તેમાં હાલ સારો ફાયદો છે. એટલે કાળા બજારના ભાવે એન્જિનો ખરીદે છે. પણ તેઓ એમ જાણે કે ટ્રેક્ટરને પુલી આપતાં તે એન્જિન તરીકે ફાઉન્ડેશન કર્યા વિના પાણી કાઢે છે તો તેમને કાળા બજારનાં નાણાં નહિ ખરચવાં પડે.

ટ્રેક્ટરથી જમીનની ફળદ્રૂપતા નાશ પામે છે, એ વહેમ છે. ટ્રેક્ટર ૧૮ ઈંચ સુધી ખેડી શકે છે. મહાત્માજીનું પણ કથન છે કે સુવર્ણ ખાતર કરવા માટે મનુષ્યના મળને જમીનમાં દોઢ ફૂટ ઊંડાઈએ દાટી ઉપર માટી વાળી દેવી જોઈએ. એમ કરવાથી સૂર્યનાં કિરણોની મદદથી તે સુવર્ણખાતર બની જશે. તે જ પ્રમાણે, દોઢ ફૂટ ઊંડી ખેડથી ઉનાળાનાં પ્રખર સૂર્ય કિરણો જમીનને છિદ્રાળુ બનાવે છે. તેમાં હવાની અને પ્રકાશની આવજાને અવકાશ રહે છે. તેથી ફળદ્રૂપતા ઘટવાને બદલે ઊલટી વધે છે. વળી દરો, ચીદો અને દાભ જેવાં હઠીલાં ઘાસનાં મૂળ ઉપર આવી જતાં તે દૂર થાય છે. ઊંડી ખેડને લીધે ખેતીને નુકશાન કરનારાં કેટલાંક જીવજંતુ ઉનાળાની સખ્ત ગરમીથી નાશ પામે છે. વરસાદના પાણીને પૂરતાં પ્રમાણમાં સંગ્રહવા લાયક બનાવે છે. જેથી શીપાક વખતે જમીન ઠંડી પડતાં પાક સારો થાય છે. જમીન પોચી થતાં ઘણી સહેલાઈથી મૂળિયાં વધી શકે છે અને ફેલાઈ શકે છે. તેથી જમીનમાંથી પોષણ મેળવવાનો પૂરતો અવકાશ મળે છે. ઊંડી ખેડ જમીન ઉથલાવી નાખે છે, તેથી કરીને ઉપરનાં નકામાં ઘાસનાં બી અંદર દટાઈ જતાં તેની જીવનશક્તિ નાશ પામે છે અને ઊગી શકતાં નથી. નિંદામણ કાર્યમાં મોટામાં મોટો ફાયદો થાય છે. ટ્રેક્ટરની પાછળ ટ્રેલર લગાડવાથી ખેતરનો પાક બહાર લઈ જવાય છે. બહારથી ખાતર, ખોળ વગેરે ભરી લવાય છે. આથી જ, એનાં અનેકવિધ કામ અને ઉપયોગને લીધે એને અમેરિકન ખેડૂત કલ્પવૃક્ષ માને છે.

આજે દેશનાં ગોચરો ઝાડવાં ઝાંખરાંથી ખીચોખીચ ભરાઇ ગયાં છે. ઢોરને મોં ભરવાનો તલમાત્ર અવકાશ ઘણી જગાએ રહ્યો નથી. એટલે જે હેતુસર તેને સ્થાન આપ્યું છે તે હેતુ સચવાતો નથી. જો આ ગોચરો ટ્રેક્ટરથી ખેડી સાફ કરવામાં આવે તો નકામાં બી અંદર દબાઇ જતાં સારું ઘાસ ઉગે.

અંતમાં, બળદ એટલે જીવંત ટ્રેક્ટર અને યંત્ર ટ્રેક્ટરની ચર્ચા કરીએ. ટ્રેક્ટરને જ્યારે અને જેટલા કામ માટે ઉપયોગમાં લેવામાં આવે છે ત્યારે તેટલો જ ખર્ચ થાય છે. બળદનું ખર્ચ કામ ન હોય તો પણ ચાલુ જ રહે છે. મોટા વિસ્તારની ખેતી કરનારને ઘણા બળદ અને સાંતીની જરૂર પડે છે, જ્યારે ટ્રેક્ટર પાંચ જોડી બળદનું કામ આપતું હોઇ વિશેષ કાર્યસાધક છે. વાવવાનું, લણવાનું, જેવાં કેટલાંક કામ ટ્રેક્ટરથી કરી શકાય છે, જ્યારે બળદથી તે સંતોષકારક થઇ શકતાં નથી. ટ્રેક્ટરથી દિવસ અને રાત્રે ચાલુ કામ કરી શકાય છે. એને આગળ લાઇટ પણ હોય છે. ટ્રેક્ટરની એક ખેડ બળદની ચાર ખેડ કરતાં વધુ સારું પરિણામ આપે છે.

ટૂંકમાં, બળદ અને ટ્રેક્ટર, એમ બંને સાધનોથી અમે ખેતી કરી છે. અમારી જમીનને માટે કહેવત હતી કે આ લોટિયાં ( જમીનનું નામ ) માં મણ બી વાવીને આવે ત્યારે લોટું ભરાય તેટલું પાક. પણ ટ્રેક્ટરની ખેડથી ખેડેલા એ લોટિયાંમાં બાજરીનો ઢગ થયો ત્યારે ગામના લોકોને આશ્ચર્ય થયું. અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે મર્યાદિત અને સહકારી ભાવનાએ યંત્રોના ઉપયોગથી ખેતીનું ઉત્પાદન વધે છે, અને ઝડપી બને છે. બેત્રણ પાક પકવી શકાય છે.

આધુનિક ટ્રેક્ટરો પેટ્રોલ, કેરોસીન અને ક્રૂડ ઑઇલથી ચાલે છે. મોટરની માફક તેને રબ્બરનાં પૈડાં, લાઇટ તથા એન્જિનની માફક પુલી વગેરે આવે છે. તેમજ અન્ય ખેતીનાં સાધનો જોડવાની સગવડવાળાં હોય છે. ટ્રેક્ટર જુદી જુદી કંપનીનાં આવે છે એટલે ખરીદતા પહેલાં જે કામ માટે જોઇએ તે કામના અનુભવીને પૂછીને મંગાવવું ઉચિત થશે. જે ખેડૂત ભાઇઓને એ અંગે વિશેષ માહિતી જાણવી હોય તે અમને જવાબ માટે પોસ્ટની ટિકિટો સાથે લખશે તો તેમને ઉપલબ્ધ માહિતી અમારા તરફથી આપવામાં આવશે.

# સુખનો ઓડકાર

ઈશ્વર પેટલીકર

[ ૨ ]

ઓચિંતા તો નહિ, પરંતુ ગામડાના લોકોની દૃષ્ટિએ ઓચિંતા ઈંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઈ ફાટી નીકળ્યાના સમાચાર ફેલાઈ ગયા. નરોત્તમકાકાને તો ભાઈલાલ પરદેશ ન હોત તો લડાઈના બાપની ય સાડાબાર ન હતી. પરંતુ ગામમાં કૂતરું હડકાયું થાય અને બહાર રમવા ગયેલા છોકરા માટે મા જેટલી ગભરાઈ ઊઠે, તેટલા નરોત્તમકાકા ફફડી ઊઠયા.

ટપાલીને પાકી માહિતી માની એમણે ફળિયામાં બીજાને ઘેર કાગળ નાખવા એ આવેલો ત્યાં જઈ પૂછયું: 'શનાજી, આ લડાઈ ફાટી તે આફ્રિકા સુધી તો નહિ ને!'

એથી સંતોષ ન થયો હોય તેમ મનસુખ શેઠનો વિઠ્ઠલથી નાનો દીકરો મનુ, જે અત્યારે ગામમાં સૌથી વધુ ભણતો હતો, તેને ઘેર જઈને પૂછયું. એથી પણ ધરપત ન વળી હોય તેમ નિશાળના મોટા માસ્તરને પૂછયું.

છતાં એમને જોઈએ તેટલો સંતોષ ન થયો એટલે શાન્તાને કહ્યું: 'વહુ, આપણે કાગળ લખી દો કે એવો ભો હોય તો આવતો રહેજે. નહિ કમાવાય તો ખાસડે માર્યું, પણ મરીને માળવો નથી લેવો.'

તે પછી, નરોત્તમકાકા ભાઈલાલનો પત્ર દેખે કે ખુશખુશ થઈ જતા. એ હર્ષાવેશમાં અંદર શું લખ્યું છે તે કાન માંડીને સાંભળતા પણ યાદ રહેતું નહિ. કોઈ પૂછે તો કહેતા: 'ભઈઓ ખુશીમઝામાં છે. મઝાનો, વહુને વાંચતાંય હાંફ ચડી ગયો એટલો લાંબો કાગળ લખ્યો છે. જાતે સાજો નરવો હોય ત્યારે જ એટલું લખાય ને!'

સાંભળનાર મોઢું મચકોડતું—ખુશીમઝામાં છે એમાં શું ધોળકું ધોળ્યું! કંઈ મોકલતું કરતું..........'

આ વખતે નરોત્તમકાકાએ કાગળ પણ જુદો લખાવ્યો: 'જો વહુ, તું તો બહુ ડાહી ને સમજુ છે. પરદેશમાં લડાઈનો મામલો. ઘડીમાં લડાઈ ત્યાં પણ જઈ પહોંચે. લોકો વાતો કરે છે કે દરિયાની ટિકિટ કાચાપોચાને મળતી નથી. એટલે એના દુઃખમાં આપણે આપણું દુઃખ રડવાનું નહિ. એ સુખમાં રહે એ જ આપણે લખવાનું. લખ—આ વરસ સારું છે. ડાંગર અને કોદરાના ભાવ સારા ઊપજ્યા છે. તુવેરને ફૂલ પુષ્કળ બેઠાં છે. પરમ દહાડે પહેલીવાર

શાક પણ કર્યું. વાદળ ન આવે, માવઠું ન થાય તો આ વરસે ત્રણે વરસનું વ્યાજ આપી દેવાશે. શો ભઈ પાક ઊતર્યો છે પાક! સૌનો ભગવાન છે ને!'

આટલું એ બોલી ગયા, પણ શાન્તાની કલમે એક અક્ષર પાડ્યો ન હતો. શાન્તાએ દલીલ કરી ત્યારે એ બોલ્યાઃ 'વહુ, હું બાપ થઈને છોકરાને જૂઠું લખાવતો હઈશ તે કૈં અમસ્તો? આજ તું લખતાં પાછી પડે છે, પણ વખત હતો ત્યારે દુઃખ રડવામાં મેં બાકી રાખ્યું છે? પૈસા માટે જેવું એને ખોટું લાગે તેવું લખાવતો હતો? ને વખતેય તું તો પાછી પડતી હતી ને? જેવો વખત, કહેવા જેવું હોય ત્યારે કહીએ, ના કહેવા જેવું હોય ત્યારે એ ન પણ..........'

નરોત્તમકાકા કરતાં શાન્તાને ભાઈલાલ કંઈ ઓછો વહાલો હતો? બાપા લખાવે છે કે, એમ આગળ શબ્દો મૂકી એ બધું જૂઠાણું પતિને લખી નાખતી.

લડાઇ તો લંબાતી જ ગઈ. ભાવ પણ વધતા ચાલ્યા. ખેતી માટે વરસ પણ ઠીક ઠીક આવવા લાગ્યાં. પરદેશ રહેતા લોકો અસ્થિર વાતાવરણને લીધે બચત પૈસો ઘેર ધકેલવા મંડ્યા. જગજીવને અને શંકરભાઇએ એક-સામટા પાંચ પાંચ હજાર રૂપિયા મોકલી દીધા. લડાઇને ચોથું વરસ બેઠું હતું. ગઇ લડાઈની પેઠે ચાર વર્ષ લશે પણ આ વખત એ બંધ નહિ રહે એમ દરેક માનતુ હતું. ભાઇલાલે લગભગ એ વખત થઈ પંદરસો રૂપિયા મોકલ્યા હતા. નરોત્તમકાકા જે હિસાબ લખતા એ પ્રમાણે હવે દેવું રહ્યું ન હતું. જ્યારે સાચી રીતે. દેવામાંથી હજાર રૂપિયા ટૂંકા થયા હતા. બે હજાર બાકી હતા. એની પણ હવે ચતી ન હતી એટલે ભાગે આપી દેતા હતા.

લોકો એમને ચેતવણી આપતાઃ 'જંગલમાં વાંદરાંનુ મૂતર પીધેલું નકામું જશે. જાપાન લડાઈમાં પડ્યું કે તરત પરદેશના રસ્તા સાવ બંધ થઇ જવાના. જ્યાંનો ત્યાં પૈસો રહી જવાનો. જગો અને શંકર કંઇ કાચા હશે? વીસ વર્ષથી ત્યાં રહે છે એટલે એમણે તો ચેતી જઈને બધા પૈસા ધકેલી દીધા.'

નરોત્તમકાકા દુઃખમાં ડૂબી ગયા. બધા રસ્તા બંધ થઇ જાય તો અવાય શી રીતે? લોકો સ્ટીમરની ટિકિટ ન મળે તો વહાણમાંય અત્યારે આવે છે. પરંતુ એય બંધ થઇ ગયાં તો?

લોકો પૈસા મોકલવાનો પત્ર લખાવવા ફરતા હતા ત્યારે એમણે બીજો જ સદેશો મોકલ્યોઃ જો રસ્તો ખુલ્લો હોય તો હમણાં આવતો રહે. લોકો કહે છે કે પછી લડાઈ આવવાની છે એટલે નહિ નીકળાય!

જવાબમાં ભાઈલાલનો કાગળ આવ્યો: લડાઈની બીક રાખશો નહિ. અહીં એની કશી બીક નથી. હાલ ધંધો સારો ચાલે છે. કમાણી પણ ઠીક ઠીક છે. કમાઈએ છીએ એટલો વેપાર વધારતા જઈએ છીએ. મારા ભાગીદાર ગોરધનભાઈ, દેશમાંથી કાગળ ઉપર કાગળ આવે છે કે સુશીલા (તેમની દીકરી) સત્તર વર્ષની થઈ, ક્યાં સુધી બેસી રહેવું, માટે એટલું લગ્ન પતાવવા આવી જાવ. પણ આવો કમાવાનો મોકો મૂકી શકાય તેમ નથી. એમણે લખી દીધું કે, એટલી બધી ઉતાવળ હોય તો પરણાવી દો. હું હમણાં નહિ આવી શકું. એટલે આવવાની વાત હમણાં કરશો નહિ. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જવા જેવી એ તો વાત કહેવાય. દેવું હવે રહ્યું નથી, ખર્ચ ખેતરમાંથી નીકળે છે એમ લખ્યા છો એટલે પૈસા મોકલતો નથી. કારણ કે અહીં તો આજ ધંધામાં રોકેલા પૈસા આવતી કાલે બમણા થાય છે! એટલે ત્યાં જરૂર વગરના પૈસા પડી રહે અને અહીં......પંદરમી તારીખે વહાણ ઉપડે છે તેમાં અહીંથી એક ભાઈ નડિયાદના, દેશમાં આવે છે. તેમની સાથે તમારા માટે એક ગરમ કામળો, આખી બાંયનું ગંજીફરાક અને ખેસ થાય તેવો રેશમી કકડો. કનુ માટે ચોમાસામાં પલળે નહિ તેવું ચોપડીઓ-સ્લેટ મૂકવાનું પાકીટ, મોજાં અને ગરમ કોટ, એની બા માટે પણ એવી પરચૂરણ ચીજો છે. દેશમાં આવ્યા પછી એ તમને કાગળ લખશે એટલે જાતે જઈ લઈ આવશો. મારી ખુશીઆનંદની વાત પણ કરશે.

ખુશખુશ થઈ જતાં બોખા મોંએ થૂંક ઉડાડતા નરોત્તમકાકા બોલ્યા: 'મારા ભાઈલાને. હું ઓળખું ને. એવો છોકરો આખા ગામમાં નથી. હવે કમાવા બેઠો છે એટલે બધાને ટપી ના જાય તો એનું નામ ભાઈલો નહિ!'

શાન્તા ધીમેથી બોલી: 'આપણે તો સાપે છછૂંદર ગળ્યા જેવું થયું. એ જાણે કે અહીં દેવું નથી, અને પણે તો દેવાનું વ્યાજ ચડ્યે જાય છે!'

મોં મલકી જતાં નરોત્તમકાકા બોલ્યા: 'તે વહુ, તારું એમ કહેવું છે કે આપણે એ બધું લખવું?'

'એમાં શો વાંધો?'

'જોજે વહુ, આવું ઊંધું ન મારતી. બા જોઈ તારા કનુના સમ છે એવું કંઈ નહિ લખે. એમાં બહુ મોટી વાત નથી. અહીં તો વરસે દા'ડે [illegible]

હિસાબ! હા, મારો ઘાટ આવે તો તરત મંગાવું.'

અને એ ઘાટ શાન્તાએ ઘણા વખત સાંભળ્યો હતો એટલે એ વાત આગળ લંબાવી નહિ.

લોકો આમાંની એકે ય વાત માનવા તૈયાર ન હતા. ત્યાં કમાતો હોય અને અહીં દેવું રહેવા દે એ બને શી રીતે? અને અહીં દેવું હોય અને બાપ ન મંગાવે એ પણ કોણ માને? લોકોને વસી ગયું કે ભાઈલાલ કંઈ કમાતો નથી, નરોત્તમકાકાની બધી મૂરખાઈ જેવી વાતો છે. એવા મૂરખા માણસને થોડી જમીન વેચી નાખી દેવું કાઢી નાખવાનું કહેવું એ ય અકારણ માની, એ અંગે હવે કોઈ વાત પણ કરતું નહિ.

છતાં એક વાત જાણીને તો લોકોને ખાતરી થઈ ગઈ કે નરોત્તમકાકાનું ખસ્યું છે એ ચોક્કસ. અને થોડા આકળા તો એમને મોઢે જ બોલી ઊઠયા: 'કાકા! કંઈ મગજ ખસ્યું છે કે શું?'

ગઈ સાલ એક મહિનો શિયાળામાં તાવ રહ્યો ત્યારથી નરોત્તમકાકાનું શરીર વળ્યું ન હતું. કાયમ માંદલા જેવા જ રહેતા. બહાર નીકળતી વખતે હવે લાકડીનો ટેકો જોઈતો. એ લાકડીનો ટેકો ઊઠાવી લઈ રસ્તા વચ્ચે બીજા જતાઆવતા સાંભળે એ રીતે પૂછનારને એ જવાબ આપતા: 'કોઈને જમીન વેચવી હોય અને તેને પૂછવા જઈએ એટલે ખસ્યું કહેવાતું હશે! એમ એને કાને વાત ન નાખી હોય તો એને ખબરે ય શું પડે કે આપણે જોઈએ છે?'

સાંભળનાર આગળ બોલ્યા વગર ચાલ્યો જતો. એને બિચારાને શું માલમ કે એ આંબાવાળા ખેતરનાં પાંચ વીઘાંમાં તો નરોત્તમકાકા મરે તો ય છૂટ રહી જાય તેમ છે!

નરોત્તમકાકાએ જાણ્યું કે, મોહન માંદો છે. છ મહિના ઉપર આ મોંઘવારીમાં દીકરીના લગ્નના ખર્ચનું થયેલું દેવું અડધું બાકી છે. પાછલી ઉંમરમાં થયેલો દીકરો નાનો છે. આ સ્થિતિમાં પોતાની હયાતીમાં દેવું પૂરું કરી ચોખ્ખો વહીવટ કરી જવો એમ મોહન વિચારતો હતો. એ માટે જમીન થોડી વેચશે, એમ બધા વાત કરતા હતા.

નરોત્તમકાકાએ જઈને એટલું જ કહ્યું કે: 'જો મોહન, આ તને કહી મૂકયું. આંબાવાળું વેચે તો મને પૂછ્યા વગર છાનું કંઈ ના કરતો. વીઘાના હજાર શું, બે હજાર થશે પણ હું રાખ્યા વગર નહિ રહું!'

જાપાનના પડયા પછી લડાઇ લંબાતી ગઇ. અહીં દેશમાં પણ ભય આવ્યો. વહાણો જાપાનવાળા પકડે છે, ડુબાડે છે, એવી કૈં કૈં વાતો આવવા લાગી. એક વહાણ આફ્રિકા જતાં ડૂબ્યું. ઘણા કહેતા કે જાપાને પકડયું છે. તે પછી તો નરોત્તમકાકાએ ભાઇ દઇને પત્ર લખાવ્યો કે લડાઈ બંધ ન થાય ત્યાં સુધી તારે આવવું નહિ. રસ્તામાં શું છે કે શું નહિ!

દેવું તો જ્યાં હતું ત્યાં સ્થિર જ હતું. વ્યાજ તો આ મોંઘવારીનાં વરસોમાં ભરી શકાતું હતું. આંબાવાળું ખેતર મોહનને મળ્યું એટલે વેચવાનું હતું જ નહિ. નરોત્તમકાકાએ પૈસા મંગાવ્યા નહિ, ભાઇલાલે વચ્ચે વાપરવા જોગ, પાંચસો મોકલ્યા હતા. એનો ઇરાદો હતો કે હવે તો લડાઇ પત્યે સારી રકમ સાથે લેઇને જ જઇશ.

કોઇએ કહ્યું: 'નરોત્તમકાકા, લડાઈ હવે બંધ થઇ.'

લડાઈની શરૂઆત થયાના સમાચાર જેમ ટપાલીને પૂછ્યા હતા તેમ બીજે દિવસે એમણે એને પૂછ્યું. એ ટપાલી તો બદલાઈ ગયો હતો, એટલે નવા મરવાડીએ કહ્યું: 'હા, કાકા! હવે લડાઇ બંધ થઇ.'

નરોત્તમકાકાનું શરીર લગભગ છેલ્લા બે વરસથી વધારે નંખાતું જતું હતું, છતાં એમણે એ અંગે દીકરાને ખ્યાલ ન આવે એવો ઇસારો કર્યો હતો. આ વખતે, લડાઇ બંધ થઈ, રસ્તાની બીક ન રહી એટલે એમણે શાન્તા પાસે કડક કાગળ લખાવ્યો. પોતાનું શરીર નરમ છે, દેહનો ભરોસો નહિ, ઘરમાં વહુ એકલી રહી, કયારે પૈસાની જરૂર પડે, માટે તરત દેશ આવવા નીકળ. અને તરત ન બને તો પૈસા મોકલ. કેટલાં વર્ષો થયાં, વહુ એકલી અહીં કયાં સુધી દુઃખી થાય, કનુ પણ હવે મને ગાંઠતો નથી. માસ્તર કહે છે કે નિશાળમાં પણ બધાં છોકરાંને મારે છે. માટે તું તારે આવીને ઘર સંભાળી લે.

ભાઇલાલે લખ્યું: પૈસા હમણાં વેપારમાં રોકાયેલા છે. બધું વેચી સાટીને પતાવતાં એકાદ વરસ તો સહેજે લાગે. દુકાને તાળું મારીને બેઉ ભાગીદારો સાથે જ આવીશું. બહુ વરસ કમાયા ત્યારે ભલે છ બાર માસ ધંધો બંધ રહે. તમને બધાંને મૂંઝવણ થતી હશે એની મને ખબર છે. પણ અમે અહીં ધંધામાં એટલા દટાઈ ગયા છીએ કે મારાં અહીં જંગલમાં આઠ વર્ષ પસાર થયાં તેય માલમ ન પડયાં. હવે આપણને કાંઇ વાતની કમીના નથી, માટે ચિંતા કરશો નહિ.

કેટલું વાક્ય સાંભળી નરોત્તમકાકાનું પેટ ભરાઇ ગયું. મોહન પાછો બિમાર પડ્યો હતો; અને એમ લાગતું ન હતું. એ આંબાવાળું ખેતર પોતે રાખી લે, પછી એમના જીવનમાં કોઇ તૃષ્ણા રહેવી ન હતી. ભાઇલાલને એમણે તે માટે લખ્યું હતું. એણે જવાબ પણ આપ્યો હતો કે ગમે તે પૈસા થાય, એવો મોકો ન જવા દેશો. હું મોકલી આપીશ. જોકે જમીનના આસમાને ગયેલા ભાવની એને કલ્પના પણ ન હતી. નહિ તો એવી મોંઘી જમીન રાખવા એણે હા જ ન પાડી હોત.

પણ નરોત્તમકાકાની ભગવાને લાજ રાખી. મોહન એ વેચે તે પહેલાં ગુજરી ગયો. એની વિધવા બાઇને એ કહી આવ્યા હતા. ભાઇલાલને કાગળ પણ લખ્યો હતો. બીજી બાજુ કૉંગ્રેસ સરકાર આવતાં ગણોત બિલ આવવાની જાહેરાત થઇ. જમીનના ભાવ પણ નીચા પડ્યા. એટલે થોડો ભાવ વધારે આપવો પડશે તેનો નરોત્તમકાકાને વાંધો ન હતો. છેવટ ખાનગીમાં તો નહિ, પણ જાહેરમાં જે ચડે તે ખરીદે, એમ લેવા પણ તે તૈયાર હતા

ભાઇલાલનો એ અંગેનો જવાબ પણ આવી ગયો. લખ્યું હતું કે, ટિકિટ મળશે તો પહેલી સ્ટીમરમાં જ આવવા નીકળું છું.

અને એ નવ વરસ ત્રણ માસનો સમય કાપી ભાઇલાલ પરમ દિવસે મુંબઇ આવી ગયા હતા. આવતી કાલે તો નરોત્તમકાકા એને નજરોનજર જોશે!

.

એ આખો દહાડો નરોત્તમકાકાને ઘેરથી માણસ ઊઠ્યું જ ન હતું. બૈરાં અને પુરુષો આવતાં અને જતાં હતાં. ભાઇલાલનો આખા ગામમાં ડંકો વાગી ગયો. શાન્તા માટે ચાલીસ તોલાની જણશી, અને આ મોંઘવારીમાં હજાર ઉપર આપતાં ન મળે એટલાં ભાતભાતનાં કપડાં તો બધાં બૈરાંએ જાતોજાત જોયાં હતાં. કનુ માટે પણ પાર વગરની ચીજો હતી. પોતાના માટેની વસ્તુઓ જોતાં નરોત્તમકાકા હસી પડ્યા: 'ભઇલા! મારે આ અવતારે આ બધી નવીજણસ શું કરવા જોઇએ?' અને અંદરના ગુણની વાત જણાવતાં ભાઇલાલે કહ્યું કે પાંચ હજાર રૂપિયા રોકડા મુંબઇથી વટાવીને લાવ્યો છું. પંદર હજારનો બૅંકનો ડ્રાફ્ટ છે, તે નાથા પારેખ પાસેથી વટાવી લાવીશું.

કોઈ સ્વપ્નની સૃષ્ટિમાં વિહરતા હોય તેમ નરોત્તમકાકા મોરલીમાં લીન થયેલો સાપ ડોલે તેમ ડોલતા હતા.

રાત્રે ગાયો લગભગ વેચાઈ ગયાં ત્યારે મોહનની વહુ, વિધવા થયે છ મહિના થયા ન હતા અને ઘરનો ખૂણો છોડ્યો ન હતો એટલે દસ-અગિયાર વર્ષના પોતાના બાળકને આંગળીએ વળગાડી લપાતીછુપાતી આવી.

બહાર ઓશરીમાં ખાટલા ઉપર બેઠેલા નરોત્તમકાકા ઝાંખો ઓળો જોતાં બોલ્યા: 'કોણ હશે!'

'એ તો હું, કાકા!', જવાબ આપી મોહનની વહુ સરકીને અંદર ગઈ.

મોરલીમાં લીન બનેલો સાપ મોરલી બંધ થતાં જેમ ઝબકી જાય તેમ નરોત્તમકાકા 'એ તો હું, કાકા'ના શબ્દો સમા ઝબકી ગયા. અને કોઈ ભયાનક દૃશ્ય જોતા હોય તેમ ગભરાઈ ઊઠ્યા.

આ વહુ........આ છોકરો.

મારી શાન્તાવહુ......કનુ દીકરો!

જાણે પોતે અને ભાઈલાલ ન હોય અને પોતાની જ પુત્રવધૂ અને પૌત્ર કોઈ બીજાને ત્યાં એ જ આંબાવાડિયું વેચવા જતાં હોય......આગળ દૃશ્ય ન જોઈ શકાતું હોય તેમ નરોત્તમકાકા આંખો મીંચી ગયા. મોંમાંથી એક જ ઉચ્ચાર નીકળ્યો: રામ...રામ...

અને ભાઈલાલને કે શાન્તાવહુને પૂછ્યા વગર નરોત્તમકાકા બોલી ગયા: 'જો શાન્તાવહુ, તમારા પુણ્યપરતાપે ભાઈલાલ સારું કમાયો છે. ભગવાન આટલું સુખ ભોગવવા દે તોય બસ છે. તમારે જ્યાંત્યાં વણ હજાર દેવું છે તે લેઈ જાવ. એનું આજ પાછું લેવું હરામ છે. છોકરો મોટો થાય અને અપાય ત્યારે આપજો......'

નરોત્તમકાકાના મોંમાં એક જ વાક્યનું રટણ હતું: 'ભગવાન આટલું સુખ ભોગવવા દે તોય બસ છે!'*

* લેખકના નજીકમાં પ્રસિદ્ધ થયેલા વાર્તાસંગ્રહ 'માનતા'માંની એક વાર્તા.

---

## લેખકનાં અન્ય પુસ્તકો

ગ્રામચિત્રો
જનમટીપ
લખ્યા લેખ



ધરતીનો અવતાર
પટલાઈના પેચ
તાણાવાણા

# અનેક લગ્ન પ્રતિબંધક કાયદો

## શ્રી. ભાઈલાલ પટેલ

હિંદુ સમાજમાં એક પત્ની હોવા છતાં બીજી કરવાના બનાવો દિવસે દિવસે વધતા જાય છે. અને એ અનિષ્ટને રોકવામાં ન આવે તો એ ક્યાં જઈને અટકશે, તે કહેવું અશક્ય છે. આ સ્થિતિમાં એ અનિષ્ટને અટકાવવા હાલની પ્રજાકીય સરકારે ધારો ઘડ્યો છે. અને તે કાયદો સન ૧૯૪૬ના નવેમ્બરની ૬ઠ્ઠી તારીખે અમલમાં આવ્યો છે. પરંતુ આ નવીન ધારાનો પ્રજાને હજુ જોઈએ તેટલો ખ્યાલ નથી આવ્યો. તેમજ જે જાણે છે તેમને પણ એની સંપૂર્ણ માહિતી હોય તેમ લાગતું નથી. કાયદો નવીન હોઈ, આ સ્થિતિ સ્વાભાવિક છે. એટલે તે કાયદા અંગેની સ્પષ્ટતા કરવાનો આ નાના લેખમાં વિચાર રાખ્યો છે.

કાયદાનું કારણ ઉપર જણાવ્યું તેમ હિન્દુઓમાં એકથી વધારે લગ્ન થતાં હોઈ, એ અટકાવવા માટે કરવામાં આવ્યો છે.

આ કાયદો, મુંબઈ સરકારનો ૧૯૪૬નો હિન્દુ અનેક લગ્ન પ્રતિબંધક કાયદો નં. ૨૫. છે.

આ કાયદો હિન્દુઓને લાગુ પડશે. હિન્દુમાં શીખ, જૈન, બૌદ્ધ, આર્યસમાજી, બ્રહ્મોસમાજી અને હિંદુ ધર્મનો અંગીકાર કરનારનો સમાવેશ થાય છે.

આ કાયદો અનેક લગ્નની વ્યાખ્યા કરે છે, તે નીચે પ્રમાણે છે. કોઈ વ્યક્તિનો પતિ કે પત્ની હયાત હોય અને તેવું લગ્ન કાયદાની કોર્ટે રદ જાહેર ન કર્યું હોય અથવા તો જ્ઞાતિના રીતરિવાજ અને પ્રણાલિકા પ્રમાણે છૂટાછેડા ન થયા હોય; અને તેમ છતાં કોઈ વ્યક્તિ ફરી લગ્ન કરે તો તે વ્યક્તિએ બીજું લગ્ન કર્યું છે તેમ આ કાયદો ગણે છે.

આ જાતનું, ઉપર પ્રમાણેનું બીજું લગ્ન જો આ કાયદો અમલમાં આવ્યા પછી કરવામાં આવ્યું હશે અથવા આવશે તો નાતજાત કે સમાજના રીતરિવાજ, પ્રણાલિકા કે કોઈ પણ કાયદો ધ્યાનમાં ન લેતાં તે લગ્ન બાતલ ગણવામાં આવશે.

આવું લગ્ન, મુંબઈ ઇલાકાની રહીશ કોઈ પણ વ્યક્તિ જો પ્રાંતની બહાર જઈને પણ કરશે તો તે પણ રદ ગણાશે.

આમ આ લગ્ન રદ ગણાશે એટલું જ નહિ, પરંતુ આવો ગુનો કરનાર વ્યક્તિને, જો તે સગીર નહિ હોય તો ઇ. પી. કો. નો ૪૯૪ કલમ પ્રમાણે ગુનેગાર ગણવામાં આવશે. એટલે કે, સાત વર્ષ સુધીની જેલ અથવા દંડ, અથવા બંને સજાઓ કરવામાં આવશે. અને ઉપરાંત, આવા લગ્નમાં કોઈ પણ વ્યક્તિ સીધી કે આડકતરી રીતે મદદ કરશે, તો તેને પણ આ ગુનો પૂરવાર થતાં ૭ માસ સુધીની જેલ અથવા દંડ, અથવા બંને સજા કરવામાં આવશે.

આવી જાતનું લગ્ન જો સગીરનું હશે તો સગીરનાં જે કોઇ માબાપ. વાલી અથવા કાયદેસર કે કોઇ રીતે જવાબદાર ગણાતી વ્યક્તિને સગીર બાબત ગુનેગાર ગણવામાં આવશે. અને તેવા ગુનેગારને ૭ માસની જેલ, દંડ અથવા બંને સજાઓ કરવામાં આવશે. આ કાયદામાં સગીરની ઉમર ૧૬ વર્ષે સુધી ગણવામાં આવી છે.

આ કાયદા નીચેના ગુનાઓ માટે ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ અથવા તો પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટની કોર્ટ કેસ ચલાવી શકશે અને સજાઓ કરી શકશે.

આ જાતના ગુનાને સરકાર પોતે પ્રવૃત્ત થઇને ગુનેગારોને અદાલત સમક્ષ રજુ કરે તેવો (Cognizable) ગણવામાં આવ્યો છે, એ એની મોટી અસરકાર. કલમ છે.

ઉપર જણાવી તે આ કાયદાની વિવિધ કલમો છે. હવે જે થોડી ચોખવટ કરવાની છે, તે આ પ્રમાણે છે. ઘણા હજુ એમ માનતા દેખાય છે, લગ્ન થશે ત્યારની વાત ત્યારે છે, થશે તો ભોગવી લેવાશે. પરંતુ એથી ન બીતી વ્યક્તિઓને ચેતવણી આપવાની કે કદાચ તમે એ લગ્ન છૂપું રાખશો, સરકાર, તમારા ઉપર ગુનેગાર ગણીને કદાચ કેસ નહિ કરે. પરંતુ તેથી તમે જગ છતી જતા નથી. એવું થયેલું લગ્ન એ રદ ગણાય છે, એ એની સૌથી મોટી અસરકારક કલમ છે. એટલે એવા લગ્ન દ્વારા થયેલી પ્રજા, એ કાયદેસર નહિ ગણાય તેમજ એ પ્રજાને માબાપનો કોઈ વારસો કે મિલકત માટેનો અધિકાર નહિ મળે. એટલે એવી સ્થિતિમાં ઊભી થતી કરૂણતા વિચારવાનું કોઇ ન ભૂલે, તેવી ખાસ ચેતવણીની જરૂર છે.

આ કાયદો જોતાં, કેટલાક કાયદો જાણનાર લોકોએ પણ એવું માની લીધું છે કે આ કાયદા નીચે બનતા ગુનાઓ અગાઉથી ખબર પડે તો પણ અટકાવી શકાય તેવું તત્ત્વ એની કલમોમાં નથી. પરંતુ આ જાતની માન્યતા ખોટી છે. કારણ કે, આ કાયદા નીચેનો ગુનો ઇ. પી. કો.ની કલમ ૪૯૪ પ્રમાણે ગણવામાં આવ્યો છે. અને વધુમાં આ કાયદાની કલમ ૯મી પ્રમાણે આ જાતના ગુનાને સરકાર પોતે પ્રવૃત્ત થઇને અદાલત સમક્ષ રજુ કરે તેવો (Cognizable) ગણવામાં આવ્યો હોઈ પોલીસને અગાઉથી ખબર આપવામાં આવે, અથવા પોલીસખાતું જાતે જાણે તો તેને ક્રી. પ્રો. કો.ની કલમ ૧૪૯–૧૫૦–૧૫૧ પ્રમાણે ગુનો થતો અટકાવવાની પૂરેપૂરી સત્તા છે. ઉપરાંત, પોલીસને લાગે કે ગુનો કરવા ઈરાદો રાખતી વ્યક્તિઓને પકડયા સિવાય તે અટકે તેમ નથી તો મેજીસ્ટ્રેટના વૉરંટ સિવાય પણ તેવી વ્યક્તિઓને પકડી અટકમાં લેવાની તેને સત્તા છે.

આ પ્રમાણે કાયદો ત્રણ રીતે સંપૂર્ણ અસરકાર છે. એક, એવું લગ્ન રદ બાતલ ગણાય છે. બીજું, એવા ગુનેગારોને શિક્ષા કરે છે. અને ત્રીજું, અગાઉથી જાણ કરવાથી એ ગુનો થતો અટકાવી શકે છે.

એટલે આ નવીન કાયદાનો—અનેક લગ્ન પ્રતિબંધકનો—સમાજ તકેદારીથી લાભ લેશે તો જરૂર એથી એને માટે. લાભ થવાનો છેજ.

# ગ્રંથસ્વીકાર

**(૧) ગૌતમ બુદ્ધ:** અનુ.–ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ–અમદાવાદ, કિંમત રૂ. ૧ા.

ડૉ. રાધાકૃષ્ણનનું વ્યાખ્યાન 'Gautam the Buddha'નો આ ગુજરાતી અનુવાદ છે. તા. ૨૯–૬–'૩૮ના રોજ આ વ્યાખ્યાન લંડનની બ્રિટિશ એકેડેમીમાં આપ્યું હતું.

**(૨) સર્વોદયની કેળવણી:** (વર્ધાયોજના) અનુ.–ગોપાલદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ–અમદાવાદ, કિંમત રૂ. ૧.

આચાર્ય કૃપાલાનીજી કૃત 'ધી લેટેસ્ટ ફેડ' સન '૩૮માં લખાયેલ પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. પાયાની કેળવણી અથવા વર્ધા શિક્ષણના સિદ્ધાંતો સમજાવતું આ નાનું પુસ્તક શિક્ષકોનો અને વિચારકોનો આવકાર પામશે.

**(૩) કાગડાની નજરે:** લેખક—આશ્રમનો ઉલ્લુ, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ, કિંમત નવ આના.

હિંદી 'સર્વોદય' માસિકમાં આ લેખો પ્રથમ પ્રસિદ્ધ થયા હતા. તેનો આ ગુજરાતી અનુવાદ છે. આ લેખો વિનોદી ઢબમે લખાયેલા છે. અને જ્યાં જેમની હાંસી કરી છે તેમને પોતાનેયે તે વિનોદ ડંખે એવો નથી. વળી લેખો વિનોદાત્મક હોવા છતાં વિચાર પ્રેરક પણ છે.

**(૪) ચિરંજીવ સાહિત્ય:** સંપાદક—મણિલાલ પ્ર. વ્યાસ, પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.–વડોદરા, કિંમત રૂા. ૨.

સદ્‌ગત મોતીભાઈ અમીન સ્મારકમાળાના પાંચમા પુસ્તક તરીકે આ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે. તેમાં સારા લેખો, વિષયના વિભાગો પાડીને સંપાદન કરવામાં આવ્યા છે. વિષયો આ પ્રમાણે છે, ધાર્મિક, સામાજિક, શિક્ષણ, વિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, જીવનચરિત્ર અને પ્રેરણા. મુખપૃષ્ઠની પાછળ સદ્‌ગત મોતીભાઈ અમીનનું જે વાક્ય મૂક્યું છે—'મારું કામ જ્યાં અંધારું હોય ત્યાં અજવાળું કરવાનું છે......' એ ઉદ્દેશ જરૂર આ પુસ્તક દરેક વાચક માટે ઓછેવત્તે અંશે પૂરો પાડશે.

**(૫) આપણી પરિસ્થિતિ:** સંપાદકો—ઈશ્વરલાલ પટેલ અને ફુલચંદ કાપડીઆ, પ્રકાશક: ગૂર્જર અર્થરત્ન કાર્યાલય–અમદાવાદ, કિંમત એક રૂપિયો.

શ્રી. કાછીઆપટેલ જ્ઞાતિનું સંશોધન એ આ પુસ્તકનો વિષય છે. જ્ઞાતિનાં સર્વ પાસાંઓને જેવાં કે, વસ્તી, તંદુરસ્ત શરીર, અટક, ધર્મો, ધંધાઓ, કેળવણી, પરિષદો કરિઓ, મંડળો. એકડા. ગોળ વગેરેને સ્પર્શવાનો ઓછોવત્તો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

# પ્રસંગકથા

## હરિજન યુવક સાથે પાટીદાર યુવતીનું લગ્ન

નારનાં બહેન સુશીલાબહેન ૨૩ વર્ષની ઉંમરનાં છે. નડિયાદના વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમાં વિનીત સુધી અભ્યાસ કરેલો છે. હવે મેટ્રિકનો પણ અભ્યાસ કરેલો છે. '૪૨ની લોકક્રાન્તિમાં બે વખત જેલ જઈ આવેલાં છે. હાલ સાબરમતી હરિજન આશ્રમમાં છે. ફાઈન લેધર આર્ટનું કામ કરે છે. તેમણે ભાઈ બાલજીભાઈ ટી. મકવાણા સાથે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કર્યું છે. એ ભાઈ હરિજન છે. ઉંમર ૨૫ વર્ષની છે. હિન્દી ભાષા વિશારદ છે. ફાઈન લેધર આર્ટ ટ્રેનીંગનો અભ્યાસ સારો છે. આશ્રમમાં ચામડાનાં નકશીદાર પાકીટ, પોર્ટફોલિયા, મનીપર્સ વગેરે બનાવે છે. બેઉ જણ આશ્રમમાં સાથે કામ કરતાં એક બીજાના નિકટના પરિચયમાં આવ્યાં અને એકબીજાનો સ્વભાવ અનુકૂળ આવતાં એ પરિચય આમ લગ્નમાં પરિણમ્યો.

## વણિક યુવક સાથે લગ્ન

ધર્મજનાં અને વડોદરા રહેતાં બહેન જશુમતીબહેને મૂળ દહેગામના પણ કુટુંબ સાથે વડોદરામાં રહેતા ભાઈ બાબુલાલ કે. શાહ સાથે ગયા માસમાં સૂરત આર્યસમાજના આશ્રયે લગ્ન કર્યું છે. ભાઈ બાબુલાલે ઈન્ટર સુધી અભ્યાસ કરેલો છે. હાલ રેશનીંગ ખાતામાં ઈન્સ્પેક્ટર તરીકે કામ કામ કરે છે. આ લગ્ન પણ એકબીજાના પરિચય પછી થયું છે.

## ચરોતરની કન્યા કાનમમાં

જાણવા મળ્યું છે કે, બીજાં એક ધર્મજનાં બહેન સિનોર ગામના એક પાટીદાર યુવક સાથે લગ્નગ્રંથીથી જોડાયાં છે. એ બહેન, જાણ્યું છે ત્યાં સુધી, ઉપરનાં જશુમતીબહેનનાં નાના બહેન છે. અને એમના વણિક યુવક સાથેના લગ્ન પછી એક સગાએ સિનોર ખાતે નાની બહેનનું લગ્ન ગોઠવ્યું હતું.

## પાટીદાર નાતનું શું થવા બેઠું છે?

ઉપરના એક સામટા ત્રણ બહેનોના ચાલુ ચીલા બહારના લગ્ન પ્રસંગો ભલી નાતની રૂઢિચુસ્ત વ્યક્તિઓ કાળો કકળાટ કરી મૂકશે કે, છોડીઓને વધારે ભણાવ્યાનું અને બહાર ગમે તેમ ફરવા દીધાનું આ પરિણામ! પાટીદાર નાતનું આમ ને આમ સત્યાનાશ વળવાનું છે. વણિક યુવક સાથે

એ ગોળ બહારના લગ્નથી તો ઠીક પણ હરિજનયુવક સાથેનું લગ્ન તો અંતરના ઊંડાણમાં જોવામાં આવે તો ભાગ્યે જ્જ એને આવકારશે અને એ જ્જમાંય પોતાની દીકરીનો એવો લગ્ન થવાનો પ્રસંગ આવે તો કેટલા હર્ષથી સંમતી આપી તેમાં ભાગ લે, એ તો કલ્પનાતીત પ્રશ્ન છે. હરિજન યુવતી સાથે લગ્ન કર્યાના દેશમાં જેટલા પ્રસંગો બન્યા છે, તેટલા હરિજન યુવક સાથે સવર્ણ હિન્દુ યુવતીઓના લગ્નના બન્યા નથી. પાટીદાર સમાજની કોઈ યુવતીએ આવું લગ્ન કર્યું હોય તેવો બીજો દાખલો નથી.

### એ બહેનનાં કુટુંબીજનોને

આ લગ્નનો આઘાત, એ બહેનનાં કુટુંબીજનોને એ ગમે તેટલાં સુધારક હશે તોય જરૂર થયો હશે. માનવસ્વભાવ એવો છે કે બુદ્ધિ વસ્તુસ્થિતિને કબૂલ કરે છતાં જન્મના સંસ્કાર એટલા વહેલા બદલાતા નથી. હૈયાને દુઃખ થાય જ. એ રીતે એ કુટુંબીજનોના આઘાતને અમે સમજીએ છીએ. છતાં એમને આશ્વાસન આપીએ છીએ કે, એથી ધરતી રસાતાળ થઈ ગઈ છે માની જીવ બાળતાં હો તો તે વિચાર છોડી દેજો. આવી રહેલાં નવાં બળોના પ્રથમ પ્રત્યાઘાત તમને થયો છે એટલું જ, બાકી એમાંથી કોઈ છટકવાનું નથી. કોઈને થશે, કે શું બધાંનો દહાડો ઊઠયો છે તે આટલી હદ સુધી વાત જવા દેશે! તેમને એટલું જ કહેવાનું કે, નજીકના જ ભૂતકાળ તરફ ડોકિયું કરો. પ્રથમ પહેલાં દરિયો ઓળંગી પરદેશ જનાર માટે આપણે શું માનતા હતા! કેવો બહિષ્કાર અને પ્રાયશ્ચિતનો જુલમ કરતા હતા! આજે એ વાત કરીએ તો! અસ્પૃશ્યતા નાતજાતના બેટી વ્યવહારના ભેદ અંગે આપણે કેટલા આચારવિચાર પાળવામાં ચુસ્ત હતા! અને આજે આપણા વડોદરાના પાટીદાર છાત્રાલયના વિદ્યાર્થીઓ હરિજન છાત્રો સાથે જમે છે, એમ જાણ્યા છતાં આપણે એથી ધરતીકંપ અનુભવતા નથી એટલે આવીરીતે આપણે રૂઢિચુસ્ત દેખાવા કરીએ છીએ, પરંતુ સમયના વહેણ સાથે સમાજજીવન પલટાઈ રહ્યું છે. અને તેથી ઉપરના ભૂતકાળની સ્થિતિ આજે જેમ અદ્રશ્ય થઈ ગઈ છે, તેમ લગ્નવ્યવહારમાં આજની સ્થિતિ આવતી કાલે અદ્રશ્ય થવાની છે, એની લાલબત્તી ધરતો ઉપરનો હરિજનયુવક સાથેનો લગ્નપ્રસંગ છે. ગોળના વાડા ન છોડનાર સમાજને પડકાર છે કે ગોળ, વાડા, નાત શું કરો છો, સ્પૃશ્ય અસ્પૃશ્યના ભેદ પણ આવતી કાલના લગ્નવ્યવહારમાં નથી રહેવાના. આ દૃષ્ટિએ વિચાર કરીને, એ બહેનનાં કુટુંબીજનોને કહેવાનું મન થાય છે કે

રૂઢ થયેલા સંસ્કારનો આઘાત સહી લેજો. એથી કુટુંબનું સત્યાનાશ વળી ગયું છે એમ માનશો નહિ.

**સમાજે પણ આવતી સ્થિતિ સમજી લેવી જોઇએ.**

આજે આપણી કન્યાના લગ્નની કરૂણ સ્થિતિ છેલ્લી ટોચે પહોંચી છે, એમ કહીએ તો વધારે પડતું નથી. છતાં આપણે એક તસુ ખસવા તૈયાર નથી. વ્યક્તિગત એવા દાખલા અપવાદ રૂપ બને છે, પરંતુ સમાજ આખાનો વિચાર કરીએ તો લગ્નક્ષેત્રે એ એટલો જ જડ રહ્યો છે. એનું પરિણામ ક્રાન્તિમાંજ આવે. અને એ ક્રાન્તિ રૂઢિ જેનો ભોગ લેતી હોય તે વર્ગ જ કરે. અને એ રીતે આપણી બહેનો એ ક્રાન્તિ જગાવવાની છે, એ નિર્વિવાદ છે. વાડા, ગોળ, કુળાકુળ અને પરઠણ, જેવા પ્રશ્નો ઉકેલવા હોય તો પાટીદાર સમાજે નાનામોટા ભેદ ભૂંસી એક થવું જોઇએ, એ એનો એક ઉપાય ઘણા માને છે. પરંતુ એ બધાં બંધન જશે તો લગ્નક્ષેત્રની વિશાળતા વધતાં મુશ્કેલી ઓછી થશે એટલુંજ. બાકી નાતમાંજ યુવકયુવતીએ લગ્ન કરવું એટલી મર્યાદા આપણી ઈચ્છા હશે તો પણ ટકવાની નથી કારણમાં આપણું બદલાઇ રહેલું સમાજજીવનઃ બાળલગ્ન એ હવે પાછાં આવવાનાં નથી, બલ્કે દૂર દૂર છૂટાછેડાના પ્રદેશ ભણી આપણે જઈ રહ્યા છીએ. લગ્ન સિવાય જીવનના કોઇ ક્ષેત્રે નાત જેવું રહ્યું હોય તેમ વતન છોડી બહાર વસતી પ્રજાને લાગતું નથી. એ વાતાવરણમાં ઉછરેલી ભાવિ પ્રજા, લગ્ન પૂરતું ય નાતનું બંધન ફગાવી દે તો એણે કંઇ નવાઇ કરી છે, તેમ માનવાનું કંઇ કારણ નથી. મોટી ઉમરે, પોતે પોતાની જવાબદારી સમજીને, અને પરિચય બાદ લગ્ન થવાં જોઇએ એમ આપણે દિવસે દિવસે માનતા જઇએ છીએ. આ બધું નાતવાળા જોડે જ બને એ ક્યાંથી આશા રખાય? એટલે નવા સમાજજીવન પ્રમાણે યુવક યુવતી સ્વભાવમેળ કે પરિચયવાળાં સાથે નાતજાતના ભેદ સિવાય લગ્ન કરશે, એ આવતી કાલનું ભાવિ છે.

**એ ભાવિ ઉજળું છે ખરૂં ?**

આવતી પરિસ્થિતિને સમજનાર પણ આજે એવું પગલું ભરતાં અચકાય છે. વિચારે છે કે, એ રસ્તે જવાથી મુશ્કેલી ટળી જશે? ઘણાં એવાં લગ્નોનો કરૂણ અંત આવેલો જોવામાં આવે છે ત્યારે થાય છે કે આથી નાતજાતનાં બંધન સારાં કે સુખદુઃખે બધું રાગે ચાલ્યા કરે. આ ગણતરી ખોટી છે, એમ કહેવાનો આશય નથીઃ જેમ આજના લગ્નોમાં મુશ્કેલી છે, તેમ આવતી કાલનાં નાતજાતનાં બંધન રહિત લગ્નના ક્ષેત્રમાં

પણ મુશ્કેલીઓ રહેવાની. સંસ્કારભેદને લીધે, વિચારસરણીની ભિન્નતાને લીધે, ગાઢનો પ્રેમ માની લીધાને અંગે, એવાં અનેક કારણોને લીધે ભાવિ લગ્ન ક્ષેત્રમાં પણ આજના જેવી નહિ તો, ભિન્ન રૂપે મુશ્કેલીઓ રહેવાની છે. માટે ભાવિ ઉજળું જ છે એમ, આવાં લગ્નનો વિરોધ અમે કરતા નથી ત્યારે કહેવાનો આશય નથી. આશય તો એક જ છે કે, એવાં લગ્નજીવન નિષ્ફળ નીવડવાની શક્યતાઓ હોવા છતાં આપણે ઇચ્છાઅનિચ્છાએ એ તરફ જઈ રહ્યા છીએ — નવી જીવનસરણીની એ અનિવાર્ય સ્થિતિ છે. એટલે જૂની સ્થિતિને જડમૂળથી ઝાલી રહેવાને બદલે. નવી સ્થિતિને આવકારીએ, એમાં રહેલી મુશ્કેલીઓથી જાગ્રત થઈએ અને જે ભાવિ નિર્માણ છે તેની ઉપેક્ષા કર્યા વગર તેને અનુકૂળ થવા તૈયારી કરીએ, એજ આવાં લગ્નનો વિરોધ કરતા નથી ત્યારે અમારો કહેવાનો આશય છે. બાકી ઉજળું એટલું દૂધ અને પીળું એટલું સોનું, એમ માનવાનું કોઈ કારણ નથી.

### ૫૦ વર્ષની ઉમરનો પંથવર

સમાજ આજની સ્થિતિ ઓળખવા તૈયાર નથી ત્યાં ભાવિને ઓળખે એટલી લાંબી આશા શા રીતે રાખવી? ગયે અંકે લખ્યું હતું તે ઓડના ભાઇ ૫૦ વર્ષની ઉમરે પંથવર તરીકે ફાગણ વદ ૫ ના રોજ નારનાં એક ૨૦ વર્ષનાં બહેન સાથે પરણી આવ્યા! કોને પાપે? પરકણને પાપે. કુળવાનશાહીને પાપે. એવા લગ્નમાં સહકાર આપનાં કુટુંબીજનોને પાપે. માતાને બલિ ચડાવવા બોકડાને લેઇ જતી વખતે જેમ અંધભક્તો બોકડાની સ્થિતિ ભૂલી ઉત્સવ કરે છે, તેવી સ્થિતિ એક કોડભરી યુવતીને ૫૦ વર્ષના વર સાથે બાંધની વખતે થાય છે પણ પેલા અંધભક્તો જેવો સમાજ એમાં કંઇ કરુણતા ન જોતાં ઉત્સવ માણે છે!

### એક પત્ની ઉપર બીજી કરવા જતાં!

એક ઉપર બીજી પત્ની ન કરવાના મુંબઈ સરકારના નવા કાયદાને પણ ઘોળી પીવાનો પ્રયત્ન ફાગણ વદ ૩ ના રોજ આણંદમાં થયો. નાના અડધના એક ભાઇએ ગોક ઉપર પલાણાના એક ભાઇ સાથે પોતાની દીકરીનો વિવાહ કર્યો છે, એમ વાત બહાર આવી હતી. પરંતુ દીકરીના બાપે એ હકીકત એટલી છાની રાખી હતી કે એ ફરી પરણવા આવનાર ભાઈ કોણ છે, તે છેલ્લી ઘડી સુધી ખબર ન પડી. લગ્ન ફાગણ વદ ૩ નું હતું. અને છેવટે બીજની રાત્રે પ્રથમ પત્નીનાં પિયરિયાંને ગંધ આવી. પલાણાના એ ફરી પરણવા આવનાર ૨૨ વર્ષની ઉમરના યુવક છે. પ્રથમ થામણા પરણેલા છે.

એ ભાઈ અને તેમનાં માબાપ વડોદરા રહે છે. એટલે બધી ગોઠવણુ વડોદરામાં થઈ હતી. ભાઈનું લગ્ન હતું છતાં સગી બહેનોને સુદ્ધાં જાણ થવા દીધી ન હતી! પછી બીજાં તો જાણે જ ક્યાંથી! પરણવા પણ વડોદરાથી એ ભાઇ આવનાર હતા. પ્રથમ પત્ની પિયરમાં હતી એટલે ઘરમાંથી ગંધ બહાર જાય તેમ ન હતી. છતા ચોવીસ કલાક અગાઉ આ વાત ફૂટી. ધામણવાળા, એ બહેનનાં ભાઈએ અને કુટુંબીઓએ તરત હીલચાલ શરૂ કરી દીધી. જિલ્લા મેજીસ્ટ્રેટ આગળ આ લગ્નની વિરુદ્ધ અરજી કરી. મેજીસ્ટ્રેટે આણંદ પોલીસને એ લગ્ન અટકાવવા હુકમ કર્યો. પોલીસે લગ્નને દિવસે કન્યાના બાપને એ લગ્ન ન કરવા માટે મનાઇ હુકમ બજાવ્યો.

## મિયાં પડયા પણ તંગડી ઊંચી!

તરત જ બપોરની ગાડીમાં, લગ્નના દિવસે, વડોદરા વરપક્ષને કન્યાપક્ષે ખબર આપી. કુશળ સેનાપતિ જેમ સંજોગ પ્રમાણે વ્યૂહ બદલે તેમ વરપક્ષે મોરચો ગોઠવી દીધો. જાન તો આવવાની હતી તેમ સાંજે આવી. પોલીસને ખબર મળી હતી તેથી એણે પરણવા આવનાર ભાઈ ઉપર મનાઈ હુકમ બજાવ્યો. અહીં તો ગાયકવાડી પોલ ચાલે એમ હતું નહિ. પોલીસ ચોરી ફરતી મંડપમાં બેઠી હતી. જે ભાઇ પરણવાના હતા તે બાજુએ રહ્યા, અને તેમના નાનાભાઇ, જેમનો વિવાહ બાજ્વા ગામે થયો હતો તે મોટાભાઇની વહારે ચઢીને પરણી ગયા! મિયાં ભલે પડયા પણ તંગડી તો ઊંચી રહી ને! કોની ઉપર અફસોસ કરીએ, લગ્નને ફારસ માનતા સમાજના માનસ ઉપર કે કાયદાને ખિસ્સામાં મૂકવા તૈયાર થનાર વરકન્યાનાં માબાપો ઉપર, કે ૨૨ વર્ષના ફરી પરણવા નીકળેલા યુવક ઉપર! આજને, કાયદાના ડરથી પણ ન ઓળખવાનો આંધળિયાં કરતો આપણો સમાજ આવતી કાલને ઓળખશે?

## સમજીને ઓળખે તેમ લાગતું નથી

જવાબ નિરાશામાં મળે છે. તા. ૧૫–૩–૪૭નું 'સંદેશ' જણાવે છે કે, 'વડોદરા રાજ્યના વસોના અમીન કે જેઓ હાલ વડોદરામાં કોન્ટ્રાક્ટર તરીકે કામ કરે છે તેમના ભત્રીજાનું લગ્ન એક પત્ની હયાત છતાં નડિયાદના એક હેડમાસ્તરની પુત્રી સાથે ગયા મહા મહિનામાં થયું છે. કન્યાનો પિતા કેળવણીકાર હોવા છતાં પોતાની પુત્રીને એક ઉપર બીજી પત્ની તરીકે આપી છે એ ખૂબજ ટીકાને પાત્ર બાબત બનવા પામી છે.' કાયદાથી ન ડરે એ પાટીદાર ભાયડા ટીકાથી વળી ડરી જતા હશે?

**મરણ પાછળ દાન**

ખેડવાના શ્રી. ભાઈલાલભાઈ લલ્લુભાઈ પટેલ (મોમ્બાસામાં શિક્ષક) અને શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઈ પટેલ, બંને ભાઈઓ કેળવાયેલા અને સુધારક વિચારવાળા છે. પિતાના અવસાન પાછળ તેમણે પ્રેતભોજન, શ્રાદ્ધ કે કાણમાકણની કોઈ ક્રિયા કરી નથી. ગામને ઉપયોગી એવું કાર્ય, વરસાદના પાણીથી ગામને જે જગાએ દર વરસ ધોવણ લાગ્યા કરતું હતું ત્યાં રૂા. ૧૦૦૧ના ખર્ચે ખડિયાર બાંધી આપવાનું તેમણે જાહેર કર્યું છે. જૂનાં જૂનાં નિમિત્ત આવી રીતે દરેક ગામમાં જરૂર પ્રમાણે કામો થાય તો એથી આજે દરેક ગામે મોટે ભાગે સૌનું, સાર્વજનિક કામ, એટલે કોઈનું નહિ એની રઝળે છે તે સ્થિતિ અટકે

**સૌનો લાડકવાયો સિધાયો**

પૂજ્ય મહાત્માજી પાસેથી જેમણે રાષ્ટ્રીય શાયરનું બીરદ મેળવ્યું હતું તે ગૂજરાતના સમર્થ સાહિત્યકાર શ્રી ઝવેરચંદ મેઘાણી તા. ૯–૩–૪૭ના રોજ બોટાદ એમના નિવાસસ્થાને હૃદયબંધ પડી જવાથી અવસાન પામ્યા છે, એવા ઓચિંતા સમાચાર સાંભળી કોને આઘાત નહિ લાગ્યો હોય? ૫૦ વરસના ટૂંકા જીવનમાં સાહિત્યના દરેક ક્ષેત્રને આવરી લેઈ ૮૦ પુસ્તકો આપનાર સ્વર્ગસ્થનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે કબુલ કરવું પડે છે કે, ભલે ગુજરાતમાં આજે વિચાર સમૃદ્ધિએ અને બુદ્ધિની પ્રતિભાએ એને ચડે એવા સાહિત્યકારો હોય, પરંતુ જનહૃદયને પીછાનવાની એની શકિત, જનતા પ્રત્યેનો એનો આદર, જનતાને મુગ્ધ કરવાની ભાષા, એની પાસે જે હતી તે ગૂજરાતના આજના કોઈ લેખક પાસે નથી. અને આ સમૃદ્ધિની શકિત એટલી અજબ હતી કે વિદ્વાન માણસથી માંડી કેરીઆ સુધીનો સાધારણ માણસ, એનાથી એકસરખા મુગ્ધ થાય છે. પત્રકાર તરીકે, અનુવાદક તરીકે, કવિ તરીકે, લોકસાહિત્યના સંશોધક તરીકે, નવલ–નવલિકાકાર તરીકે, વિવેચક તરીકે, અને એમ દરેક ક્ષેત્રે એણે કલમ ચલાવી છે. અને દરેકમાં મોટા પ્રમાણમાં સિદ્ધિ મેળવી છે.

**સાહિત્યનો સાચો ભેખધારી**

આ સિદ્ધિ પાછળ એનું તપ હતું. કોઈ લકકડફોડો જેમ એના ધંધામાં જાત તોડી નાખે તેમ એણે સાહિત્યની ઉપાસનામાં જાત ઘસી નાખી છે અને સામી બાજુ, હજાર સુધીના પગારની પત્રકારત્વની નોકરીને ન સ્વીકારી, સાહિત્યે જે લૂખ્ખો સુકો રોટલો આપ્યો છે તે પ્રેમથી આરોગ્યો

છે. ગૂજરાત કદરહીન છે, એમ વારેવારે જે તે મહેણું મારે છે એ એણે કદી માર્યું નથી. ઊલટ એણે તો સૌથી જુદું જ કહ્યું છે—'કોણ કહે છે કે ગૂજરાત કદરહીન છે? એક પણ મને એવો દાખલો બતાવો તો ખરા કે, પ્રતિભા હોવા છતાં ગૂજરાતે એને પીછાણ્યો ન હોય? પૈસાથી કદરની આશા રાખતા હો તો પણ એમાં ગૂજરાત પાંછળ છે એમ માનવાનું કંઇ કારણ નથી.' સાહિત્યકારની આખા દેશમાં એ સ્થિતિ છે. પૈસાથી કદર કરવાનો જમાનો હજુ દેશમાં આવ્યો નથી. અને આવશે ત્યારે ગૂજરાત પાછળ રહેશે એમ માનવાનું કોઇ કારણ નથી.' આ ભાવનાની સાથે એણે પોતે મોટો ત્યાગ કર્યો છે એમ પણ મનાવી ગૂજરાત ઉપર ભાર મૂક્યો નથી. એ વિષે જણાવ્યું છેઃ 'મેં હજાર રૂપિયાના પગારવાળી જગાઓ નથી લીધી અને કેવળ સાહિત્ય સેવા કરી છે, માટે ગૂજરાત ઉપર મોટો ઉપકાર કર્યો છે એમ પણ હું માનતો નથી. મને આ ક્ષેત્રમાં જે નિજાનંદ મળ્યો છે તે ત્યાં ન મળત. જે મારે મારું હૈયું ઝંખતું હતું તે માટે મેં પરસેવો પાડયો છે. એમાં મેં ગૂજરાત ઉપર કશો ઉપકાર કર્યો નથી!'

### પ્રેમસાગર જેવું હૈયું

આ ભાવના અને એમાંથી અખંડ વહેતાં લેખનનાં ઝરણાં જે હૈયામાંથી આવતાં હતાં, તેનો જેમને વ્યક્તિગત પરિચય થયો હશે, તેમને એ પ્રેમસાગર હૈયામાં તરબોળ થવાનો લહાવો મળ્યા વગર રહ્યો નહિ હોય. એ હૈયામાં જે પ્રેમ હતો, માનવતા હતી, અને નાના મોટા દરેક માટે એક સરખી મીઠી લાગણી હતી, તેનો ખ્યાલ અનુભવ વગર આવી શકે તેમ નથી. એ ગાતો ત્યારે ડુંગરા પણ રડી ઊઠતા, એ જે કંઠમાં દર્દ હતું તેનાં મૂળ પણ એ હૈયામાં હતાં. એ દર્દ કંઠમાંથી સંભળાતું હતું પણ એના ભિતર હૈયામાં પણ એટલું જ દર્દ વલોવાતું હતું. એટલે જ ન્યાયાસને બેઠેલા ન્યાયાધીશની આંખ પણ ભીની થઇ જતી. એથી જ એ ગરીબોનાં, પીડિતોનાં ગીત સર્જી શકતો, ગાઈ શકતો અને 'છેલ્લો કટોરો' પૂજ્ય બાપુને પાઇ શકતો!

### લખજો આંહી ખાખ પડી સૌના લાડકવાયાની!

૫૦ વર્ષની ઉંમરે, ગૂજરાતે હજુ એની પાસેથી કંઇ કંઇ મેળવવાની આશા રાખી હતી ત્યારે એ ચાલ્યો ગયો. આ પ્રસંગે; એનું એકાએક જવાનું કારણ વિચારતાં યાદ આવે છે પૂ. મહાત્માજીએ ભારતસેવક ગોખલે માટે જણાવેલા શબ્દોઃ 'આરામ લીધા વગર, શરીરની પરવા કર્યા વગર,

એમણે જીવનની મીણબત્તી બંને બાજુથી બાળવા માંડી હતી કે જેથી તે વહેલી ખલાસ થઇ ગઇ!' એજ પ્રમાણે ૨૫ વર્ષ સુધી, સાહિત્ય પાછળ એણે પણ રાત દિવસ જોયા વગર જીવનની બંને બાજુથી મીણબત્તીને બાળ્યે રાખી. ન લીધો આરામ કે ન ભોગવી સુખસગવડ અને આમ એ જીવનની મીણબત્તી વહેલી ખલાસ થઇ ગઇ! કારણ ગમે તે માનો, પણ એ ગયો છે એ સત્ય. અને છતાં નથી ગયો (અમર છે) એ પણ એટલું જ સત્ય છે. ત્યારે એની પાછળ આંસુ સારવાં વ્યર્થ છે. એના જતાં, કુટુંબીજનો એકલાં જ નથી રડ્યાં, પણ સારું ગૂજરાત રડ્યું છે. એવું મૃત્યુ એ પણ શું એક સદ્ભાગ્ય નથી? કોઇના લાડકવાયા માટેના એના જ શબ્દો એની ખાંભી ઉપર આપણે લખીએ:

**લખજો આંહી ખાખ પડી સૌના લાડકવાયાની!**

---

Reg. No. B. 1785

# પાટીદાર

સ્થાપક: સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૩ ] એપ્રિલ-’૪૭ [ વૈશાખ

ગુલામીનાં કુળ હતાં એ ખોટાં કુળ હતાં. જેમણે મુલકની સેવા કરી અને જે આસપાસના ગરીબોની સેવા કરે એ સાચો કુળવાન છે. જુવાનીઆઓએ આ વસ્તુ સમજી લેવાની જરૂર છે. પૂરા દાગીના લાવી નથી, પૂરી પલ્લુ લાવી નથી, પૂરી પહેરામણી લાવી નથી, એવા ભાવ તમે જુવાનીઆઓ હવે છોડી દેજો. ગામમાં જેનું ચારિત્ર્ય ઊંચું અને ગામ જેના પર મહોબત રાખે એજ સાચો કુળવાન છે.

—સરદારશ્રી વલ્લભભાઈ પટેલ

☆

તંત્રી

ઈશ્વર પેટલીકર

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઇશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૪-'૪૭

# માસિકની પોતાની વાત

(૧) પાછલા અંકો શિલક નહિ હોઇ હવેથી નવા ગ્રાહક થનારને વૈશાખથી અંક રવાના કરવામાં આવશે અને ત્યારથી વરસ ગણાશે.

(૨) લેખકોએ ન સ્વીકારાયેલો લેખ પરત જોઇતો હોય તો સાથે યોગ્ય આનાની ટિકિટ બીડવી. નનામા લેખ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

(૩) મ. ઓ. નાં નવાં ફોર્મમાં વિશેષ લખવાની જે જગા નીચે હોય છે તેની પાછળ મોકલનારનું શિરનામું લખવા જગા આપવામાં આવી છે. માટે ત્યાં દરેક પોતાનું પૂરું શિરનામું લખવું.

(૪) મ. ઓ. અગર વી. પી. થી લવાજમ ભરનારને અહીંથી જુદી પાવતી આપવામાં આવતી નથી. વી. પી. નું રેપર અગર મ. ઓ. નું સ્વીકાર થઇને પરત આવેલું ફોર્મ એ પાવતી તરીકે માની લેવાં.

(૫) માસિક દર અંગ્રેજી મહિનાની ૨૫મી તારીખે નિયમિત રવાના થાય છે. અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી.

(૬) આણંદમાં રૂબરૂ લવાજમ ભરનારની સગવડ ખાતર સ્ટેશન રોડ ઉપર ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં લવાજમ ભરવાની વ્યવસ્થા છે.

(૭) આફ્રિકાના જે ભાઇઓનાં લવાજમ ચાલુ તથા પાછલાં બાકી હોય તે ભાઇઓ તે મોકલી આપે તેવી વિનંતિ છે.

---

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬

કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

| વૈશાખ સં. ૨૦૦૩ | એપ્રિલ–૪૭ | વર્ષ • ૨૪ અંક • ૭ |
|---|---|---|


## એક પત્ર

ભાઈશ્રી જશભાઈ,

વંદેમાતરમ્ !

ફાગણ માસના 'પાટીદાર'ના અંકમાં પાન ૧૧૯ ઉપર આપનો 'મારો નિશ્ચય' વાંચી, વિચારતાં, જે જે વિચારો ઉદ્ભવ્યા તેને આપની સમક્ષ રજુ કરવાનો મારો ધર્મ સમજીને શુદ્ધભાવે પ્રેમપૂર્વક આ પત્ર લખું છું.

એ સાચું જ છે કે આપણે ખાનદાન, ગર્ભશ્રીમંત, કુલિન અને ગુહસ્થ ગણાવા છતાં હજારો અનાથોનો પ્રશ્ન આપણી સમક્ષ પડ્યો છે. આપણે એ અનાથો માટે કંઈજ કરી શક્યા નથી યુવક આલમ સશક્ત, વીર્યવાન, **ધર્મક્ષેત્રે કુરુક્ષેત્ર** જગાવનારી હોવા છતાં આપણા જ ઘર, ગામ, કુટુંબ કે જ્ઞાતિમાં હજારો અનાથ, નિઃસહાય, નિસંતાન વિધવાઓ છે. એ નિર્દોષોને આપણે જ પાપે, આપણી જ કુલિનતા સાચવવા, આપણી તેમજ આપણા ભાઈઓની લગ્નના બજારમાં ઊંચી કિંમત લેવા આપણા જ ઘરના ખૂણામાં પશુજીવન જીવવું પડે છે. દિયેર, જેઠ, સસરાની વિકારી આંખોનાં ઝેર પી જવાં પડે છે. છૂપા બળાત્કારો, છૂપા ગર્ભપાતો, અને છૂપા આપઘાતો કોઈનીયે જાણ બહાર નથી.

કૌમાર્યના અભિલાષિત થનગનાટમાં લગ્નજીવનના રસિક ગંભીર ભાવોનો થતા મિલનને અંતે વિકાસ સુખ માગતી સ્ત્રીજીવનની કોઈ ભાવના એમને ફળી નથી. અને આપણે કીર્તિમોહના ગુલામો બની પોકળ કુલિનતા ખાતર અનેક નિર્દોષ દીકરીઓના ભવ બોળવા નિમિત્તરૂપ બન્યા છીએ. પ્રભુ ઇચ્છા આગળ આપણું કંઇ ચાલતું નથી! પરભવનાં પાપ હશે માની મનાવીને

આપણે વીસર્યા છીએ! કુલિન બાપની દીકરી અને કુલિન ઘરની પૂત્રવધૂથી શું થાય, હજી આપણે આગળ ડગ ભર્યું નથી.

આજે સમાજને અંધારે ખૂણે રડી રહેલા એ યૌવનને આપ જેવા સ્વતંત્ર રીતે મહાલતા યુવાનોના આશાભીના યૌવનસહચારની જરૂર છે. અને એ જરૂર પૂરી પાડવા આપે 'મારો નિશ્ચય' પ્રગટ કરી સાચે જ હમદર્દી, હિંમત અને હેસિયત દાખવ્યાં છે.

પાટીદાર સમાજમાં પ્રવર્તતા સામાજિક અન્યાયી વર્તાવ અને જોહુકમીના જુલ્મ તળે પાળવામાં આવતા ફરજિયાત વૈધવ્યની પ્રથા સામેની આપની હમદર્દી અને દિલસોજીનાં મૂલ્યાંકન થઇ શકે તેમ નથી જ. આપના વડીલોની પ્રચલિત અર્થની સુધારકવૃત્તિની જાળમાં ન ફસાતાં આપે કરેલો 'એકો બળાવો' સાચે જ કદર માગી લે છે. પણ... એ મૂલ્યાંકન, કદર કે દિલના દર્દની જડીબુટ્ટી શું એજ હોઇ શકે કે 'કોઇ વિધવા સાથે લગ્ન?' હું માનું છું કે એથી આપની ગણતરી ખોટી પડવાનો સો ટકા સંભવ છે.

વળી આગળ ચાલતાં આપ પસંદગી પ્રત્યે અંગૂલિ નિર્દેશ કરો છો અને લખો છો કે 'મોટાં ગણાતાં ગામો પૈકી એટલે કે છગામ, બારગામ વગેરે ગોળ પૈકીની જ!' આ મર્યાદાનો હેતુ જરા સ્પષ્ટતા માગી લે તેવો છે. આપે વિધવા સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો પછી તે ક્યાંથી આવે એની મર્યાદાનું પ્રયોજન! ચરોતર, કાનમ, વાકળ, દસક્રોઇ કે દક્ષિણમાં વસેલા પાટીદારોમાંથી આપના વિચારોને અનુકૂળતા આપે એવી કોઇ વિધવા હોય તો ન ચાલે? તારાપુર, પીરસદ કે સત્તાવીસના કોઇ ગોળની વિધવાબહેન માટે આપના ભાવિગૃહસ્થ જીવનના દરવાજા બંધ રાખવાનું કંઈ કારણ? માત્ર કુલિન ગણાતા કુટુંબની જ નથી એટલે આપની પસંદગીમાં ન ઉતરે એમાં ઊંચનીચના ભેદભાવ નથી શું?

આપના જ કાર્યક્ષેત્રમાં, આપની સાથે જ કામ કરતી, આપના આદર્શ જીવન સાથે ભારોભાર સંકળાયેલી અને ભાવિ સુખનાં અનેક સ્વપ્નો રચતી કોઇ હરિજનબહેન કે જે વર્ગ પ્રત્યે આપને પૂરી હમદર્દી છે તેમાંથી કોઇ નૈનારી બનાવે તો શું બેવડો લાભ નથી થતો? હરિજન અને તેમાંની વિધવામાં સુવર્ણ અને સુગંધનો મેળ નથી શું? કે પછી આપના નિશ્ચયમાં માત્ર કુલિન ઘરની, ધજ કુટુંબની કોઇ વિધવા સાથે જ લગ્ન કરી આપના અને તેના બન્નેના કુટુંબોની કહેવાતી કુલિનતાના બન્ને ગાલ પર તમાચો મારી વૈરવૃત્તિની તૃપ્તિ કરવી છે? વેરની તૃપ્તિ વેરથી ક્યાંય થઇ છે! હવે ધારો કે આપની ગણતરી મુજબની કોઇ બહેન આપને મળી ગઇ અને આપનાં લગ્ન થઇ ગયાં. એથી કુલિન કહેવાતા સમાજના માનસ અને વ્યવહારમાં શું ફેર પડશે? મારી માન્યતા મુજબ તો આપના જેવા

કુલિન કુટુંબનો એક દીકરો આવું લગ્ન કરતાં વરની સંકડામણથી ત્રાસી ગયેલા કન્યાપિતાઓમાં એકનો વધારો થશે. અને પરિણામે આપની જ જ્ઞાતિની એક કુંવારી કન્યાનું બલિદાન ક્યાંક દેવાશે.

આપે જોયું હશે કે આપણાજ ઘર, કુટુંબ, ગામ કે જ્ઞાતિમાં તમારી સામેજ ૫૦–૬૦ વર્ષની ઉમરના પુરુષોનાં નન્દીલગ્ન થાય છે. એક ઉપર બીજી કરવાના અનેક દાખલા બને છે, કૂવા હવાડા કરતી કે અગ્નિસ્નાન કરતી બહેનોનો તોટો નથી, ધર્મના બહાના હેઠળ હજારો પાપલીલાઓ ખેલાય છે, અને છૂપાછુપીના વ્યભિચારોનો તો ક્યાંય હિસાબ નથી. આ સૌનું મૂળ છે ગોળની મર્યાદા, કન્યાઓની વરનાં અભાવે વધતી જતી યૌવનાવસ્થા. આપને માત્ર વિધવાઓ પ્રત્યે હમદર્દી લાગી છે પણ વરના અભાવે યૌવનાવસ્થા વટાવી જતી ૨૦–૨૫ વર્ષની કન્યાના અકાળે હોલવાઈ જતા યૌવનદીપકની દીવીમાં તેલ પૂરવાની જરૂર જણાય નથી.

આ બન્ને દૃષ્ટિએ આપના નિશ્ચયને વિચારી જોતાં મારો નમ્ર અભિપ્રાય એ છે કે આપના નિશ્ચયથી માત્ર એકજ વિધવાબહેનનું જીવન અલ્પ સુખની ભ્રાંતિમાં આપની સાથે જોડાઈ જશે. અને એ જોડાનાર બહેનના જીવનમાં પણ આપ પુરુષના આધિપત્ય અને ધણીપણાની ગુલામીની રૂપાળી મહોર વાગી જશે. પણ એથી શું પાટીદાર વિધવાબહેનો, કુંવારી કન્યાઓ, છોડેલી વહુદીકરીઓના જીવનમાં ક્રાંતિની ચીનગારી મૂકાશે? હું નથી માનતો કે આમાનું કંઈજ બને.

હવે આપના નિશ્ચય પરત્વે પૂરી હમદર્દી રાખી કેટલાંક દિશાસૂચનો કરું છું. આપના એ નિશ્ચયને અમલી સ્વરુપ આપ્યા પહેલાં ગોળના વાડાને ભાંગી ભૂકા કરવાનો કોઈ રચનાત્મક વ્યૂહ ગોઠવો. પહેલાં છીંડાં પાડો. કાર્યક્રમ મુજબ અંદરનાંને બહાર કાઢો, વડીલશાહીની રાતી આંખ નીચે દબાઈ ગયેલી બેનદીકરીઓ ગમે તે ગામ કે કૂળના લાયક યુવકો સાથે સ્વતંત્ર રીતે લગ્નગ્રંથીથી જોડાય એવો કોઈ અખાડો ઊભો કરો. અને એમ કરતાં આવી પડનાર આપત્તિઓનો સામનો કરવાને જરૂરી હિંમત અને હેસિયત કેળવો. દેખીતુંજ છે કે આવાં લગ્નોની ટકાવારી વધતાં, વરનાં બજારમાં મંદી આવશે. સંકુચિત્ત વાડાને બદલે આપણને સાથ દેનારી વીર બહેનો જુદા જુદા વિશાળક્ષેત્રમાં પથરાએલી હશે અને એમ થતાં એમના પરિચયમાં આવતી વિધવા બહેનોના ઐચ્છિકલગ્નગ્રંથીનો પ્રશ્ન આપોઆપ ઊકલી જશે. યાદ રાખો કે, ક્રાંતિના દીપકમાં પુરવાનું તેલ માગવા, છીનવવા કે ઉધાર લેવાનો સૌ કોઈનો ધર્મ છે. પ્રભુ કિં બહુના? ક્રાંતિ અમર રહો!

હાલ
એચ. એમ. ટ્રેઝરી
નાઈરોબી

લિ., આપનો સમવયસ્ક,
**ચન્દુભાઈ ભાઈલાલભાઈ પટેલ**
ડભાસી ફળિયા, ભાદરણ

# 'મારો નિશ્ચય'ના પ્રશ્નો

શ્રી. જશભાઇ વિઠ્ઠલભાઇ પટેલ

ફાગણ માસના અંકમાંનો 'મારો નિશ્ચય' લખાણ વાંચ્યા પછી કેટલાંક ભાઈબહેનોમાં જે પ્રત્યાઘાતો પડ્યા છે અને મને જે નોંધપાત્ર લાગ્યા છે, એજ મેં ટૂંકમાં સવાલજવાબના રૂપમાં આપ્યા છે.

એક ભાઇ—તમને છ, બાર ગામના ગોળની પસંદગીમાં ઊંડે ઊંડે કુળવાનશાહીનું અભિમાન નથી શું?

જવાબ—ના, એ જે કુળવાનશાહીનું અભિમાન તમને લાગે છે એ તોડવાનો મારો ઇરાદો છે, અને તેથી જ મેં એ ગામોની ક્રમશઃ પસંદગી રાખી છે. બીજું કારણ એ પણ છે કે મારી અસર જો થવાની હોય તો મારા ગોળમાં જ સારી રીતે થઇ શકે. આ સંબંધમાં મને પૂ. ગાંધીજીનું એક વચન યાદ આવે છે. 'નજીકનાની સેવા કરતાં દૂરના રહી જાય છે અગર તેમને હાનિ થાય છે એવો આભાસ આવવાનો સંભવ છે, પણ તે આભાસ માત્ર છે. નજીકનાની શુદ્ધ રીતે સેવા કરવામાં આવે તો એ દૂરનાની પણ સેવા જ છે.'

બીજા ભાઇ—આપણા ગોળમાં જે વૈધવ્ય પાળવાની પ્રથા છે તે શોભા આપનારી છે. એમાં બહેનોનો ત્યાગ, સંયમ વગેરેની ભાવનાઓ રહેલી છે. આ તોડવા જેવી પ્રથા નથી. વિધવાને સંયમ પાળવામાં મદદ થાય એવું વાતાવરણ પેદા કરવાની જરૂર નથી શું?

જવાબ—એવું વાતાવરણ પેદા કરવાની જરૂર છે. પણ એ જરૂર બંને જાતિ માટે છે. ત્યાગ અને સંયમ ઇષ્ટ છે પણ એ વાતો માત્ર આદર્શમય લાગે છે. વહેવારમાં ત્યાગ અને સંયમ જળવાતા નથી અને માત્ર વાતો જ રહે છે મારો વિરોધ ફરજિયાત વૈધવ્ય પ્રથાની સામે છે.

ત્રીજા ભાઇ—નાતરીઆ નાતોમાં મહાન પુરુષો પાકયા છે? જો આપણી નાત નાતરીઆ થઇ જશે, તો તેજસ્વી પ્રજા નહિ પાકે. નાતરીઆ નાતો તપાસો, એમાં કયો મહાન પુરુષ પાકયો છે? ગાંધીજી, સરદાર સાહેબ, જવાહરલાલજી, રાજાજી વગેરે શું નાતરીઆ નાતોમાં પાકયા છે?

જવાબ—મહાન પુરુષો પકવવાનો ઇજારો કંઇ ઊંચી કહેવાતી કોમોનો નથી. કહેવાતી નીચી કોમોને એટલી તક આપવામાં આવી નથી. બાકી

ઝૂંટવી લેવામાં આવી છે. બીજા દેશોમાં જ્યાં પુનર્લગ્ન એ સહજ સ્વાભાવિક છે ત્યાં મહાન પુરુષો નથી પાકતા?

ચોથા ભાઈ—વિધવા અને હરિજનો પ્રત્યેના અન્યાયી વર્તાવમાં તમને શું ખાસ વિશિષ્ટ તત્ત્વ લાગ્યું છે?

જવાબ—હરિજનોનો ધાર્મિક રીતે બહિષ્કાર છે. વિધવાનો સામાજિક રીતે બહિષ્કાર છે. લગ્નપ્રસંગ વગેરેમાં એ અછૂત જેવી છે. ખુદ એના જીવનના અધિકાર ઉપર મૂળમાંથી જ ઘા માર્યો છે. સ્ત્રી-પુરુષનું કાર્ય પોતાના વંશને લંબાવવા માટેનું છે. એ ભૂખતરસની જેમ તદ્દન કુદરતી છે. દરેક પ્રાણી માત્રમાં જાતિય સંજોગની ઇચ્છા એ તદ્દન સ્વાભાવિક, કુદરતી છે—જેનાથી વિધવાને વંચિત રાખવામાં આવી છે. વિધવા સંયમ પાળે, કામ-વિકારને કાબૂમાં રાખે એ બધું ઇષ્ટ છે. પણ વહેવારમાં તમને શક્ય લાગે છે?

પાંચમા ભાઈ—કોઈ વિધવા પરણવા તૈયાર હોય અને એને તમારું હરિજન કાર્ય આડે આવતું હોય તો શું?

જવાબ—એ શી રીતે ચાલે? મારે હરિજન કાર્ય કરવું છે. અને મારા ઘરમાં હરિજન ભેદભાવ સિવાય રહી ન શકે, જમી ન શકે તો કેવું બેહૂદું લાગે? મારે એ ભેદ ટાળવો જોઈએ ને?

છઠ્ઠા ભાઈ—કુંવારી છોકરીઓ માટે વરનો પત્તો પડતો નથી ત્યાં તમે વળી વિધવાને પરણાવવાની વાતો કરો છો!

જવાબ—આ દોષ આપણા પુરુષોનોજ છે. વસ્તીપત્રક મુજબ સ્ત્રીઓની પુરુષ કરતાં આઠ ટકા વસ્તી ઓછી છે. આપણે છોકરીઓ પરણાવવા માટે ગોળ બાંધ્યા, છોકરા માટે નહિ. છોકરો ગમે ત્યાં પરણી શકે. એટલે છોકરીઓ વધી પડેલી છે. કન્યાઓ ગમે ત્યાંથી લવાય પણ ગમે ત્યાં દેવાય નહિ એટલે પરિણામ શું આવે?

એક બહેન—તમે વિધવા સાથે લગ્ન કરશો તો બીજી વિધવાઓ કે જેને બે ત્રણ છોકરાં હોય એ પણ પરણવા તૈયાર થાય તો એ બાળકોનું શું?

જવાબ—ખરે જ, એવી કોઈ વિધવા પરણવા તૈયાર થતી હોય તો એને એમ કરવાનો અધિકાર હોવો જોઈએ. પુરુષ બે ત્રણ છોકરાં હોય છે છતાં નથી પરણતા શું? બીજી કોમોમાં કે જેમાં પુનર્લગ્નો થાય છે એમાં બાળકો માટેની જોગવાઈ રાખેલી હોય છે. આપણે પણ એ રીતે અગર આપણને અનુકૂળ આવે એવી રીતે વ્યવસ્થા કરી શકીએ. કોઈ પણ વ્યક્તિ અગર કોઈ પણ વર્ગ ઉપર એક વર્ગના સ્વાર્થ ખાતર ફરજ ન લાદવી જોઈએ.

બીજી બહેન—તમને વિધવાનો કયો પ્રસંગ સૌથી વધુ કરુણ લાગ્યો કે જેથી તમે આ પગલું ભરવા પ્રેરાયા ?

જવાબ—આવો એક પ્રસંગ મારા ગામનો જ છે. વિધવા થનાર બહેન પરગામથી એકદમાં આવેલાં. એ બહેનને પરણ્યાં માંડ માંડ ૭ મહિના થયેલા. એકાદ વખત રહેવા પૂરતું સાસરે આવેલાં. આ બહેનને એક પ્રૌઢ સ્ત્રીએ કહ્યું, 'જો: ઊતર ઘર આવ્યુ'. આસપાસનાં બધાનાં મોં ઢીલાં થઈ ગયાં છે. બહેનને માંડ માંડ ઊભી કરે છે. ઉતરે છે. જેમ પગ ભાંગી ગયા હોય તેમ એ જમીન ઉપર લોચો થઇને ઢળી જાય છે. એક ભાઈ એ બહેનને ઊંચકી જાય છે. આ દશ્યે મારા ઉપર ખૂબજ અસર કરી છે. ઘર આગળ ભેગી મળેલી સ્ત્રીઓ કૂટે છે. આ કૂટવાના અવાજથી એ વિધવાબહેનને હીસ્ટીરીઆ આવે છે. વારંવાર હુમલા આવે છે. મને લાગ્યું કે આ કૂટવાનું બંધ રાખવું જોઇએ તો એને હુમલા ઓછા આવે. મેં એ કુટુંબના મોટેરાઓને વાત કરી પણ સ્ત્રીમંડળમાં કોણ જાય? મારાથી ન રહેવાયું. હું ગયો. બહેનોને ન કૂટવા વિનંતી કરી-કૂટવાથી એ બહેનને હીસ્ટીરીઆ આવે છે. કુટવાનું બંધ રાખો તો ઘણું સારું. એક પ્રૌઢ બહેને ઊંચા સ્વરે તુરત જ જવાબ આપ્યો—'જુવાન જોધ જેવો છોકરો મરી ગયો છે. પછી કાંકણમાંકણ કર્યા વગર ચાલતું હશે! વાયુ આવે એમાં શું થઇ ગયું? ભલે વાયુ આવતું. મરી જશે તોય દીસતી રહી! એ જુવાન છોકરો ગયો ત્યારે ના રહ્યાં?' આ જવાબ મને ખૂબ સાલ્યો. હું રડી પડયો......

ત્રીજી બહેન—વિધુર વિધવાને પરણે એ જાણે બરાબર છે. પણ તમે કુંવારા છો માટે કુંવારી કન્યાને પરણવું એ ન્યાય નથી શું? એવો કાયદો ન ઘડાય કે વિધુર વિધવાનેજ પરણે?

જવાબ- એવો કાયદો તો કેમ ચાલે? ધારો કે કોઇ છોકરી એવું કહે કે મારે તો અમુક વિધુર સાથેજ લગ્ન કરવું છે તો? આપણે એને શી રીતે ખાળી શકીએ? લગ્ન એ એનો વ્યક્તિગત સ્વતંત્ર પ્રશ્ન છે. પણ મને લાગે છે કે વિધુરોને કુંવારી કન્યાઓ જ્યાં સુધી પરણવા મળતી હોય ત્યાં સુધી એ શું કામ વિધવાઓને પરણે? તમને સ્વમાન હોવું જોઇએ તો એ કાયદો આપમેળેજ થઇ જશે. હું કુંવારો છું એ ખરું પણ મને લાગે કે મારે આ મારી ફરજ બજાવવી જોઇએ તો મારે બજાવવી રહી. મારાથી કેમ વિધુરોની રાહ જોઇ બેસી રહેવાય?

# લગ્નવિચ્છેદ અને હૃદયમેળ

## શ્રી. અનીલા દેસાઇ

અનેક પત્નીવિવાહ પ્રતિબંધનો કાયદો થયા પછી લગ્નવિચ્છેદનો કાયદો તો અનિવાર્ય જ હતો. પુરુષો નિઃસંકોચ એક ઉપર બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યે જતા તેમને એ કાર્યમાં પ્રતિબંધનો કાયદો થયો એટલે એમણે કોઇ રસ્તો તો શોધી જ કાઢવો જોઇએ ને ? લગ્નવિચ્છેદના કાયદાની હું વિરુદ્ધ નથી. એક પત્નીવિવાહના કાયદા સાથે લગ્નવિચ્છેદનો અવકાશ રહેવો જ જોઇએ. જગતના જે દેશોમાં એક પત્નીવિવાહનો કાયદો છે ત્યાં બધે જ લગ્નવિચ્છેદની અનુકૂળતા રાખવામાં આવી છે. ખ્રિસ્તી ધર્મના રોમન કૅથોલિક ચર્ચમાં લગ્નવિચ્છેદની પરવાનગી નથી. જો કે એક પત્નીવિવાહ ફરજિયાત છે. તેમ છતાં જે જે દેશોમાં રોમન કૅથોલિકો વસે છે તે બધા દેશોના કાયદામાં લગ્નવિચ્છેદની પરવાનગી આપવામાં આવેલી છે, એટલે સેંકડો રોમન કૅથોલિકો ચર્ચની ઉપરવટ થઇને કાયદાનો લાભ લઇ લગ્નવિચ્છેદ કરે છે અને રોમન ચર્ચ એવાં સ્ત્રી પુરુષોનાં ફરી લગ્ન કરતું નથી તેથી દેશના કાયદા મુજબ રજીસ્ટર્ડ લગ્નોનો લાભ આવા માણસો લે છે. ઇટલી, ફ્રાન્સ, સ્પેન, આયર્લૅન્ડ, હંગરી, ઑસ્ટ્રીયા અને અમેરિકાના તેમજ હિન્દના રોમન કૅથોલિકોએ લગ્નવિચ્છેદ પણ કર્યા છે અને ફરી રજીસ્ટર્ડ લગ્નો પણ કરેલાં છે.

હિન્દુ સમાજમાં ઊંચી ગણાતી જ્ઞાતિઓમાં લગ્નવિચ્છેદ થઈ શકતો નથી. આને પરિણામે દુઃખ તો મોટે ભાગે સ્ત્રીઓને જ પડે છે, કારણ કે પુરુષો તો એક સ્ત્રીની હયાતીમાં, તે સ્ત્રીને છૂટી થવાની સ્વતંત્રતા આપ્યા વિના તેને તરછોડીને અને ગુજરાનની વ્યવસ્થા પણ કર્યા વગર, બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યા જ કરે છે. તે હવે અનેક પત્નીવિવાહ પ્રતિબંધના કાયદાથી બંધ થઇ ગયું. એટલે લગ્નવિચ્છેદના કાયદાથી વધારે રાહત તો પતિના ત્રાસથી પીડાતી, ક્રૂરપતિની મારઝૂડ વેઠતી, અસાધ્ય રોગથી અગર ગાંડપણથી પીડાતા પતિ સાથે કાયમની બંધાયેલી સ્ત્રીઓને મળશે. હિન્દુ સમાજની આવી અને એથી પણ વિશેષ ત્રાસ વેઠતી સ્ત્રીઓમાંથી કેટલી સ્ત્રીઓ આ કાયદો પસાર થાય તો તેનો લાભ લેશે એ જુદો પ્રશ્ન છે. મને લાગે છે કે બહુજ ઓછી સ્ત્રીઓ લાભ લેશે. મોટે ભાગે પુરુષો જ કાયદાની કાંઇ કાંઇ બારી શોધી કાઢીને એનો લાભ લેવાના છે. પરંતુ દસવીસ વર્ષે સમાજના વિચારોમાં ફેરફાર થશે ત્યારે સ્ત્રીઓ પણ આનો લાભ લેતી થશે એવી મને આશા રહે

છે. મારા મત મુજબ, લગ્નવિચ્છેદ માટે જે કારણો કાયદામાં જણાવવામાં આવ્યાં છે તે ઉપરાંત બીજાં કેટલાંક મહત્ત્વનાં કારણોનો એમાં સમાવેશ થવો જોઈતો હતો.

મારા ઉપર જણાવેલા વિચારોથી આપને જણાયું હશે કે લગ્નવિચ્છેદના કાયદાનો હું જરા પણ વિરોધ કરતી નથી. તેમ છતાં તે બાબતના મારા વિચારો જુદા છે અને તે હું રજૂ કરું છું.

લગ્નવિચ્છેદની જરૂર ક્યારે અને શા માટે પડે છે? વિચાર કરતાં મને લાગે છે કે જે દંપતીનો હૃદયનો મેળ સંપૂર્ણ રીતે મળેલો નથી હોતો, જેમનાં જીવન અભિન્ન નથી બની ગયાં હોતાં, જેમના વિચાર, દૃષ્ટિ, લાગણી, ભાવનાઓ એકબીજામાં ઓતપ્રોત નથી થયેલી હોતી, જેમને એક બીજા પ્રત્યે સર્વથા નિઃસ્વાર્થ અને ઉન્નત પ્રેમ ઉદ્‌ભવ્યો નથી હોતો તેમને જ લગ્નવિચ્છેદનો વિચાર પણ આવી શકે. જે દંપતીને પરસ્પર ગાઢ નિઃસ્વાર્થ પ્રેમ હોય, જેમના હૃદયનો એકબીજા પ્રત્યે સંપૂર્ણ રીતે મેળ થયેલો હોય, જેમના જીવનમાંથી દ્વૈત ભાવ નષ્ટ થયો હોય, શરીર ભિન્ન હોવા છતાં જેમના આત્માએ અદ્વૈત સાધ્યું હોય તેમને છૂટાં પાડવાનો, વિચ્છેદનો અવકાશ જ શી રીતે રહે? મારા કહેવાનો અર્થ હું વધારે સ્પષ્ટ કરું. જે સંજોગોમાં નવા કાયદામાં લગ્નવિચ્છેદની પરવાનગી આપવાનું જણાવ્યું છે તે સંજોગોમાં—અસાધ્ય રોગ, ગાંડપણ, માનસિક અગર શારીરિક ત્રાસ—માતા પોતાના પુત્રનો ત્યાગ કરવાનો, તેનાથી છૂટા થઈ જુદા રહેવાનો કદી વિચાર કરે ખરી? માતાનો પોતાના પુત્ર પ્રત્યેનો ગાઢ પ્રેમ, નિઃસ્વાર્થ સ્નેહ, હૃદયનું ઐક્ય, વત્સલતા એ એટલાં ઉચ્ચ કોટિનાં હોય છે કે તેને એવો વિચાર જ ન સૂઝે, પુત્રના અસાધ્ય રોગમાં એ જીવના જોખમે તેની નિકટ રહી તેની સારવાર કરે, તેના ગાંડપણના બધા ત્રાસ પણ સહન કરી લે. માતા અને સંતાનનો સબંધ જુદો જ છે એમ કોઈ કહેશે, હું કહું છું કે પતિપત્નીનો પ્રેમ એવી ઉચ્ચ નિઃસ્વાર્થ કોટિએ નહિ પહોંચ્યો હોય ત્યાં સુધી એ સાચો પ્રેમ જ નથી. એટલે જ હું કહું છું કે હૃદયનો સાચો મેળ ન હોવાને પરિણામે જ લગ્નવિચ્છેદની આવશ્યકતા ઊભી થાય છે.

આપણા સમાજમાં જે પત્નીઓ અત્યારે પતિની ઉપર જણાવેલી વિષમ સ્થિતિ વેઠયા કરે છે; તેમાંનાં બહુ જ જૂજ સંખ્યાનાં દંપતીનો સાચો હૃદયનો મેળ મળેલો છે. ઘણા મોટા ભાગની સ્ત્રીઓ તો કુટુંબના પરંપરાથી ચાલતા આવેલા સંસ્કારને પરિણામે, સમાજની રૂઢ થયેલી માન્યતાઓને

લીધે, સમાજમાં નિંદા થવાના ભયથી, કુટુંબની આબરૂ અને પ્રતિષ્ઠાના માની લીધેલા ધોરણનો ભંગ ન થાય એવી માન્યતાથી, છૂટા થયા પછીની નિરાધારી અને લાચારીનો ખ્યાલ રાખીને–એવાં એવાં કારણોથી અસહ્ય ત્રાસની સ્થિતિ વેઠી લે છે. છૂટા થવાનો કાયદામાં અવકાશ ન હોવાથી કેટલાંક સ્વચ્છંદને માર્ગે પણ જાય છે. હૃદયનો સાચો મેળ ન મળેલો હોવાને કારણે એ સ્થિતિમાં રહેવાનું પસંદ કરનારાં આપણા સમાજમાં હજારે એક પણ ભાગ્યે જ હશે એમ હું માનું છું. શી રીતે હોય ? એમના હૃદયનો પરિચય થયા વિના જ એમને પરિણીત જીવનમાં નાખવામાં આવેલાં હોય છે. લાખો દંપતીને પરિણીત જીવનમાં પણ એકબીજાનાં હૃદયનો મેળ સાધવાના પ્રસંગો પણ ભાગ્યે જ મળે છે. બન્નેના સંસ્કાર, આચાર, વિચાર, શિક્ષણ, જીવનની દૃષ્ટિ બધું જુદું જ હોય છે. કશામાં મેળ મળેલો હોતો જ નથી. પતિની આજ્ઞા ઉઠાવવી, તેની સેવા કરવી, વંશવૃદ્ધિ, બાળકોનું પાલન કરવું અને ગૃહનાં તથા કુટુંબનાં રોજરોજનાં નિયમિત કાર્યો કરવા ઉપરાંત તેમની બીજી કોઈ પણ ફરજ, ઉન્નતભાવના, ઉચ્ચ અભિલાષાઓ, ઉન્નત ધ્યેય જેવું કાંઈ હોતું જ નથી. બીજા સુધરેલા ગણાતા દેશોમાં જ્યાં પસંદગીનાં લગ્નો થાય છે–થવાનો અવકાશ છે એટલે થાય છે એમ માનવામાં આવે છે—ત્યાં પણ ઘણાં લગ્નોમાં આવેશ, મોહ, મોજશોખની અનુકૂળતા, જીવનમાં સુખ સગવડનાં સાધનો પ્રાપ્ત થવાની સરળતા વગેરે કારણોને લીધે ઘણાં લગ્નો થાય છે, અને લગ્નવિચ્છેદનો અવકાશ કાયદામાં હોવાને લીધે ત્યાં લગ્નવિચ્છેદના સંખ્યાબંધ દાખલા બને છે.

ટૂંકમાં, દંપતીજીવનમાં હૃદયનો સાચો મેળ એજ ખરી આવશ્યક વસ્તુ છે. એ ન હોય ત્યાં ઢોંગી જીવન ચલાવી લેવું, સમાજ કે કુટુંબની પ્રતિષ્ઠાની પરંપરાગત માન્યતાને ખાતર, અગર પત્નીની 'ફરજ' ના ખ્યાલને પરીણામે ઉત્પન્ન થયેલાં માનસથી અસહ્ય ત્રાસ નિરુપાયે વેઠી લેવો એના કરતાં લગ્ન વિચ્છેદના કાયદાથી રાહત મેળવવી એજ માર્ગ વધારે પ્રમાણિક અને સમાજની સ્થિરતા તથા સ્વાસ્થ્ય માટે વધારે સારો છે એમ મને લાગે છે.

પરંતુ સમાજના ઉન્નત ઘડતરની દૃષ્ટિએ તો હૃદયનો સાચો મેળ કેમ મળે એજ પ્રશ્ન વિચારવાનું વધારે અગત્યનું છે. આની ચર્ચા આપના પત્રના વાચકો કરે એવી મારી વિનંતી છે.+

+ 'જ્યોતિર્ધર'માંથી.

# ગણોતધારો અને જમીનમાલિક

શ્રી. બાબુભાઈ જશભાઈ પટેલ

[મુંબઈ ધારાસભામાં ખેડા જિલ્લા તરફથી મહાસભા પક્ષે ચૂંટાઈને ગયેલા નડિયાદના શ્રી. બાબુભાઈએ 'ગણોતધારા અંગે જમીન માલિકો અને ખેડૂતોને લક્ષમાં રાખીને એ આખા કાયદાનું પ્રશ્નોત્તરી રૂપે સ્પષ્ટીકરણ કર્યું છે. એમાંથી જમીનમાલિકોને સ્પર્શતા પ્રશ્નો અહીં ઉતાર્યા છે. **તંત્રી**]

**પ્રશ્ન:** તાજેતરમાં મુંબઈ સરકારે ગણોતધારો આખી પ્રજાને સુધરેલા સ્વરૂપમાં લાગુ કર્યો છે. પણ આપણા ઇલાકામાં જમીનદાર અને ખેડૂતના સંબંધ યુક્ત પ્રાન્ત કે બંગાળ જેવા નથી, તો પછી આવા કાયદાની જરૂર જ ક્યાં છે?

**ઉત્તર:** આપણા પ્રાંતમાં યુક્ત પ્રાન્ત કે બંગાળ જેવી જમીનદારી પદ્ધતિ નથી એ સાચું છે. પણ પોતાની મહેનતનો પૂરો બદલો ખેડૂતને મળે છે એમ તો આપણે કહી શકીએ એમ નથી. સમાજમાં સૌથી વિશેષ મજૂરી ખેડૂત કરે છે; સમાજને જીવતો રાખવા માટે જરૂરી અન્ન એ પેદા કરે છે—છતાં કંગાલમાં કંગાલ હાલત એની જ છે. એને પેટ પૂરતું ખાવાનું નથી, પહેરવા માટે પૂરતાં કપડાં નથી, અને રહેવા માટે ભાંગીતૂટી ઝુંપડી છે. જમીનદારી પદ્ધતિ આ પ્રાન્તમાં ભલે ન હોય, પણ ખેતી કરનારના આ હાલ છે એનો ઇન્કાર થઈ શકે તેમ છે? અને આ હકીકત સાચી હોય તો ખેડૂત અને જમીનદાર વચ્ચેનો સંબંધ સારો શી રીતે કહી શકાય? હા, ખેડૂત માથું ઊંચકતો નથી એટલા પૂરતો સારો કહી શકાય ખરો. પણ એ આવો દીનહીન રહે એ સ્થિતિ ન્યાયી ગણાય ખરી? આ અન્યાયી સ્થિતિનો શાન્તિપૂર્વકનો ઊકેલ, તે આ ધારો છે. આ ધારો સમાજની સુવ્યવસ્થા, શાન્તિ, અને આબાદીની દૃષ્ટિએ જ ઘડાયો છે.

**પ્રશ્ન:** આ પ્રકારનો ધારો ઘડીને મહાસભાવાદી પ્રધાનોએ જમીનદાર વર્ગનાં હિતનું નિકંદન નથી કાઢ્યું?

**ઉત્તર:** આ ધારો જમીનદાર વર્ગનાં વાજબી હિતનું નિકંદન કાઢે છે એ ખ્યાલ ભૂલ ભરેલો છે. જમીનદારની જમીનની માલકીને તેમજ જમીનનો પોતાને યોગ્ય લાગે તે ઉપયોગ કરવાના તેમજ જાતે ખેતી કરવાના હકને આ કાયદો જરા પણ સ્પર્શતો નથી. આ કાયદાથી ખેડૂતનું અમર્યાદિત અને અબાધિત શોષણ કરવાની જમીન ધારણ કરનારાઓની

સ્વાર્થવૃત્તિ પર માત્ર અંકુશ મૂકવામાં આવ્યો છે આ સંસ્કારી જમાનામાં એવી વૃત્તિ રાખવી એ સમાજનાં પ્રચલિત ધોરણથી વિરૂદ્ધ છે અને સમાજનો દ્રોહ છે.

જમીન માલિકને એમ લાગે છે કે પોતે મહેનત કરીને, પૈસા પેદા કરીને ખરીદેલી પોતાની જમીનરૂપી મૂડીનો પોતે કુલમુખત્યાર હોવો જોઇએ. એમાંથી પોતાને પસંદ પડે તે રીતે અને તેટલું ઉત્પન્ન મેળવવાનો તેને હક હોવો જોઇએ. આવા હક ઉપર મર્યાદા મૂકવી એ વ્યક્તિ–સ્વાતંત્ર્ય ઉપર કાપ છે. જરા ઊંડા ઉતરીશું તો આપણને સમજાશે કે જાતે ખેતી કરીને તેની બચતમાંથી ખરીદેલી જમીન તો જૂજ જ છે. બાકીની જમીન તો ધંધા, ઉદ્યોગ, વેપાર વગેરે મારફત પૈસા પેદા કરીને ખરીદાએલી અગર દેવાં પેટે આવેલી છે. અને એના બદલામાં આજસુધી મન ફાવતું ઉત્પન્ન મેળવ્યું છે. જેણે સાચી જાતમહેનતથી જ જમીન સંપાદન કરી છે તેને તો તે ખેડવાનો જ શોખ છે. અને તેને તેમ કરીને પૂરેપૂરું ઉત્પન્ન ભોગવતાં અટકાવવાનો આ કાયદાનો સહેજ પણ આશય નથી. પણ જમીનને જો મૂડી તરીકે જ ગણવાની હોય અને તેમાંથી લઈ શકાય તેટલો નફો બીજાની મજૂરીના જોર પર લેવાનો હોય તો તે પ્રકારનું વ્યક્તિ-સ્વાતંત્ર્ય આધુનિક સમાજના વ્યક્તિસ્વાતંત્ર્યના ખ્યાલથી વિરૂદ્ધ છે. આજનો સમાજ મિલમાલિકને પોતાની મૂડીના રોકાણના બદલામાં અનિયંત્રિત નફો કરવાનો હક છે એમ સ્વીકારતો નથી. મજૂરને રહેવાને ઘર, પહેરવાને કપડાં, ખાવાને અન્ન, માંદગીમાં સારવાર, વૃદ્ધાવસ્થામાં પેન્શન, અકસ્માત પ્રસંગે વળતર, સ્ત્રી મજૂરોને સુવાવડની રજા, મજૂરોનાં બાળકો માટે ભણતર અને ક્રીડાંગણો વગેરેની જરૂરી સગવડો, વગેરેની જોગવાઇ કરવાની મિલમાલિક પાસે અપેક્ષા રાખે છે. પોતાની મિલમાં પોતાને ફાવે તે શરતે લોકોને નોકરીમાં રાખવા દેવાની તેને છૂટ આપતો નથી. વ્યક્તિ-સ્વાતંત્ર્યને પણ મર્યાદા છે. સમાજની તંદુરસ્તી માટે જરૂરી હોય તેટલાં અને તેવાં બંધનો વ્યક્તિએ સ્વીકાર્યે જ છૂટકો છે. આટલાં અને આવાં બંધનો સમાજનાં બધાં જ તત્ત્વોને લાગુ છે. મિલમાલિક, ખાણવાળા, ચાના બગીચાવાળા, રેલ્વેઓ, કારખાનદારો, સૌએ આ બંધન સ્વીકાર્યાં જ છે, એટલે જે જમીન માલિક પોતાની જમીનને ઉપરનાઓની માફક પોતાની મૂડી ગણતા હોય તે આ જાતના અંકુશને પોતાના ખાનગી હક ઉપર કાપ સમજે એ યોગ્ય નથી.

**પ્રશ્ન:** મહાસભા આજ સુધી જેમના ભોગ ઉપર સમૃદ્ધ થઈ, જે મધ્યમ વર્ગ અને મોટા જમીનદારોના કાર્ય અને બલિદાનોના પરિણામે મહાસભાએ સત્તા મેળવી, તેમનાજ હક્ક ઉપર આ ગણોતધારો આ રીતે આક્રમણ કરે અને તેમને જ પોતાની સત્તાના પ્રથમ બલિ બનાવે એ શી રીતે ન્યાયી છે?

**ઉત્તર:** મહાસભાનો ઇતિહાસ બતાવે છે કે છેક ઉપલા થરના માણસોના ટેકાથી મહાસભાની શરૂઆત થઈ. અને ધીરે ધીરે વિકાસ પામતી પામતી આજે એ વિશાળ આમજનતાની સંસ્થા થઇ પડી છે. એની રચના અને પૂષ્ટિમાં ઉપલા થરના અને મધ્યમવર્ગના માણસોએ કીમતી ફાળો આપ્યો છે એનો ઇન્કાર થઇ શકે તેમ નથી. પણ પોતે જે વર્ગના છે તે જ વર્ગનાં હિતો સાચવવા માટે એ સૌ આઝાદીના સંગ્રામમાં ઝૂક્યા હતા એમ કહેવું એ એમના જ્વલંત ત્યાગને લાંછન લગાડ્યા જેવું છે. મહાસભાનાં અહિંસકોમાં ભાગ લઈને પારાવાર યાતનાઓ વેઠનાર કદી પણ એવો ખ્યાલ કરતા ન હતા કે પોતે જેને માટે લડે છે તે સ્વરાજ માત્ર ઉપલા થર અગર મધ્યમ વર્ગનાં સ્થાપિત હિતોના સંરક્ષણ માટેનું હશે. તે સૌને તો સ્પષ્ટ ખ્યાલ હતો કે તેમણે તો નવા હિંદુસ્તાનનું સર્જન કરવાનું છે અને શોષણરહિત સમાજ ઊભો કરવાનો છે. તેમ કરવામાં રાજીખુશીથી પહેલ કરવા તેઓ તૈયાર હતા. અને તેથી જ તેમણે ૧૯૩૧માં કરાંચી કોન્ગ્રેસના પ્રખ્યાત પ્રાથમિક મૂળભૂત હક્કોના ઠરાવથી માંડીને વખતો વખત આજ દિન સુધી જનસમુદાયના હાથમાં સાચી સત્તા અને જાત મહેનતનાં ફળ મૂકવાની પોતાની સંસ્થાના ઠરાવો મારફત અસંદિગ્ધ ઘોષણાઓ કરી છે. એટલે, વાસ્તવિક રીતે રાષ્ટ્રીય આઝાદીના સાચા લડવૈયાઓને તો આજે પોતાનાં વરસોનાં સ્વપ્નો સિદ્ધ થતાં જોઇને એક પ્રકારનો સંતોષ અને આનંદ થયો છે.

**પ્રશ્ન:** ગણોતધારોમાં સાંથનું નિયમન કયા પ્રકારનું છે?

**ઉત્તર:** પ્રાંતિક સરકાર વખતોવખત જુદા જુદા વિસ્તારો માટે સાંથના ઊંચામાં ઊંચા દરો નક્કી કરી જાહેર કરશે. આ દરો કોઇ પણ વિસ્તારમાં પોતની જમીન માટે તે જમીનના કુલ પેદાશના ચોથા ભાગ કે ભાગની કીંમતથી વધુ નહીં હોય. જો કોઇપણ રૂઢિને કારણે અગર ગણોતપટા કે બીજા લખાણને કારણે અગર કોઇ અદાલતના હુકમનામાની રૂએ આથી વધુ ભાગ કે સાંથ ઠરેલાં હશે તો પણ જમીન માલિક તે ધોરણે સાંથ કે ભાગ લઈ શકશે નહીં. પ્રાંતિક સરકાર જુદા જુદા વિસ્તારો માટે જાહેરાતો

કરીને ને તે વિભાગમાં આખી સાંથ અગર સાંથનો અમુક હિસ્સો પાકના ભાગ નહિ લેવાનો અટકાવી શકશે અને કાયદેસર રીતે ઠરાવેલી પદ્ધતિથી નેટલા ભાગની કિંમત જેટલી સાંથની રકમ ઠરાવી શકશે આવી જાહેરાત અમલમાં આવ્યા પછી તેટલા વિસ્તારમાં તે જાહેરાતની વિરૂદ્ધ ભાગ લેવો ગેરકાયદેસર ગણાશે. તે ભાગના બદલામાં તેની કિંમત નાણાંમાં ગણીને સરકાર સાંથ ઠરાવશે અને તે જ લઈ શકાશે. આવી જાહેરાત પછી તે વિસ્તારમાં કોઈ જમીનદાર નક્કી કરેલી સાંથને બદલે ભાગ લેશે અગર આ કલમ મુજબ ઠરાવેલી સાંથ કરતાં વધારે નાણાં લેશે તો એક હજાર રૂપિયા સુધીની દંડની શિક્ષાને પાત્ર થશે. આ કલમ સંરક્ષિત ગણોતિયો તેમજ સાદો ગણોતિયો બંનેને લાગુ પડે છે.

**પ્રશ્ન:** ગણોતિયાને કાયમનો ખેડહક મળી ગયો એટલે ગણોતિયો હવે જમીનમાંથી પોતાને કોઈ કાઢનાર ન હોવાથી બેદરકાર બનશે. **જમીન બગાડશે.** અને કેટલીક વાર સાંથ અગર ભાગ પણ નિયમિત નહીં આપે એમ નહીં બને?

**ઉત્તર:** જો ગણોતિયો મહેસુલનો છેલ્લો હપ્તો ભરવાની છેલ્લી તારીખ પછીના પંદર દિવસ સુધીમાં પણ સાંથ નહીં આપે, તો તેની પાસેથી કબજો મેળવવાનો જમીન માલિકને હક રહેશે. પણ તે બાબતમાં કબજો સોંપવાનો હુકમ કરતા પહેલાં ગણોતિયાને પંદર દિવસની અંદર સાંથની બાકી તથા દાવાનું ખર્ચ ભરપાઈ કરવાની અગર તેના જામીન આપવાની અદાલત સૂચના આપશે અને તેમ કરવામાં તે કસુર કરશે તો જ તે પોતાનો ખેડહક ગુમાવશે. પણ આવી રીતે ત્રણ વખત જે ગણોતિયો નિયમિત સાંથ આપવામાં કસુર કરશે તેને ફરીથી આવી તક આપવામાં આવશે નહીં.

વળી જમીનને કાયમનું નુકસાન થાય તેવું કાંઈ કૃત્ય ગણોતિયાએ કર્યું હશે તો પણ જમીન માલિક તેને લેખીત નોટીસ આપીને તેણે કરેલા બગાડ તરફ તેનું ધ્યાન ખેંચશે અને એક વરસમાં જમીન પહેલાં હતી તેવી તે ગણોતિયો નહીં બનાવે તો તેને જમીન ખાલી કરાવવા માટેનાં પગલાં લઈ શકશે. આ રીતે જમીનનો કાયમનો ખેડહક મળવાથી ગણોતિયાને ગમે તે રીતે વર્તવાનો પરવાનો મળી જતો નથી. કારણ કે કાયમનો ખેડહક આપવાનો હેતુ એને નિર્ભય અને સ્થિર બનાવીને ખેતીની સુધારણા કરવાનો છે અને કરે તો એની મહેનતનું ફળ એને મળે એ જોવાનો છે.

**પ્રશ્ન:** સાંથનું ધોરણ ચોક્કસજ થયેલું હોવાથી જમીનની સુધારણામાં જમીનદાર કે ખેડૂત બેમાંથી એકને પણ રસ નહિ રહે. પરિણામે જમીનના કસ ઉતરી જશે અને બેનેને નુકશાન થશે તેનું શું?

**ઉત્તર:** જમીનમાં સુધારો કરે તો પણ જમીનદાર ૧/૩ કે ૧/૪ જે નક્કી ધોરણ છે તેથી વધુ પાક તો નહિ મેળવી શકે, તે કારણે તે જમીન સુધારવા તરફ બહુ લક્ષ્ય ન આપે એ સમજી શકાય તેમ છે. પણ ખેડૂત કે જેને જમીન સાથે હવે સીધો અને ઘનિષ્ટ સંબંધ થશે તે જમીન વધારે રસપૂર્વક ખેડશે અને સુધારણા કરશે. આજ સુધી જમીનના ખેડહક વિષે તેને અશ્રદ્ધા હોવાથી તેને તે સુધારવામાં રસ ન હતો. કારણ કે સુધારે તો પણ કદાચ જમીનદાર સાંથ વધારે કે તેને બદલે બીજો તેને ભય હતો. હવે તે ભય નાબુદ થતાં ખેડૂત પોતાના જ હિતમાં પડે ને વધારે પાક મેળવવા ખાતર જમીનની સારામાં સારી કાળજી લેશે એવો સંભવ છે. એટલે પરિણામે આજના કરતાં જમીનનો કસ વધશે અને પ્રાંતને પાકની દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ લાભ થશે.

**પ્રશ્ન:** સાંથનું ધોરણ નક્કી કરવાની કુલ સત્તા મામલતદાર અને સિવિલ જજને આપી છે તેના પરિણામે ઘણો ખરો આધાર આ અમલદારોના માનસ ઉપર જ રહેશે. અને ન્યાયનું એકધારું ધોરણ નહીં રહે. એ ભય કેટલે અંશે સાચો છે?

**ઉત્તર:** મામલતદારને સાંથ નક્કી કરવાની સત્તા આપી છે, તથા પહેલા વર્ગના સિવિલ જજને એમના નિર્ણય ઉપર અપીલ સાંભળી ચૂકાદો આપવાની સત્તા આપી છે તે સાચું છે. પણ સાથે સાથે જ તેને અંગે તપાસ માટે અમુક ધોરણ નિશ્ચિત છે.

જે કાંઈ સાંથ નક્કી કરવામાં આવશે તે પીયતની જમીન માટે તે જમીનની કુલ પેદાશના ૧/૪ કરતાં વધુ નહીં હોય. આ મર્યાદા લક્ષમાં રાખ્યા પછી નિર્ણય કરવામાં નીચેની બાબતોનો ખ્યાલ રાખવો પડશે.

(૧) આવા પ્રકારની આજુબાજુની બીજી જમીનોનું સાંથનું ધોરણ.
(૨) આ વિભાગમાં આ જાતની બીજી જમીનોમાં ખેતીમાંથી ચોખ્ખો નફો.
(૩) આ પ્રદેશમાં પાકોના અને જુદી જુદી ચીજોના ભાવનું ધોરણ.
(૪) જમીન માલિકે જમીનમાં કરેલા સુધારાની ગણત્રી.
(૫) આ જમીન માટે આપવું પડતુ મહેસુલ.
(૬) સરકાર નિયમોથી બીજાં જે કાંઈ ધોરણ નક્કી કરે તે.

આ બધા ચોક્કસ નિયમોને કારણે સાંથ મનસ્વીપણે નક્કી થવાનો સંભવ નથી.

# ગામડાંમાં વૉટરવર્ક્સ

## શ્રી. સોમાભાઈ કિશાભાઈ પટેલ

આજકાલ ચરોતરનાં કેટલાંક ગામો વૉટરવર્ક્સ કરવાનું વિચારી રહ્યાં છે, તે વખતે એ સંબંધી મને આવતા વિચારો જાહેર કરવાનુ જરૂરી લાગે છે.

ચરોતરનાં ગામડાંમાં મોટે ભાગે પાટીદારો અથવા બારૈયાઓની વસ્તી બહુમતિમાં હોય છે. મોટા ભાગે લોકો ખેતીનો ધંધો કરે છે. લડાઈનાં વરસો પહેલાં તો ઘણા ખેડુતો દેવાદાર હતા. જમીનો ઘણી ટૂકડી છે. ગામમાંથી બીજે ધંધે બહારગામ કે પરદેશ ગયેલા લોકો પૈકી કેટલાકની આર્થિક સ્થિતિ સારી છે. સ્થાનિક રહેનાર, પૈકી કોઈક વેપારમાં કમાતા હશે. બાકીનાની મોટે ભાગે આર્થિક સ્થિતિ નબળી છે એમ કહી શકાય. દરેક ગામમાં જેગના પાસે બચતના હજાર, બે હજાર અને પાંચ હજાર રૂપીઆ હોય તેવાં કુટુંબો ગામનાં કુલ કુટુંબોના કેટલા ટકા છે, તેના આંકડા કોઈ કાઢે તો પરિસ્થિતિ કેવી છે તેનો તેને ખ્યાલ આવી જશે. હું તો માનું છું, કે એકંદરે આપણા ગામડાંના લોકો મોટે ભાગે ગરીબ છે. તેમના ઉપર સરકારના સીધા અને આડકતરા કરનો મોટો બોજો છે. હાલમાં પ્રજાકીય સરકાર છે પણ પ્રજાકીય સરકારને અનેક કામ કરવાનાં છે. તેથી કરનો બોજો અત્યારે તો વધે છે, ઘટતો નથી. એક જ-દાખલો આપું છું. ગયે વરસે મુંબાઈ સરકારે સેલ ટેક્ષ નાખ્યો છે. લોકલફંડ એકને બદલે બે આના થયું છે અને ત્રણ આના થવાનો સંભવ છે. આમ એક બાજુ કરનું ભારણ વધતું હોય ત્યાં નવા કર વૉટરવર્ક્સનો પાડવો તે ઇષ્ટ છે કે કેમ, તેનો ખાસ વિચાર કરવાની જરૂર છે

ગામડાનું જીવન એટલે સાદું અને મહેનતુ જીવન. પુરુષો ખેતીનું કામ કરે, સ્ત્રીઓ ઘરકામ કરે. વળી સ્ત્રીઓ ઘરકામ ઉપરાંત એની કામમાં પણ થોડી મદદ કરે. જ્યાં આ રીતે સ્ત્રીઓ ઉદ્યમી જીવન ગાળે છે ત્યાં યુક્તાહાર નથી મળતો છતાં તેમનું આરોગ્ય સારું છે. જ્યારે બીજી બાજુ મધ્યમ વર્ગ અને કહેવાતા ઊંચા વર્ગની સ્ત્રીઓને કસરતનાં કામ ઓછાં થવાથી તેમની તંદુરસ્તી બગડી છે, એ નિર્વિવાદ છે. ઘણાં નાનાં નાનાં ગામોમાં એંજીનથી ચાલતી- ઘંટીઓ આવી છે. પરિણામે સ્ત્રીઓની દળવાની કસરત ગઈ છે. હલર આવ્યાં છે તેથી ખાંડવાની કસરત ગેઈ અને પોષણ તત્ત્વની દૃષ્ટિએ ઉતરતા પ્રકારના સંચે ખાંડેલા ચોખા લોકો ખાતા થઈ ગયા છે. હવે વૉટર વર્ક્સ આવે એટલે પાણી લાવવા નિમિત્તે ઘર બહાર જવાનું બંધ થાય.

પરિણામે કૂવા કાંઠે એક બીજાને મળવાનું, સુખદુઃખની વાત કરવાનું બંધ થાય અને પાણી ખેંચવાની કસરત પણ જાય. ખેડૂતોની આવક એટલી ઓછી છે કે તેમાં જો તે કરકસર ન કરતાં નવાં નવાં ખર્ચ વધારતો રહે તો અંતે તેના દેવામાં વધારોજ થવાનો. વળી હાલમાં લડાઇનાં વરસોમાં થોડા ઘણા પૈસા હાથમાં આવેલા જણાય છે તેના ઉપર કૂદાકૂદ કરી વિલાસને માર્ગે વેડફી દેવાથી પાછળથી પસ્તાવાનો વખત આવશે.

વૉટરવર્ક્સની સાથે ગટરોની વાત આવે છે. જ્યાં ગીચ વસ્તી હોય અને મોટાં શહેરમાં પાણી ઘણે દૂરથી લાવવાનું હોય, વળી જ્યાં સ્ત્રીઓ બીજા કોઇ હુન્નર ધંધામાં રોકાઇ કમાણી કરતી હોય ત્યાં વૉટરવર્ક્સ હોય તે સમજી શકાય તેવી વાત છે. અને ગીચ વસ્તીમાં વપરાતું નકામું પાણી બહાર જવાની સગવડ પણ જરૂરી થઇ પડે. પરંતુ હજુ મુંબાઇ જેવા મોટા શહેરના પરાંમાં અને અમદાવાદ જેવા શહેરની બહાર વસેલી સોસાયટી-ઓમાં પણ ગટરની સગવડ નથી અને આપણે ગામડાંમાં ગટરો કરવાની વાત કરીએ છીએ, તે બેહૂદું નથી લાગતું ? શહેરોમાં ન હોય તેથી ગામડાંમાં ન કરવી એ દલીલ યોગ્ય નથી. છતાં હું માનું છું કે એ એક ઘણી ખરચાળ યોજના છે. વળી ગટરોને ચાલુ સ્થિતિમાં રાખતાં અને પાણીનો નિકાલ કરતાં જે ખર્ચ વાર્ષિક આવે તેનો બોજો માણસ દીઠ કેટલો પડે તે જાણ્યા સિવાય ગટરોની વાત કરવી, એ બેહૂદું નથી ? આ કંઇ એવું ખર્ચ નથી કે જે એકવાર કરી દીધો એટલે લગભગ નિરાંત થઇ જાય. ગામડાંમાં ઘણીએ વસ્તુઓ કરવા જેવી છે. દા. ત. શાળાઓ માટે સારી જગ્યાએ હવા ઉજાસ-વાળું સાદું સુંદર મકાન, જ્યાં ભવિષ્યના નાગરિકોનું ઘડતર થવાનું છે અને જેનું ખર્ચ એકવાર જ કરવાનું છે, તેવાં શાળાનાં સારાં મકાનો કેટલાં ગામડાંમાં છે ? એટલે આળસુ જીવનની ટેવ પાડનાર અને ખેડૂતની ટુંકી આવકમાંથી ખર્ચ વધારનાર આવી યોજનાઓ ગામડાં માટે બિનજરૂરી છે એમ હું માનું છું.

ડા. ભાઇલાલભાઇ પટેલ એક બાહોશ એન્જીનીઅર છે. વલ્લભ વિદ્યા-નગરની તેમની કલ્પના સુંદર છે. વ્યવહારૂ પણ છે. મને તે કલ્પના ખૂબ ગમે છે. ચરોતરમાં આવું એક આદર્શ નગર વસે અને ત્યાં બધી વર્તમાન યુગની સુખસગવડો હોય તે અનેક કારણોથી ઇચ્છવા યોગ્ય છે. ચરોતરનાં ગામોમાં થોડાક લોકો ઠીક ઠીક પૈસાવાળા થયા છે. આવા પૈસાવાળા લોકો જેઓ શ્રમ કરવામાં હીણપત માને છે અથવા મોટાઇના ખોટા ખ્યાલમાં આવે કામ કરતા નથી તેવા લોકો ગામડાંમાં આ વૉટરવર્ક્સ વગેરેની યોજનાઓ

# અન્નજળ પાણી

## ઈશ્વર પેટલીકર

મોહનભાઈ સાથેનો મારો સંબંધ કૉલેજકાળ દરમિયાનનો. એક બીજાના સહવાસમાં આવવાનું બન્યું હૉસ્ટેલના એક રૂમમાં અનાયાસે સાથે રહેવાનું થયું તેમાંથી. પરંતુ તે વાતને આજે દશ વર્ષનાં પાણી વહી ગયાં. છેલ્લાં આઠ વર્ષથી મોહનભાઈ આફ્રિકા છે. વચ્ચે એક વખત ૭ મહિના આવ્યો ત્યારે થોડો સહવાસ સધાયો હતો. આજે ઘણા સહૃદયી મિત્રો મને તે પછી મળ્યા છે. છતાં મોહનભાઈ અને હું, કૉલેજકાળ દરમિયાન હતા એટલા જ ગાઢ મિત્રો છીએ. બલ્કે વરસોએ જો એમાં કંઈ ફેર કર્યો હોય તો એ મિત્રતાને ગાઢતર બનાવવાનો. બીજી બાજુ, અમે બંને કાગળપત્ર લખવામાં એવા આળસુ છીએ કે ૭ ૭ માસના ગાળાની કાળરેતી સરી જાય છે તેની અમને ખબર પડતી નથી. અને પડે છે ત્યારે એકબીજાને પત્ર ન લખવાનો ઠપકો આપવાનો પત્ર લખીએ છીએ!

મોહનભાઈ જેટલી જ વાર સમજુબહેન સાથે આવ્યા છે હૈયું હાથમાં લેઈને જે વડે મારો સત્કાર કરતાં હોય તેમ 'આવો ભાઈ!' એ એમના મીઠા શબ્દો એ ઘેર જ્યારે જ્યારે પગ મૂક્યો છે ત્યારે અચૂક સાંભળવા મળ્યા છે. અધ! કપાળ સુધી ઓઢેલો સાડલો, કોણી સુધીની બાંયવાળો કબજો અને ડાબા ગાલ ઉપરનું મોટા દાણા જેવડું છૂંદણું, મારા હૈયામાં એવાં જડાઈ ગયાં છે કે સમજુબહેનની સૌમ્ય મૂર્તિએ મારામાં જે સ્ત્રીસન્માનની ભાવના જગાડી છે તેવી આજ સુધીનું મારું કોઈ વાચન જગવી શક્યું નથી. એમના માયાના પ્રેર્યો જ એ ઘેર હું ઘણી વખત ગયો છું એમ કહું તો એ અતિશયોક્તિ નથી. રજાઓમાં છૂટા પડતી વખતે મોહનભાઈ કહે, 'ઘેર આવીશ ને?' ગાડી મોટરની સગવડ વગરનાં અમારાં ૭ ગાઉનાં અંતરવાળાં ગામ હોવા છતાં દર રજાઓમાં નિદાન એક વખત તો હું એને ઘેર જતો જ. મોહનભાઈને હસીને હું જવાબ આપતો, 'તને મળવા તો કોણ આવે છે? પણ સમજુબહેનના હાથની રસોઈ ન જમું તો નવી ટર્મમાં અભ્યાસ કરવાની શક્તિ ન આવે!'

મોહનભાઈ પણ મારા એ પ્રત્યુત્તરનો સ્વીકાર કરતો: 'સાચે જ જગદીશ, ભાભીની રસોઈમાં એ તો કામણ છે કે એમની રસોઈ ચાખનાર એમને ભૂલે નહિ!'

તે વખતે અમે બંને કુંવારા હતા એટલે સમજુબહેનનાં ગમે તેટલાં વખાણ કરીએ તો પણ એની ઈર્ષા કરે તેવું કોઈ ન હતું.

પરંતુ બે વરસ પછી મોહનભાઇ પરણ્યો. લલિતાબહેને ઘરમાં આવતાં એક સત્ય શોધી કાઢ્યું કે જેમ મોટા ભાગના યુવક માવડિયા હોય છે તેમ પોતાનો મોહન ભાભીઘેલો છે!

લલિતાબહેને એક વખત હું ગયો ત્યારે કહ્યું : 'જો મને પહેલેથી ખબર હોત તો હું તમારા મિત્રને પરણત જ નહિ.'

મેં ગંભીરતાથી કહ્યું : 'લલિતાબહેન! જો મને પહેલેથી ખબર હોત કે તમે સાવ નગુણાં જ છો, મારા આવા મઝાના મિત્રની કિંમત સમજી શકો તેવાં નથી, તો મેં એનું તમારી સાથે લગ્ન થવા જ ન દીધું હોત!'

અને અમે ત્રણે ખૂબ ખડખડ હસ્યાં. સમજુબહેન અમે ત્રણેય ટોળટપ્પે ચઢતાં ત્યારે કદી મેડે આવતાં નહિ.

લલિતાબહેને હાસ્યનો ગભરો ભરી રહેતાં કહ્યું : 'પુરુષ ગમે તેટલો મઝાનો હોય, સર્વગુણસંપન્ન હોય, પણ એક વસ્તુ એનામાં ન હોય તો પત્ની માટે સાવ કોડીનો છે.'

મેં પૂછ્યું : 'એ એક વસ્તુ કઈ? મારામાં જો એ ન હોય તો હું પરણવાનો વિચાર જ માંડીવાળું!'

લલિતાબહેને થોડી એવી મૌનની શાંતિ પસાર થવા દીધા પછી કહ્યું : 'એ એક વસ્તુ તે પ્રેમ.'

'તો તો હું તમારી વાતમાં, લલિતાબહેન, સહમત નહિ થાઉં.' મેં અર્ધો સેકન્ડનો પણ વિલંબ કર્યા વગર કહ્યું : 'મોહનભાઇનો તમારા પ્રત્યે કેટલો પ્રેમ છે એ મારું અજાણ્યું નથી.'

'હું ન માનું' લલિતાબહેને મક્કમતાથી મારા કથનનો પ્રતિકાર કર્યો.

'કારણ?' મેં પૂછ્યું.

લલિતાબહેને સામો પ્રશ્ન કર્યો : 'પુરુષ પાસે કેટલો પ્રેમ હોય છે તે તમે જાણો છો?'

મેં બે હાથ થાય તેટલા પહોળા કરીને કહ્યું : 'આટલો.'

મેં કલ્પ્યું હતું કે લલિતાબહેન મારા એ અભિનય અને જવાબથી અટ્ટહાસ્ય કરશે. પણ એમના મોં ઉપરથી વાળની લટ પણ ફરકી નહિ! ગંભીરતાથી એમણે કહ્યું : 'તદ્દન ખોટું. એટલો પ્રેમ પુરુષ પાસે જો હોત તો દંપતીજીવનમાં નિરસતા ન હોત.'

મોહનભાઇને લલિતાબહેન સાથે આવા વાદમાં ઘણું ઉતરવું પડતું એટલે ત્રીજો કોઈ ચર્ચા કરનાર હોય ત્યારે એ મૌન સેવી સાંભળી રહેતો. મેં એના

સામે જોયું. મૌનની ભાષામાં એણે કહ્યું–મને રોજનો અનુભવ થઈ પડ્યો છે. જોઉં છું તું કેવો ટક્કર ઝીલે છે.

મેં લલિતાબહેન સામે અનિમેષ નયને જોઈ રહેતાં કહ્યું: 'તો પુરુષ પાસે કેટલો પ્રેમ છે?'

'અતિ અલ્પ.' અલ્પતમનો મોં ઉપર ભાવ બતાવી લલિતાબહેને જવાબ આપ્યો.

'પણ એનું નાનું મોટું કંઈ માપ તો બતાવશો કે નહિ?'

'પ્રમાણભાન દર્શાવવું હોય તો એટલું કહી શકાય કે પુરુષ પાસે એટલો અલ્પપ્રેમ છે કે એ એકાદ એની પ્રિય એવી વ્યક્તિ કે વસ્તુને સંતોષી શકે.'

મોં મલકાવીને મેં કહ્યું: 'એટલો છે ત્યાં સુધી હરકત નથી.' અને મોહનભાઈ સાથે દૃષ્ટિનો ઈસારા કરતાં જણાવ્યું: 'એને ભલામણ કરીશ કે એની પાસે જે છે તે તમને જ આપશે.'

'પણ મારા આવવા પહેલાં ક્યારનો એમણે એ તો બીજાને પધરાવી દીધો છે.'

'કોને?'

'ભાભીને.'

'ભાભીની તમે ઈર્ષા કરો છો, લલિતાબહેન?'

'ના, હું તો મારું ઝૂંટવાઈ ગયું છે તેનો અફસોસ કરું છું.' લલિતાબહેન એટલું કહી, સહેજ થોભીને બોલ્યાં: 'જગતમાં એક ગંભીર ગેરસમજ પ્રવર્તે છે. પુરુષ બીજા ઉપર પ્રેમ રાખે એ એની પત્ની સહી લેતી નથી તે. અને આ ગેરસમજ ઊભી કરનાર પુરુષ છે. અને વળી પુરુષ માને છે કે પોતે એટલો ઉદાર છે કે સ્ત્રીનો પ્રેમ જુદો જુદો વિભાજીત થઈ જાય છે છતાં પોતે એ આશાએરાથી સહી લે છે. સત્ય તરીકે આ કથનનો ઇન્કાર થઈ શકે તેમ નથી. પરંતુ, એથી જે ગેરસમજ ઊભી થઈ છે–પુરુષ ઉદાર અને સ્ત્રી સંકુચિત છે, એમાં વાસ્તવ સાવ ઊલટું છે. સ્ત્રી પ્રેમસાગર છે અને પુરુષ, મને એના પ્રેમ માટે ઉપમા જડતી નથી એટલા અલ્પપ્રેમની મૂડીવાળો છે. પરિણામ એ આવ્યું કે સ્ત્રીનો પ્રેમ ગમે તેટલા વર્ગોમાં વહેંચાઈ જાય, છતાં એ સાગરમાં ઘટ થતી નથી અને તેથી પતિ ઈચ્છે તેટલો માણી શકે છે. એને ફરિયાદ કરવાનું કંઈ કારણ હોતું નથી. જ્યારે અલ્પપ્રેમની મૂડીવાળો પુરુષ એને બીજા કોઈ ક્ષેત્રમાં ખર્ચી

નાખે છે ત્યારે એની પત્નીના હૈયા માટે એક બિંદુ પણ શેષ રહેતું નથી. અને એથી સ્ત્રી જ્યારે રાવ નાખે છે ત્યારે એને ઈર્ષાખોર, સંકુચિત મનવાળી કે એવાં કેટલાં કેટલાં વિશેષણનો ભોગ થવું પડે છે!'

લલિતાબહેનના આ કથનથી હું એવો દિંગ થઈ ગયો કે અહોભાવ અનુભવતાં મેં મોહનભાઈ સામે દૃષ્ટિ નાખી. મોહનભાઈએ દૃષ્ટિથી સામો જવાબ આપ્યો—આવાં કંઈ કંઈ કથનો એની ખોપરીમાં ભર્યાં છે. વાદવિવાદમાં મેં તો એના આગળ કાયમની હાર કબૂલી છે.

લલિતાબહેને એનું સ્પષ્ટીકરણ કરતાં જણાવ્યું: 'આથી જ પુત્ર એની વધૂ ઉપર પ્રેમ કરે તો મા એને વહુઘેલો કહે છે. મા ઉપર પ્રેમ કરે તો પત્ની એને માવડિયો કહે છે...'

'અને ભાભી ઉપર પ્રેમ કરે તો લલિતા એને ભાભીઘેલો કહે છે.' મેં હસીને વાક્ય પૂરું કર્યું.

લલિતાબહેને ગંભીરતા ચાલુ રાખતાં કહ્યું 'હસવાની વાત નથી. તમારી સન્મુખ પ્રત્યક્ષ પ્રમાણ છે. આટલી ચર્ચા ચાલી પણ પત્ની પક્ષે એક પણ વાક્ય તમારા કહેવાતા એ મઝાના મિત્રે ઉચ્ચાર્યું છે? કારણ, પત્ની માટે સ્નેહનો છાંટો શિલક હોય ત્યારે ને! જે હતું તે બધું ભાભીને.........'

આ રમૂજમાંથી કોઈ વખત અમે નહિ ચર્ચેલા વિષયમાં આવી પડ્યાં. મને ઘણા વખત અંતરમાં એ વિચાર આવ્યો હશે. પણ બહાર વ્યક્ત કર્યો ન હતો. તે આજે સ્વાભાવિક બહાર સરી પડ્યો.

'લલિતાબહેન! સાચે જ, સમજુબહેનની ઈર્ષા દરેક સ્ત્રીને આવે તેવી છે. એમના પરિચયમાં આવનાર કોઈ પણ એવું નહિ હોય કે એમની માયાનાં આવરણ એને ન સ્પર્શ્યાં હોય. છતાં આપણા અંધ સમાજે એમની દરેકને દયા આવે તેવી સ્થિતિ કરી મૂકી છે! પતિનું એકાદ વખત મોં જોવા પામેલાં એ સ્મૃતિ ઉપર બારમા વરસથી વૈધવ્ય પાળવાની સમાજે ફાંસી ફરમાવી છે! અને આપણે ઘરનાં ફાંસીખોરની ગરજ સારી રહીએ છીએ!

મોહનભાઈના મોં ઉપર મેં ઘણા વખત એવી કરુણતા છવાયેલી જોઈ હતી કે હું તે વખતે સામો સવાલ પૂછી શકતો નહિ. અને એ સમય ગયા પછી પૂછેલા એ પ્રશ્નનો જવાબ એક જ મળ્યો હતો કે, એ હૈયાના ખૂણામાં કોઈ ટોકિયું ન કરે એમ હું ઇચ્છું છું. એવી કરુણતા મેં એનાં મોં ઉપર ઘણી વખત જોઈ હશે. પરંતુ તે પછી મેં પ્રશ્ન કરેલો નહિ. જે કરુણતા આજે, એના મોં ઉપર છવાઈ જતાં હું આપોઆપ સમજી ગયો. ભાભીના દુઃખથી એનું હૈયું ભરાઈ આવતું ત્યારે જ એ કરુણતા છવાઈ જતી હતી, એની મને ખાત્રી થઈ ગઈ.

મોહનભાઇના વિચારોથી કંઇ હું અજાણ્યુ ન હતો. સિદ્ધાંત તરીકે એક વસ્તુ સ્વીકારે તો એને આચરતાં ત્રુટિ કે જોખમ એને રોકી ન શકે એની મને પૂરેપૂરી શ્રદ્ધા હતી. એના અંતરમાં ઘમસાણ મચાવતો ભાભીના પ્રેમનો દુ:ખસાગર મારા આંતરચક્ષુ આગળ વિસ્તરી રહ્યો!

મોહનભાઇની આંખમાંથી બોર બોર જેવડાં અંતરની લાયથી ધખી ગયેલાં બે આંસુ એકેકી આંખમાંથી ટપક્યાં અને એટલા જ દુ:ખપૂર્ણ અવાજે નીકળ્યો : 'જગદીશ ! એનો નીવેડો પુરુષના વિચારથી નહિ થાય. સ્ત્રીને એ માટે તૈયાર કરવી પડશે. આજે તો એના પોતાના પગ રૂઢિની બેડીથી એવા અકડાઇ ગયા છે કે બેડી તોડી નાખીએ તો પણ એના પગ ડગ નહિ ભરી શકે.'

એ કથનની સચ્ચાઇનો રણકાર સાંભળતાં મને લાગ્યું કે જરૂર મોહનભાઇએ એ પ્રશ્ન ભાભી આગળ છેડ્યો હશે.

મોહનભાઈએ કહ્યું: 'જેને એ સ્ત્રીનું અંતર જાણવા મળ્યું હશે તેને તો એ સ્વપ્ન જેવું લાગશે. જે સમાજ એના દુ:ખનો યત્કિંચિત્ પણ વિચાર નથી કરતો, એ જ સમાજની આબરૂનો પ્રશ્ન દરપળે એના સન્મુખ ખડો હોય છે. એના પોતાના દુ:ખને એ સમજતી હોય છે, પરંતુ એના મોંએ જવાબ હોય છે—કુટુંબની આબરૂ જાય એવું પગલું મારું મોત આવે છતાં નહિ ભરું.

સમજુબહેનનો એ જવાબ હતો એમ મારા હૈયે તરત પડઘો પાડ્યો. થયું પણ ખરું—બીજથી માંડીને ઝાડ ઉછરીને ૨૫ વર્ષનું પાકટ થયું ત્યાં સુધી જે ભોંયમાં એનાં મૂળિયાં ઊંડાં ગયાં છે ત્યાંથી ઉખેડી એના ભલા માટે બીજે રોપવું એ લાગે છે તો સુંદર યોજના. પણ એ મૂળિયાં સહિત, બીજે એ સૂકાઇ ન જાય તેમ જીવત રોપવું એ કંઇ રમત નથી. કુશળ કલમીનું એ કામ એવા કુશળ કલમી વગર એ કરવા જનાર ઝાડના મૂળમાં જ ઘા કરે. સમજુબહેન જેવા નાજુક ઝાડને બીજે ઉપાડીને રોપવા જેટલો હું કલમી ન હતો, કલ્પના પ્રધાન હતો એટલું જ. અને મેં એ પ્રશ્ન ફરી કદી સંભાર્યો નહિ.

પછી તો, જીવનસંઘર્ષમાં અમે જુદા જુદા ફેંકાઇ ગયા. મોહનભાઇ આફ્રિકા ગયો અને હું કોલેજકાળમાં હતો ત્યાં અમદાવાદમાં સ્થિર થયો. વચ્ચે એક વખત મોહનભાઇ આવી ગયા હતા. લલિતા અને બે બાળકો દેશમાં હતાં તેમને તેડી ગયો. પિતા ગુજરી ગયા હતા એટલે ઘરમાં સમજુબહેન એકલા રહ્યાં હતાં. મોહનભાઇએ એમને પણ સાથે આવવા દરખાસ્ત મૂકી હતી. પણ એમણે ના પાડી. કહ્યું—મારે દિયરને એટલો બધો ભાભી ઘેલો નથી થવા દેવો ! તે પછી સમજુબહેન એમને પિયર રહેતાં હતાં. હું એકાદ વખત ત્યાં પણ જઇ આવ્યો હતો.

અમદાવાદ હું સ્થિર થયો ત્યાર પછી જ્યારે જ્યારે હું ગયો હોઈશ ત્યારે ત્યારે એક વખત તો મારે ઘેર આવો, એવો અત્યાગ્રહ સમજુબહેનને કર્યા વગર હું નથી રહ્યો: અને એમણે પણ દર વખત એક જ જવાબ આપ્યા કર્યો હતો : 'આવીશ ભાઈ, કોક વખત. અન્નજળ પાણી વગર કૈં અવાય છે ?' મોહનભાઈ આફ્રિકાથી આવ્યા ત્યારે હું અને હંસા બંને ગયાં હતાં. હંસાએ પણ તે વખતે અમદાવાદ આવવા એમને ભાવભીનું આમંત્રણ આપ્યું હતું.

મારા એ અત્યાગ્રહ અને હંસાના ભાવભીના આમંત્રણનું અન્નજળ પાણી આજ કેટલા વર્ષે ફળ્યું ? સમજુબહેનની માયાને દસ વર્ષ થવા આવ્યાં ત્યારે આજ એ મારે આંગણે આવ્યાં ! મારા હર્ષનો ઉમંગ કંઇ બાકી રહે ? પરંતુ એમને જોતાં મને હર્ષ થવાને બદલે ખેદ થયો.

એનો એજ અર્ધો કપાળ સુધી ઓઢેલો સાડલો, કોણી સુધીની બાંયવાળો કબજો અને ડાબા ગાલ ઉપરનું મોટા દાણા જેવું છૂંદણું ! પરંતુ એમાં રહેલી સૌમ્યમૂર્તિ આજે નિસ્તેજ થઈ ગઈ હતી. શરીર સાવ કૃશ થઇ ગયું હતું. આંખોમાં પણ ફીક્કાશ વર્તાતી હતી. વસંતનો વાયુ કંઇ તાજગીની વાત લાવવાને બદલે નૈઋર્ત્યના ખૂણામાંથી, કોણ જાણે ક્યાંથી અશુભ વિચાર લાવ્યો કે સમજુબહેનને ક્ષય હોવા જોઇએ !

મેં એમને પેટ પાણી પડવા દીધા વગર ઉધડાં લીધાં : 'સમજુબહેન ! મોહનભાઈને અને મને જુદા માનો છો એમને ? શરીર આટલી હદે પાયમાલ થયું ત્યાં સુધી હું ન સાંભર્યો ?' આવાં ઠપકાનાં માર્મિક કેટલાંય વાક્યો બોલી છેવટે મેં કહ્યું 'હવે તો, હું તમારી બિલકુલ દવા કરાવવાનો નથી. તમારે જાણીને જાતેજ મરવું છે તો હું આ ઘરમાં દવાદારૂ કર્યા વગર રીબાવી રીબાવીને સારી રીતે મારીશ !'

મેં તો માન્યું હતું કે મારા આ કટાક્ષથી સમજુબહેન હસશે નહિ તો પણ, આવવામાં વિલંબ કર્યો તે બદલ જરૂર દિલગીરી બતાવશે.

પરંતુ એ તો ચોધાર આંસુએ ઓચિંતાં રડવા લાગ્યાં. હું અવાક્ થઈ ગયો. હંસાએ એમને છાનાં રાખવા પાસે બેસી ધીરજ આપવા માંડી અને મને ઠપકો આપ્યો : 'તમને જેમાં હોય તેમાં મશ્કરી જ સૂઝે છે ! પારકે પનારે તમે પડ્યા નથી ત્યાં સુધી એ દુઃખ ક્યાંથી સમજાય ! ઓશિયાળો અવતાર હોય પછી ભાઈ હોય કે દિયર હોય. એ મરે કે જીવ, કોઇને કંઈ પડી નથી હોતી. તમે બોલો છો એમ સ્ત્રી માણસને બહાર જવું સહેલું નથી તો...' અને હંસાએ એવું તો સ્ત્રીજાતિના દુઃખનું લાંબુ પીંજણ ચલાવ્યું કે હું કાને હાથ દેઈ તાત્કાલિક તો બહાર, ગેલેરીમાં ચાલી ગયો.

હંસા સમજુબહેનને શાન્તી આપી, એમનામાં સ્વસ્થતા આવવા દીધા પછી અંદરના રસોડામાં લેઇ ગઈ. અને સમજુબહેન સાથે વાતચીત કરવાનો મારો હક ઝૂટવી લઇ હંસા એમની સાથે વાતો કરવા લાગી.

સમજુબહેન પિયરમાં દુઃખી હશે, એ એક માત્ર વિચાર ઉપર મારું મગજ દોડી રહ્યું હતું. વિધવાના દુઃખનો જે થોડો અનુભવ હતો અને

થયું ઘણું એના દુઃખ અંગે વાંચ્યું હતું, એ સર્વ પ્રત્યક્ષ થયું. વિચાર આવ્યો—ઝવેરી વગર જેમ લાખોની કિંમતનું રતન હોય તો પણ પથરો જ રહે છે, બસ તેવું જ આજે સમાજમાં સમજુબહેનોનું થઇ રહ્યું છે. અંધ સમાજને એ રત્નોની કંઈ કિંમત નથી અને પથ્થર માની તેમનાં જીવનને પાયમાલ કરે છે.

સમાજ ઉપરના ધિક્કારથી મારૂં હૈયું ભરાઇ ગયું. થયું—સમજુબહેન અહીં મારે ઘેર જ કાયમ રહે તો શું વાંધો!

એના જવાબમાં હૈયે કહ્યું : 'બસ, હવે હું એમને અહીંથી ક્યાંય જવા નહિ દઉં!'

આ વિચારોમાં હું તલ્લીન હતો એટલે હંસા મારા ખંડમાં આવી તેની મને ખબર ન પડી. સાવ નજીક આવીને ઊભી રહી તો પણ મારૂં ધ્યાન એના ભણી ન ગયું. આવો અનુભવ એને મારા તરફથી નવો ન હતો. મારૂં માથું એણે હલાવ્યું. હું એકદમ વિચારમાંથી જાગ્યો. ઊભો થઇ ગયો. બેબાકળો બોલ્યો: 'હમણાં ને હમણાં દવાખાને લેઇ જવાં પડશે!'

મેં સ્વસ્થ થતાં હંસા સામે નજર કરી. એના મોં ઉપર પણ નિસ્તેજતા છવાયેલી મેં જોઈ. પૂછ્યું 'એમ હોય તો ડૉક્ટરને અહીં બોલાવીશું'?

હંસાએ મને ધીમેથી કહ્યું : 'સમજુબહેનને...મહિનો જાય છે!'

---

## વિના—ઓછા—લવાજમ ફંડમાં મદદ

મૂળ કાસોરના પણ કંપાલા રહેતા શ્રી. સોમાભાઇ જે. પટેલ તરફથી શિ. ૧૧ અને દહાણુરોડથી શ્રી. વિઠ્ઠલદાસ ગોરધનદાસ પટેલ તરફથી રૂા. ૧, મળ્યા છે જે આભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

## ગ્રંથસ્વીકાર

(૧) **શ્રી નેત્રમણિભાઇને:** લેખક–કાકા કાલેલકર, અંગત લખેલા પત્રનો સંગ્રહ, પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ચૌદ આના.

(૨) **હિંદુસ્તાની વ્યાકરણ પ્રવેશ:** લેખકો–નગીનદાસ પારેખ, હંસરાજ જૈન, પ્રકાશક ઉપર પ્રમાણે, ૭ આના.

(૩) **હિન્દુસ્તાની કહાની સંગ્રહ, ભાગ પહેલો (ઉર્દુ):** સંપાદક–ગિરિરાજ કિશોર, પ્રકાશક–ઉપર પ્રમાણે, પાંચ આના.

(૪) **આધુનિક સાવિત્રી:** લેખક–રમણલાલ જોષી, પ્રકાશક–નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, ત્રણ રૂપિયા.

(૫) **ગ્રામ સ્વરાજ્યનું ચણતર :** લેખક–શનાભાઈ પ્રભુદાસ પટેલ, પ્રકાશક–સેવા મંદિર, નડિયાદ, ચાર આના.

(૬) **જીવન પ્રકાશ :** (નવીન શરૂ થયેલા માસિકનો પ્રથમ અંક.) સંપાદક–ઇશ્વરલાલ ર. દવે. 'જીવનપ્રકાશ' કાર્યાલય, રાણપુર, વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૯, પરદેશમાં રૂા. ૧૪.

(૭) **આવાજ:** (હિંદ દુષ્કાળ નિવારણ અંક) તંત્રી–અકબરઅલી એ. કરીમ, પ્રકાશક – મિત્રમંડળ, મોમ્બાસા.

# પ્રસંગકથા

## પૂજ્ય સરદારશ્રીની માભોમમાં પધરામણી

'૪૨ ની ક્રાંતિકારી 'હિંદ છોડો' ઘોષણાની પૂર્વ ભૂમિકા રચવા સરદારશ્રી વલ્લભભાઈ પટેલે ગુજરાતનો પ્રવાસ કર્યો ત્યારે એ ખેડા જિલ્લામાં આવ્યા હતા. તે પછી પાંચ વર્ષે એ વતનના પ્રદેશમાં આ માસમાં પધાર્યા. પરંતુ એ પાંચ વર્ષ ઉપરનાં પરાધીનતાનાં ખારાં પાણી વહી જઈ આજે સ્વતંત્રતાનાં અમીજળની સરવાણીઓ વહેવી શરૂ થઈ છે. અને આવતી કાલે તો એ સરવાણીઓમાંથી અખંડ પ્રવાહ શરૂ થશે એવી સ્પષ્ટ નિશાનીઓ છે. એટલે સરદારશ્રીની હાકલમાં હવે લડાઈની બુલંદ ઘોષણા નથી પણ સ્વરાજ્યને લાયક થવાની રચનાત્મક કાર્યક્રમની જાત સુધારણાની હાકલ છે. ગઈ કાલ સુધી એમનાં બાણ પરદેશી સરકાર ઉપર તકાતાં હતાં, તે આજે હવે આપણી ત્રુટીઓ ઉપર નિશાન લે છે. આપણી પ્રગતિનો આધાર બદલાએલી પરિસ્થિતિ પ્રમાણે એ હાકલને સમજી કેટલા જાત સુધારણા તરફ પ્રગતિ કરીએ છીએ તે તરફ છે.

## એક જ ધૂન—ગામડાંને આપણે તો ઊઠાવવાં છે

એપ્રિલની તા. ૪ થી ૭ સુધીનો ખેડાજિલ્લાનો કાર્યક્રમ વલ્લભ વિદ્યાનગરની મુલાકાતના મુખ્ય કારણસર યોજાયો હતો. સાથે બીજાં પણ બેત્રણ કામ પતાવવાનાં હતાં. તા. ૪ થીએ સાંજે વલ્લભ વિદ્યાનગરમાં વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયની ઉદ્‌ઘાટન વિધિ કરતાં સરદારશ્રીએ ગામડાં અંગે પોતાની દૃષ્ટિ વ્યક્ત કરી, " મને ભાઈલાલે હું જેલમાંથી આવ્યો પછી ચરોતરનાં ગામડાંમાં કામ કરવાની પોતાની કલ્પના આપી. મેં કહ્યું, શહેરોમાં કામ કરનાર ઘણા મળશે. ગામડાંને આપણે તો ઊઠાવવાં છે. એ નહિ કરીએ તો હિંદ શોભશે નહિ. ગામડાંમાં તમે એવું કરી બતાવો કે સ્વતંત્ર હિંદમાં એક નમૂનો આપણે રજુ કરી શકીએ. જેમ બુકર ટી. વોશીંગ્ટને હબસીઓ પાસે જે રજુ કર્યું છે, આપણે આ અખતરા મારફતે રજુ કરી બતાવવું છે. ચૌદ મહિના પહેલાં ભાઈલાલ અહીં આવ્યા ત્યારે સાઇકલ લઈને આવ્યા હતા. આજે ચૌદ મહિનામાં જે ઊભું કર્યું છે તે એક માણસ જંગલમાં શું કરી શકે તેનો ખ્યાલ છે. ધૂળમાંથી કંચન પેદા કર્યું છે. અહીંથી ગામડાંને શી રીતે નવેસરથી બનાવવાં તેની કલ્પના આખા હિંદને મળનારી છે. ગામડાંની રચના ગમે તેમ નહિ થાય. એમાં ધૂળ ઉડતી નહિ હોય, અસ્વચ્છ હવા નહિ હોય, ગંદકી નહિ હોય, ઢોર ગમે તેમ નહિ રખડતાં હોય, અહીં તો

આદર્શ ગામ વસાવવાની કલ્પના છે. આજે જે નકશા ઉપર છે તે એક દિવસ હિંદમાં પદાર્થપાઠ રૂપે બનશે"

### આદર્શ ગામ કેવું હશે?

તા. ૫-૫-૪૭ના રોજ સરદારશ્રીનો કાર્યક્રમ રાસના કસ્તુરબા પ્રસૂતિગૃહના ખાતમુહૂર્ત કરવાનો હતો. એક ગ્રામસેવકના શ્રમબળે દોઢ લાખ રૂપિયા જેવી રકમ ભેગી થઈને કેવું લોકોપયોગી કાર્ય થઇ શકે છે તે જશ આ પ્રસંગ ઊભો કરનાર રાસના લોકસેવક શ્રી. આશાભાઇ લલ્લુભાઇ પટેલને ફાળે જાય છે. એ ખાતમુહૂર્ત પ્રસંગે સરદારશ્રીએ પોતાના આદર્શ ગામડાની કલ્પના રજૂ કરી : "આપણો આદર્શ પંચાયત રાજ્યનો છે. તમારે તમારા ગામડામાં એવું રાજ્ય સ્થાપવાનું છે. એમાં કોઇ ઊંચ કે નીચ ન હોય. ન હોય એમાં કોઇ કોઇની વચ્ચે ભેદ. સૌનો અવાજ હોય તેવું એ રાજ્ય હોય. આજે વખત બારીક છે. કરોડો રૂપિયાનું દેવું કરી બહારથી અનાજ મેળવવું પડે છે. બીજી પણ અનેક મુશ્કેલીઓ પડે છે. આ પરિસ્થિતિ લડાઇને કારણે થઇ છે. તમે ગામમાં કોઇને ભૂખ્યો ન રહેવા દેશો, તમારે પૈસા બનાવવાની વૃત્તિ છોડવી જોઇએ. ગામમાં કોઇ માંદો પડે તો એની સારવારની વ્યવસ્થા થવી જોઇએ."

### હવે જમાનો જુદો આવે છે

તા. ૬-૪-૪૭ના રોજ કરમસદ ગામ તરફથી સરદારશ્રીને ફૂલહારથી સ્વાગત કરતાં ૭૨ તોલાની સુવર્ણની થાળી અર્પણ કરવામાં આવી હતી. સાકરબા કન્યાશાળાના ઉદ્‌ઘાટન પ્રસંગે તેઓશ્રીએ કહ્યું : "હવે જમાનો જુદો આવે છે. એમાં નવજુવાનોને માથે બોજો પડવાનો છે. હું અહીં આ ઓટલા ઉપર પંડ્યા પાસે ભણેલો. હવે એ જમાનો નથી. આ જમાનામાં નવજુવાનો ગમે તેમ વર્તશે તે નહિ ચાલે. જેમનામાં બહાદુરી અને ચારિત્ર્ય છે તેમનો જમાનો આવી રહ્યો છે. અંગ્રેજના અમલમાં જે સ્થાપિત હિતો હતાં, રાજા મહારાજાઓ, જમીનદારો હતા એ લોકોને રાજ્યની ઓથ હતી. હવે એ ચાલી ગઈ છે.

### સાચો કુળવાન

"આપણા ગામમાં જે પક્ષાપક્ષી છે તે દૂર થવી જોઇએ. ગુલામીનાં કુળ હતાં તે ખોટાં કુળ હતાં. જેણે મુલકની સેવા કરી અને જે આસપાસના ગરીબોની સેવા કરે તે સાચો કુળવાન. જુવાનોએ આ વસ્તુ સમજી લેવાની છે. પૂરા દાગીના નથી, પૂરી પરઠણ નથી, પૂરી પહેરામણી નથી લાવી, એ

વાતો તમે જુવાનો હવે છોડી દેજો. ગામમાં જેનું ચારિત્ર ઊંચું અને ગામ જેના ઉપર મહોબ્બત રાખે તે સાચો કુળવાન."

### ખેડૂતોના ભલા માટે

એજ દિવસે સાંજના આણંદમાં બંસીલાલ અમૃતલાલ ખેતીવાડી કૉલેજનો શિલારોપણ વિધિ કરતી વખતે સરદારશ્રીએ ખેતીવાડીની એ સંસ્થા આઠ વર્ષ ઉપર આણંદમાં સ્થાપી હતી તેનો ઉદ્દેશ વ્યક્ત કરતાં કહ્યું હતુ : "ખેડૂતોના ભલા માટે અહીં આ કામ શરૂ કર્યું હતું. અત્યારે દેખાય છે તેવી જમીન આ ન હતી. અહીં તો ધૂળ ઊડતી હતી, એ જમીન આજે ચરોતરની ઉત્તમ જમીન સાથે ટક્કર લે એવી થઇ છે. આ સંસ્થા મારફતે હું કાંઇ સરકાર સામે લડવા માગતો નહોતો. લડવાના તો મારી પાસે અનેક રસ્તા છે. સંસ્થા તો ન તૂટી પણ સંસ્થાને તોડનાર આજે તો તૂટી ગયા છે. હવે તો સરકાર મગનભાઇને બીજે લઈ જવાની કોશીશ કરે છે. પરંતુ એ સરકાર હવે નથી કે જે મારી મરજી વિરૂદ્ધ એને લેઈ જઇ શકે."

### આપણી ખરી શોભા

તા. ૭–૪–૪૭ના રોજ નડિઆદમાં વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં સ્વ. વિઠ્ઠલભાઇની પ્રતિમાની અનાવરણ વિધિ યોજાયો હતો. તે કાર્ય પત્યા પછી વિદ્યાલયની વિદ્યાર્થીનીઓ આગળ સરદારશ્રીએ બહેનો વિષે પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા : "શાળા કૉલેજોમાં ભણતી બાળાઓમાં એક દોષ રહેલો છે. એને મહેનત કરતાં શરમ આવે છે. એ તો નોકરનું કામ છે એમ માને છે. અસલમાં વિદ્યા લેનારને એમ થવું જોઇએ કે મહેનત કરવી એ તો ઇશ્વરી કાર્ય છે. ઉદ્યોગ કરવો તે આપણું કામ છે, ને જ્ઞાનપૂર્વક ઉદ્યોગ, મહેનત કરવી એમાં આપણી ખરી શોભા છે. આ વિદ્યાલયની બહેનો મધમાખી જેમ મધ એકઠું કરનારી, સુવાસ લેનારી થાય એ હેતુ છે જ્ઞાનપૂર્વક યોગ કરતાં આવડવું જોઇએ. આ ગરીબનો મુલક છે. આપણે ગરીબ થઇને રહેતાં શીખવુ જોઇએ.

### આવતી કાલની સ્ત્રીશક્તિ.

"આજ સુધી હિંદુસ્તાન પરદેશી સત્તા હેઠળ અપંગ થઇ ગયું હતું. એનું અર્ધું અંગ, અર્ધો સમાજ, તદ્દન નકામો પડયો હતો. એથી આપણને ખૂબ સહન કરવું પડયું છે. એક અંગ્રેજ અહીં એની સ્ત્રી સાથે આવે છે. એ સ્ત્રી એક એક કામ એનું સંભાળી લે છે. એ રસોઇ સંભાળે, એ ટાઇપ કરે, એ વાંચે-લખે, એ બજારની ખરીદી કરે, એ બાળક ઉછેરે, એ એની

નોકરીમાં પણ મદદ કરે, જરૂર હોય તો નોકરી પણ કરે. અને જરૂર પડયે બંદૂક પણ ઊઠાવે એવી એ બહાદુર હોય છે. એ કશાથી ડરતી નથી. આખા સમાજનું એ અંગ ક્રિયાશીલ છે. આપણે અહીં પણ એવું કરવું છે."

## ગાંધીજી ગુજરાતમાં નહિ આવે!

એ દિવસની ખેડા જિલ્લાના કોંગ્રેસી કાર્યકરોની સભામાં સરદારશ્રીએ અસ્પૃશ્યતા અંગે જણાવતાં કહ્યું: "જ્યાં સુધી ગુજરાતમાંથી અસ્પૃશ્યતા નહિ જાય ત્યાં સુધી ગાંધીજી ગુજરાતમાં આવવાના નથી. ગાંધીજીને મેં બારડોલીમાં આવવાનું કહ્યું હતું. પરંતુ તેઓએ મને જણાવ્યું હતું કે જ્યાં સુધી અસ્પૃશ્યતા દૂર નહિ થાય ત્યાં સુધી તેઓ આવવાની ના પાડે છે. દક્ષિણ ભારતના મંદિરો હરિજનો માટે ખુલે છે એ સાચું છે. ત્યાં અસ્પૃશ્યતા નાબૂદ થઇ રહી છે. પરંતુ ગુજરાતમાંથી જલદી એની જડ નહિ જાય, તો એ શરમજનક ગણાશે."

## ગરીબાઇમાં માણસ ઘડાય છે

ઉપરાંત તા. ૧૬-૪-૪૭ના રોજ સરદારશ્રી વડોદરા પધારતાં સમસ્ત પાટીદાર છાત્રાલયની મુલાકાત લીધી હતી. તે પ્રસંગે તેઓશ્રીએ જણાવ્યું હતું કે, "હું અહીં રામજી મંદિરના એક જૂના ખંડેરમાં રહીને ભણેલો તે મુશ્કેલીભરી જગ્યા ક્યાં અને આ રાજમહેલ જેવું મકાન ક્યાં? જો કે મકાન કંઈ માણસ ઘડતું નથી પરંતુ સગવડ આપે છે. એ જમાનામાં અઠવાડિયાનું ભાથું લઇને ફરમસદથી ભણવા આવતા અને ખર્ચનો રજે-રજનો હિસાબ ગણતા. સગવડ હોત તો વધુ ભણાત. પરંતુ ગરીબાઇમાં માણસ ઘડાય છે એ વિના જીવનનો કસ નીકળતો નથી. આવા ભવ્ય મકાનમાં રહીને વિદ્યાર્થી ઘેર જાય ત્યારે ત્યાં નાનકડું મકાન હોય, ઢોર-ઢાંખર, ખેતી અને ગરીબાઈ હોય અને એ જોઇને મૂંઝવણ થાય તો અહીં રહ્યા નકામું અને બોજારૂપ સમજવું. જ્યારે એ બધામાં ભળી જાય ત્યારે જ અહીં રહ્યાનું સાર્થક છે. રહી મળેલી સગવડનો પૂરો ફાયદો ઊઠાવવો જોઇએ. જે ઉન્નત ભાવનાથી આ મકાન બાંધ્યું છે તે ભાવનાને ઓળખી લેજો. આજે ક્રાન્તિકાળ ચાલે છે. આઝાદી નજીક આવી રહી છે તે વખતે અશાન્તિ થાય તો તેને પહોંચી વળવાની તૈયારી દરેકે કરવી જોઇએ એનો અર્થ એ નથી કે તોફાન, લૂંટફાટ કરવી. પરંતુ પ્રજાનું રક્ષણ કરવાની તૈયારી કરવી જોઇએ."

## નવજવાનોની જવાબદારી

તા. ૪ થી ૭ સુધીના ચાર દિવસના સરદારશ્રીના કથનના ઉપરના સારનો પણ સાર કાઢવો હોય તો એટલો જ કે, "હિંદુસ્તાન તો ગામડાંમાં વસે છે. એ ગામડાંના ખેડૂતોનો સીનો આપણે પલટી નાખવો જોઈએ. આજે ગામડાંમાં ગંદકી છે. સ્વરાજ આવી રહ્યું છે પણ એની એક નિશાની નજરે પડતી નથી. ખેડૂતોને તો ખબર પણ પડતી નથી કે સ્વરાજ આવી રહ્યું છે. પરદેશી સત્તામાંથી હિંદને મુક્ત કરવાનું જૂના માણસોનું કામ તો પૂરું થયું. પરંતુ સ્વતંત્રતાને હજમ કરી એની નવરચના કરવાનું કામ તો નવજવાનોનું છે. બસો વર્ષના જ્વરમાંથી હિંદ મુક્ત થયું છે ને એને ભૂખ લાગી છે. જે જુદાં જુદાં ક્ષેત્રોનાં દ્વાર આપણે માટે બંધ હતાં તે હવે ખુલી ગયાં છે. જવાનોને માટે એમનાં ભાગ્યને ખીલવવાનો અવસર આવ્યો છે. જુવારના ખેતરમાં તાળી પાડીને ચકલાં ઉડાડીએ તેમ આપણે વગર મહેનતે અંગ્રેજને કાઢયા છે. હવે તો એ સ્વરાજ્યનું ઘડતર કરવાનું છે. એ કાર્ય અતિ કઠિન છે. તમે એ ભાવિ માટે તૈયારી કરો ને રાષ્ટ્રને શોભાવો."

## એક કાને સાંભળી બીજે કાને કાઢી ન નાખશો

સમયનાં એંધાણ પીછાનતી પ્રજા માટે સરદારશ્રીના આ બોલ અતિ કિંમતી છે. અંગ્રેજો હિંદમાં આવ્યા પછી જેમ ઇતિહાસે પલટો લીધો હતો તેમ હવે અંગ્રેજો જાય છે ત્યારે પણ ઇતિહાસ પલટો લેઈ રહ્યો છે. આજ સુધીની સરદારશ્રીની હાકલો સેનાપતિની હતી. પ્રજાને મેદાને પડવા પ્રેરે તેવી વીરવાણી હતી. હવે ઇતિહાસ પલટો લે છે તેમ એમની વાણીએ વળાંક લીધો છે. આપણને એક જ ચેતવણી આપી છે કે સ્વતંત્રતા ભોગવવા લાયક બનો. ગામડાંની પુનર્રચના કરો. ગામડાના પ્રાણ ખેડૂતને જગાડો. ખેતીને સુધારો. કુળાકુળના ખોટા ઊંચનીચના ભેદ જવા દેઈ સાચા કુળવાન બનો. અર્ધા અંગ જેવી સ્ત્રી જાતિ અજ્ઞાનમાં અથડાતી હશે ત્યાં સુધી કંઈ નહિ બને. અત્યાર સુધી ઊંઘતા હતા એ સ્થિતિ ભૂલી જાવ. હવે તમે સ્વતંત્ર દેશના નાગરિક થાવ છો એની લાયકાત કેળવો. એની પૂર્વ તૈયારી માટે બે સંસ્થાઓ આણંદમાં શરૂ થાય છે. વિદ્યાનગરની ગ્રામપુનર્રચના કરતી સંસ્થા અને ખેતીવાડી કોલેજ. પ્રજા એને જેટલો સાથ આપશે અને જુવાનો એનો જેટલો લાભ લેશે એટલો મુલકને ફાયદો છે.

### વલ્લભ વિદ્યાનગરનો મનોરથ

વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયની ઉદ્ઘાટન વિધિ પ્રસંગે, પોતાના નિવેદનમાં અધ્યક્ષ શ્રી. ભાઈલાલભાઈ દાભાઈ પટેલે એ યોજનાપાછળનો પોતાનો મનોરથ આ પ્રમાણે જણાવ્યો હતો: ' આ પ્રદેશનાં ગામોમાં બહારનાં અને અંદરનાં તત્ત્વોની નવરચના કરી નવું જીવન પ્રગટાવવું એ અમારો મનોરથ છે. સ્વચ્છ અને સુઘડ ઘરો, વિશાળ રસ્તા, હરવા ફરવાના બાગ બગીચા વગેરે સામગ્રી સર્જાય તથા પાણીના નળ અને ગટરો, વિજળીની શક્તિ, ગ્રામોદ્યોગોનો વિકાસ વગેરે દ્વારા ગામોનાં કેવળ બાહ્ય રૂપરંગ ફેરવાય એટલાથી અમને સંતોષ થવાનો નથી. અમે તો ગામડાની અંદર જે લોકજીવન આત્મારૂપે ધબકી રહ્યું છે તેને સમુન્નત કરવા કમર કસી છે. આ દિશામાં અમારૂં પહેલું પગલું તે ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળની સ્થાપના આ મંડળ એટલે આ પ્રદેશની જનતા. આજે જ નહિ, ભવિષ્યમાં પણ આ મંડળ જનતાનું જ રહે એવી બાંહેધરી મંડળના બંધારણમાં અમે આપી દીધી છે. વ્યાજખાઉ અને મૂડીવાદી માટે આ મંડળના દ્વાર બંધારણે જ બંધ કરી દીધાં છે. વળી મંડળનો વધારાનો નફો પણ કેળવણીની અને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં જ ખરચાય એવી સ્પષ્ટ પ્રતિજ્ઞા પણ બંધારણમાં સમાવેશ પામી ચૂકી છે. પ્રત્યેક ગામ કે ગામોનો એક સમૂહ સ્વયંસંપૂર્ણ બને અને પરાધીન ન રહે, એમાં સમસ્ત દેશના સ્વાતંત્ર્યનું રહસ્ય અમે સમજીએ છીએ, અને આ દૃષ્ટિબિંદુ અમારી પ્રવૃત્તિના મૂળમાં છે. જીવનની જરુરિયાતોની બને તેટલી વસ્તુઓ અહીં ઉત્પન્ન થાય, સુખસગવડનાં સાધનો મળી રહે, છતાં ગામડાંનું સ્વત્વ નાશ ન પામે એવું આદર્શ સંસ્કારધામ સર્જવાનો અમારો મનોરથ છે. અહીંનું મહાવિદ્યાલય માત્ર પોપટિયું જ્ઞાન આપનારી કૉલેજ નહીં, પણ જનતાના જીવનનું અંગ બની તેની સાથે ઓતપ્રોત થઈ જાય એવું એનું સ્વરૂપ અમે કલ્પ્યું છે. અમારે મન શિક્ષણ એ કોઈ વેપારધંધો નથી. એની પાછળ જેટલો ખર્ચ થાય છે તેટલો જનતાના વિકાસમાં જ થાય છે અને, એ ખર્ચ વડે તથા કાર્યકરોના શ્રમથી પૂરાયેલા પાયા ઉપર ભાવિ પ્રજાના જીવનની ઇમારત દૃઢતાથી ઊભી રહેશે."

### આ મનોરથ પાર ઉતારવા સૌની મદદની જરૂર છે

આ સંસ્થા અને ગઈ કાલની બીજી સંસ્થાઓ વચ્ચેનો એક ભેદ સમજી લેવાનો છે. અત્યાર સુધીની સંસ્થાઓના મૂળમાં સ્વતંત્રતા પ્રાપ્ત

કરવાની લાયકાત કેળવવાનો હતો, જ્યારે આ સંસ્થાનો ઉદ્દેશ સ્વતંત્રતા મેળવ્યા પછીની લાયકાત કેળવવાનો છે. પહેલા કાર્યમાં જેમણે ભાગ ન લીધો તેમને પણ પ્રયત્ન કરનારની સાથે સાથે સ્વતંત્રતા તો મળી. એટલે એમાં નિષ્ક્રીય રહીને એમણે કંઈ ગુમાવ્યું લાગતું નથી. પરંતુ આ બીજી પ્રવૃત્તિમાં જે પાછળ રહેશે તે કાયમ પાછળ રહેવાનો છે. વળી બીજી રીતે પણ આ પ્રશ્ન વિચારવાનો છે. આ પ્રવૃત્તિના મનોરથ પૂરવા કરવા જો આપણે સાથ નહિ આપીએ તો ગુમાવવાનું આપણે પોતાને જ છે. અંગ્રેજી રાજ્યના અમલ દરમિયાન પ્રજાને આવી કોઈ તક ન હતી. એટલે અંગ્રેજી કેળવણી લેવાથી અને પરદેશ જવાથી પ્રજાના અલ્પ ભાગને આર્થિક રીતે ફાયદો થયો છે. સંસ્કાર રીતે તો એથી પણ થોડો લાભ થયો છે. એટલે હિંદમાં અને તેમાં ગુજરાતમાં વિકાસશીલ ગણાતો ખેડા જિલ્લો, પ્રમાણમાં ભલે આગળ હોય, પરંતુ એનું મોટું માનવધન પલટો માગે છે. એ પલટો આપવાનો મનોરથ વિદ્યાનગરનો છે. એ મનોરથ સિદ્ધ કરવા એ સંસ્થાના કાર્યકર્તાઓના હાથમાં જેટલું છે, તેથી વિશેષ આપણા સૌના હાથમાં છે, એમ વિચારી એને સહાય કરીએ તો જ એ મનોરથ ફળશે અને એ આપણી ફરજ આપણે ચૂકીશું તો ભવિષ્યની પ્રજા આપણે માથે દોષ મૂકશે-સંસ્થાને કાર્યકર્તા મળ્યા હતા, સરદાર જેવો સુકાની મળ્યો હતો, પરંતુ પ્રજાએ પોતાની ફરજ ન બજાવી, અને ચરોતરને સ્વતંત્ર દેશનું ચારુતર બનાવવાનું સ્વપ્ન ધૂળ થઈ ગયું!

## હૂંડી સ્વીકારજો

આવડું મોટું કામ સંસ્થાએ ઉપાડયું છે ત્યારે ઘણા, સૌ, એમ માનતા હશે કે એના ખર્ચના પૈસા મેળવવાની પણ કંઈ યોજના હશે જ. પરંતુ વિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી ભાઈલાલભાઈ કહે છે કે, મેં તો નરસિંહ મહેતાએ શામળશા ઉપર હૂંડી લખી હતી તેમ જનતાજનાર્દન ઉપર હૂંડી લખી છે. એ નહિ સ્વીકારાય તો મારી આબરૂ જવાની નથી, જનતાની જશે! ઉદ્‌ઘાટન વિધિ વખતે બે હૂંડીઓ સ્વીકારાયાની જાહેરાત થઈ હતી. મૂળ ધર્મજના અને કોસંબાના હમારતી લાકડાના મોટા વેપારી શ્રી. વિઠ્ઠલભાઈ શિવાભાઈ પટેલે એમના પિતાશ્રીના નામે મહાવિદ્યાલયનું છાત્રગૃહ બાંધવા માટે રૂપિયા પચ્ચાસ હજારની હૂંડી સ્વીકારી છે. જ્યારે શિષ્યવૃત્તિ આપવા માટે ખેડા જિલ્લાના તમાકુ એસોસિએશને રૂપિયા એકત્રીસ હજારની હૂંડી સ્વીકારી છે. આવાં મોટાં દાન આ સંસ્થાને હજુ આ પ્રથમ જ મળે છે. તે બદલ એના

દાતાઓને અમે અભિનંદન આપીએ છીએ. અને બીજાઓ આ પ્રમાણે હૂંડી સ્વીકારે એવી વિનંતી કરીએ છીએ.

### આફ્રિકાના પાટીદાર સમાજો ત્યાંનું કામ ઉપાડી લેશે?

આવા મનોરથ સેવતી સંસ્થા પાસે કોઈ મોટી રકમ નથી. એ સ્થિતિમાં એને મદદ કરવી એ સૌની ફરજ છે. અહીં દેશમાં સ્થાનિક માણસો એ કાર્ય અંગે કાર્યકર્તાઓ જાય છે ત્યારે મદદ કરે છે. પરંતુ સંસ્થા પાસે આજે આફ્રિકા પ્રતિનિધિમંડળ જાય તેવા ફાજલ માણસો નથી. આફ્રિકાના ભાઈઓ એમની પાસે જનાર હોય તો સારું દાન આપે છે એ અનુભવ છે. આ સ્થિતિમાં આફ્રિકાના જે શહેરોમાં સ્થાનિક પાટીદાર સમાજો છે તેમના કાર્યકર્તાઓને અમારી વિનંતી છે કે વિદ્યાનગરનું એ કામ પોતે ઉપાડી લે એ માટે સંસ્થા ઠરાવ કરી બંધારણસર કામ ઉપાડે તો અહીંથી આવનાર પ્રતિનિધિમંડળની ગરજ જરૂર સારે. આંગણે આવનારને આપણે દાન આપીએ છીએ, પણ એથી એક પગલું આગળ વધી, લાયક હોય તો પોતાની ફરજ માની તેને સામે ચાલી દાન આપવાની તૈયારી આપણે રાખવાની જરૂર છે. આશા છે કે અમારી આ વિનંતી ઉપર આફ્રિકામાંના પાટીદાર સમાજો ધ્યાન આપશે અને ગોગ્ય કરશે.

### હરિજન યુવક સાથે વણિક યુવતીનું લગ્ન

ગયા અંકે પાટીદાર યુવતીના હરિજન યુવક સાથેના લગ્નની નોંધ અમે લખી ત્યારે એ ઉલ્લેખ કર્યો હતો કે સમાજજીવન જે રીતે બદલાઇ રહ્યું છે તે રીતે આવા પ્રસંગો બનવાના. તે પ્રમાણેનો સવર્ણ યુવતીનો હરિજન યુવક સાથેના લગ્નનો પ્રસંગ બન્યો છે. અમદાવાદ સાબરમતી હરિજન આશ્રમ પાસે રહેતાં જૈન વણિક બહેન ધીરજબહેન શાહે નવસારી તાલુકાના અને અમદાવાદમાં નોકરી કરતા હરિજન બ્રાહ્મણ શ્રી. નર્મદાશંકર જયશંકર પંડ્યા સાથે કારેલીબાગ આર્યસમાજ વડોદરામાં લગ્ન કર્યાં છે.

### એક ઉપર બીજી પત્ની કરનારને વોરંટ વગર જેલમાં ધકેલાશે

ભરૂચના જિલ્લા મેજીસ્ટ્રેટે એક યાદી બહાર પાડી જણાવ્યું છે કે એક પત્ની હયાત હોવા છતાં બીજી સ્ત્રી કરનારને વગર વોરંટે પકડી શકાય છે. ને તેથી જે કોઇ ગામે આ કાયદાનો ભંગ થાય તે ગામના થાણાના પોલિસ અમલદારને તે ગામના પોલિસ પટેલે તત્કાળ ખબર કરવી. જે કોઇ પોલીસ પટેલ આ બાબતમાં ચૂક કરશે તો તેની સામે નોકરીમાંથી બરતરફ કરવા સુધીનાં શિસ્તનાં પગલાં ભરાશે. આ કાયદાની અમલ બજાવણી અંગે બીજા જિલ્લા મેજીસ્ટ્રેટો પણ આ પ્રમાણે યાદી બહાર પાડે તે જરૂરી છે.

# બોમ્બે ફોટો સ્ટોર્સ—કલકત્તા.

૩૪, પાર્ક મેન્શન,
પાર્ક સ્ટ્રીટ.

—x—



કલકત્તાની ફોટો-સ્ટોર્સની જાણીતી કંપની બૉમ્બે ફોટો સ્ટોર્સના માલિક શ્રી. સી ડી. પટેલ ( બોરીઆવીવાળા )ના પુત્ર શ્રી. કનુભાઈ ફોટોગ્રાફીના વધુ અભ્યાસ માટે ન્યુયોર્ક, અમેરિકા ગયા છે. આફ્રિકા તેમજ દેશના કોઈ ભાઈને ફોટોગ્રાફી સંબંધીતુ અમેરિકા (ન્યુયોર્ક) સાથે કંઈ કામકાજ હોય તો ઉપરના શિરનામે પૂછવું.

શ્રી કનુભાઈ સી. પટેલ
M. R. P. S., P. S. A.,

---

Reg. No. B. 1785

# પાટીદાર

સ્થાપકઃ સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ.

૨૦૦૩ ] મે-'૪૭ [ અંક

……બીજું બધું તો ઠીક, પણ પરણતાં પહેલાં વીસ વાર, અરે સો વાર વિચાર કરજો. પોતાનું જીવન અન્ય માનવી જોડે લિંગસંબંધ વડે જોડવું એ નૈતિક સમજદારીવાળા માણસને માટે જીવનભરમાં એ જે ભારેમાં ભારે મહત્ત્વનું કાર્ય કરી શકે એવું અત્યંત મહત્ત્વનું કાર્ય છે. અને એના ગર્ભમાં ઘણાં પરિણામો રહેલાં છે. એટલે માણસનું લગ્ન સદા એના મરણ જેવું હોવું જોઈએ—અર્થાત્ જયારે અન્ય કોઈ ગતિ જ ન હોય એવું એ અનિવાર્ય હોય ત્યારે જ એ થવું જોઈએ.

—ટોલ્સ્ટોય.

☆

તંત્રી
ઈશ્વર પેટલીકર

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટીંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઇશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૫-'૪૭

## પાટીદાર બહેનો માટે ઈનામી નિબંધ

એડન કેમ્પથી શ્રી. દહાભાઈ એસ. પટેલ તરફથી રૂપિયા પચ્ચાસ મળ્યા છે. જેમાંથી અર્ધા વિના લવાજમ ફંડમાં અને અર્ધા ઈનામી નિબંધ માટે. એમ ઉપયોગ કરવાનો છે.

આપણી અભણ બહેનોના દુઃખની ઘણી ચર્ચા થઈ ગયેલી છે. કેળવણી મળતાં બહેનો એ દુઃખમાંથી છૂટશે એમ મનાતું આવ્યું છે. છતાં આજે આપણી ભણેલી બહેનોની મૂંઝવણનો પણ પાર નથી. **'આપણી ભણેલી બહેનોની મૂંઝવણ'** એ અંગેના નિબંધ માટે રૂ. ૨૫ અને રૂ. ૧૦ એમ બે ઈનામ રાખ્યાં છે. તો એ ઉપર આપણી પાટીદાર બહેનો નિબંધ લખી મોકલશે તેવી વિનંતિ છે. તે નિબંધ સગવડ પ્રમાણે 'પાટીદાર'માં પ્રસિદ્ધ કરવામાં આવશે. જે બહેન પોતાનું નામ છૂપું રાખવાની ઈચ્છા રાખતાં હશે તેમને એ પ્રમાણે છૂટ રહેશે.

જૂન આખર સુધીમાં જે બહેનોની ઈચ્છા હોય તે પોતાનો નિબંધ 'પાટીદાર' મંદિર, આણંદ. એ શિરનામે મોકલી આપે.

---

## વિદ્યાનગરમાં પ્લોટ જોઈએ છે?

ચારુતર વિદ્યામંડળ આણંદ, કરમસદ અને બાકરોલના સીમમાં વલ્લભ વિદ્યાનગર બાંધે છે, એ હવે સૌ જાણે છે.

આ વલ્લભ વિદ્યાનગરમાં ઉચ્ચ કેળવણીની કોલેજો માટેનાં મકાનો તૈયાર થાય છે. આર્ટસ્ અને સાયન્સ કોલેજો આવતા જૂનમાં શરૂ પણ થશે.

આ સ્થળે કેસ્લી ટાઉનનાં મકાનોવાળું ૧૦૦૦–૧૫૦૦ પ્લોટનું નગર તૈયાર થવાનું છે. ૫૦૦ ચો. વારના પ્લોટની કિંમત રૂ. ...... છે. પ્લોટ ખરીદનારને આટલી જગા મોકળી મળવાની છે. તેમાંથી રસ્તો કે બીજી કોઈ જગા કપાવાની નથી.

પ્લોટ રાખનારે ચારુતર મંડળને રૂ. ૩૦૦ શેર માટે અને રૂ. ૨૦૦ રસ્તા ખર્ચના મળી કુલ રૂપિયા ૫૦૦ જુદા આપવાના રહેશે.

**મનોરભાઈ જીજીભાઈ પટેલ,**

ઠે. ચ. પ્ર. આર્યસમાજ. આણંદ

# માસિકની પોતાની વાત

(૧) નવા ગ્રાહક બનારને વૈશાખથી અંક મોકલાશે. પાછલા અંક શિલક નથી.

(૨) લેખકોએ ન સ્વીકારાયેલ લેખ પરત જોઈતો હોય તો સાથે ચોખ્ખા આનાની ટિકિટ બીડવી. નનામા લેખ ઉપર ધ્યાન આપવામાં આવતું નથી.

(૩) માસિક અંગ્રેજી મહિનાની તા. ૨૫ મીએ નિયમિત રવાના થાય છે. અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવવી.

(૪) આણંદમાં રૂબરૂ લવાજમ ભરવાની સગવડ સ્ટેશન રોડ ઉપર ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં રાખી છે.

**(૫) આફ્રિકાના જે ભાઈઓનાં લવાજમ—ચાલુ તથા પાછલી સાલનાં—બાકી હોય તે મોકલી આપે તેવી વિનંતિ છે.**

## આફ્રિકામાં લવાજમ ભરવાનાં સ્થળ

**(૧) મોમ્બાસા**—શ્રી. રણછોડભાઈ એમ. દેસાઈ, જનરલ પોસ્ટ ઑફિસ
**(૨) નાઈરોબી**—શ્રી. જયંતકુમાર કે. પટેલ, પો. બો. ૬૪૦
શ્રી. છતેન્દ્રકુમાર પી. દેસાઈ, સીમેન્ટ્સ ટીમ્બર ઍન્ડ હાર્ડવેર સ્ટોર ડ્યૂક સ્ટ્રીટ
શ્રી. કાન્તિલાલ એ. પટેલ, ધી ટ્રેઝરી
**(૩) કંપાલા**—શ્રી. સોમાભાઈ આર. પટેલ,
C/o એલ. એન્ડ એ. લિ., પો. બો. ૩૨૪
**(૪) દારેસલામ** શ્રી. ડાહ્યાભાઈ એમ. પટેલ, કસ્ટમ્સ ઑફીસ.
**(૫) નકુરૂ**—શ્રી. નારણભાઈ એમ. પટેલ,
C/o કોલોનિયલ સ્ટોર્સ, પો. બો. ૧૦૨
**(૬) જિંજા**—શ્રી. રાવજીભાઈ સી. પટેલ, પો. બો. ૧૪૩
**(૭) ટાન્ગા**—શ્રી. મણીભાઈ કે. પટેલ, પો. બો. ૧૩૨
**(૮) કેરીચો**—શ્રી. રણછોડભાઈ છ પટેલ, પો બો. ૪૦
**(૯) કિસુમુ**—શ્રી. નારણભાઈ બી. પટેલ
C/o સનસાઈન સ્ટુડિયો, પો. બો. ૧૭૦
**(૧૦) મ્બાલે**—શ્રી. ધનજીભાઈ એસ. પટેલ, પો. બો. ૧૧૧
**(૧૧) થીકા**—શ્રી. અંબાલાલ એસ. પટેલ, પો. બો. ૩૬
**(૧૨) મસાકા**—શ્રી. ઈશ્વરભાઈ એસ. પટેલ, પો. બો. ૩૩

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય—'પાટીદાર' મંદિર, આણંદ

જેઠ સં. ૨૦૦૩ ] મે-'૪૭ [ વર્ષ • ૨૪ અંક • ૮

## પ્રત્યુત્તર

ભાઈશ્રી વજુભાઈ,

વૈશાખના 'પાટીદાર' અંકમાં મારા ઉપર લખેલો આપનો પત્ર વાંચ્યો. એ પત્ર આપે ધર્મ સમજી શુદ્ધ ભાવેજ લખ્યો છે તેની હું કદર કરું છું. આપની ઘણી ખરી શંકાઓનું સમાધાન મારી એ અંકમાં પ્રસિદ્ધ થએલી પ્રશ્નોત્તરીમાંથી મળી રહેશે.

મર્યાદા ક્રમશઃ છે. ૭ ગામ, બાર ગામ, સત્તાવીશ ગામ વગેરે વગેરે સમજવાનું છે. વિધવા સાથે લગ્ન કરવું એ નક્કી છે પણ જે ગોળમાં વિધવાઓ લગ્ન-કરી શકતી હોય ત્યાં આવું લગ્ન કરવાનો અર્થ નથી એ સમજી શકાય એવી વાત છે.

આપ હરિજન વિધવા સાથે લગ્ન કરવાની સલાહ આપો છો. હરિજન વિધવાઓ લગ્ન કરી શકે છે એ વાત કદાચ આપના ખ્યાલ બહાર રહી ગઈ હશે. આપણી વિધવા બહેનોને બિલકુલ એ હકથી વંચિત રાખવામાં આવી છે, અને તેથીજ એ પ્રશ્ન મને સૌ કોઈ પ્રશ્ન કરતાં આજે વધુ મહત્ત્વનો લાગે છે.

સામાજિક સુધારા કરવામાં વ્યક્તિગત શક્તિને જ પ્રથમ અવકાશ છે. જો એ સુધારો સમાજને આલ લાગશે તો એનો સ્વીકાર થશે. આનો બધો આધાર સુધારકના ચારિત્ર અને પ્રમાણિકતા ઉપર અવલંબે છે. ગાંધીજી અસ્પૃશ્યતા

નિવારણ કરવામાં ઘણે અંશે ફળીભૂત થયા હોય તો એ એમના ચારિત્ર અને બળને જ આભારી છે. સૂચનો કરવાથી માત્ર ધર્મ પૂરો થતો નથી. આજે અમલ એ મહત્ત્વનો પ્રશ્ન છે. સમાજમાં જે કંઇ અન્યાયી ધારો લાગે તેની સામે થવું અને એ અન્યાય પોતા પૂરતો દૂર કરવો એજ શ્રેષ્ઠ ધર્મ છે. યથાશક્તિ, પ્રમાણિકપણે દરેકે પોતપોતાની રીતે પ્રયત્ન કરવો રહ્યો. એજ માત્ર એકજ માર્ગ મને જણાય છે.

આજે આપણા સમાજમાં કોઈ બહેન વિધવા બની એટલે એની મિલકત ખાઇ જવામાં આપણું સૌનું ધ્યાન પ્રથમ જાય છે. વિધવાઓને પેટ ભરવા માટે કચેરીઓમાં જવું પડે છે એ શરમની વાત છે. સ્ત્રી વિધવા થઈ એટલે બાર મહીને બાર મણ કોદરા માગે, વધુ શું માગે? એ સામાન્ય મનોદશા થઇ પડી છે.

આપ આગળ ચાલતાં લખો છો કે, 'આપ આવું લગ્ન કરશો તો જ્ઞાતિની ...એક કુંવારી કન્યાનું ક્યાંક બલિદાન દેવાશે.' કારણમાં આપ વરની અછત બતાવો છો. આ અછત પણ આપણેજ ઉભી કરી છે ને? કન્યાઓ આપવા ગોળ બાંધ્યા અને કન્યાઓ લેવા માટે નહિ, એટલે પરિણામ સંકડામણમાંજ આવે ને! આનો ઉપાય ગોળ તોડવા એ છે. પણ બિલાડીના ગળે ઘંટ કોણ બાંધે! આપણે બધા આમ વાતો કરીએ છીએ પણ પ્રસંગ પ્રાપ્ત થતાં પાણી પાની કરીએ છીએ. એટલે મારી તો નમ્ર માન્યતા છે કે જેને જે કંઇ કરવા યોગ્ય લાગે તેણે તે બીજાની મદદ જોયા સિવાય કરવા બેસી જવું. સામાજિક સુધારા બહુ ધીમી ગતિએ થાય છે એથી કોઇએ અકળાવું નહિ.

આપ છેવટમાં નિર્ણય રૂપે જણાવો છો કે 'કાન્તિના દીપકમાં પૂરવાનું તેલ ચોરવા, છીનવવા કે ઉધાર લેવાનો સૌ કોઇનો ધર્મ છે.' આ નિર્ણય મને ભૂલ ભર્યો લાગે છે. મારા મત મુજબ તો ચોરવું, છીનવવું એટલે બુરા સાધનોનો ઉપયોગ આપણા સાધ્ય માટે કરવો એ બરાબર નથી. પવિત્ર સાધ્ય માટે પવિત્ર સાધનોનોજ ઉપયોગ કરવો ઘટે. આપણા સાધનોની જેટલી પવિત્રતા એટલી જ આપણા સાધ્યની સિદ્ધિ સમજવી.

હરિજન ઉદ્યોગ મંદિર,
મરીડા ભાગોળ,
**નડિયાદ**

લિ. આપના,
**જશભાઇના** વં. મા.

# યુવકો વિચારે

શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ

જ્યેષ્ઠ માસ ઉપર કોઈએ 'પાટીદાર' મારા હાથમાં મૂક્યું અને ભાઈ જશભાઈના નિવેદન પ્રત્યે મારું ધ્યાન ખેંચ્યું. હું તે વાંચી ગયો. મારું હૃદય હરખાયું. ૧૯૩૦માં નાસિક જેલમાં 'કુલીન વિધવા' લખતાં 'પુણ્ય પુનર્લગ્ન' માં કલ્પેલા એક પાટીદાર યુવકના નિશ્ચયની મને યાદ આવી. આટલાં વરસોના ગાળા પછી પણ એક નિશ્ચયી યુવકની પ્રતિજ્ઞા વાંચતાં મારા હૃદયના તાર ઝણઝણી ઊઠ્યા. કોમના અને કુળના મિથ્યાભિમાનમાં ડૂબતી જતી પાટીદાર કોમમાંથી એક યુવક તો મળી આવ્યો, કે જેના હૃદયમાં નિર્દોષ બાળવિધવાના અંતરની વેદનાની ચોટ લાગી છે. હું તેમને ઓળખું છું. અને પછી તો મેં તેમની સાથે ઠીક ઠીક પરિચય સાધ્યો. તેમના હૃદયની વેદનાથી માહીતગાર થતાં અંતરમાં જ પ્રભુને પ્રાર્થના કર્યા કરું છું કે પ્રભુ તેમની અભિલાષા પૂર્ણ કર!

આ પ્રશ્ન હું કોમની સંકુચિત દૃષ્ટિથી જોતો નથી. માનવતાની દૃષ્ટિએ જોઉં છું. જે સમાજ બાળવિધવાઓના નિર્દોષ હૃદયની હાયથી કપાતો જતો હોય તે સમાજ પોતાના મિથ્યાભિમાનમાં ભલેને મલકાતો હોય પણ નિર્દોષ હૃદયના દુઃખની જ્વાળા તેને છોડશે નહીં. આ વાત જૂનવાણી મનોદશાવાળાઓના હૃદયમાં નહીં ઉતરે. પણ પાટીદાર યુવકોએ ગંભીરતાપૂર્વક આનો વિચાર કરવો જોઈએ. હું નથી માનતો કે યુવકો અને મોટેરાઓ આનો વિચાર નહીં કરતા હોય, પણ લાંબા કાળથી ચાલી આવતી રૂઢિના ચીલામાંથી બહાર નીકળવાની તેમની હિંમત નથી.

આપણે બધા ઉંદરોની મનોદશામાં છીએ. આપણી ત્રુટિઓનું આપણામાંના ઘણાઓને ભાન છે. આપણો રોગ આપણે જાણીએ છીએ. પણ બિલાડીને ઘંટ કોણ બાંધે! ભાઈ જશભાઈએ તે ઘંટ બાંધવાની હિંમત કરી. પાટીદાર યુવકોએ આ વીરલ હિંમતને અપનાવી લેવી જોઈએ. યુવકો આ વિષે ચર્ચા ભલે કરે, પણ એકલી ચર્ચાથી કાંઈ વળે નહીં. આપણા વિચારોની ક્રાન્તિ સાથે આપણા વર્તનમાં પણ ક્રાન્તિ થવી જોઈએ. વર્તન સિવાયના ખાલી વિચારો વાંઝીઆ છે.

આ વિકટ પ્રશ્નની મુશ્કેલી હું સમજું છું. યુવાન વિધુર કે યુવાન વિધવાએ પોતાના પ્રેમને વફાદાર રહીને આ સંસારમાં યમ, નિયમ, અને

# જ્ઞાતિનાં લેબલ શા માટે ?

શ્રી. ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

ઊંચનીચના ભેદ અને વર્ણ ભેદ આ બીજા સ્વરૂપમાં જગતભરમાં સર્વત્ર જોવા મળે છે. ફરક એટલો છે—અને તે ઘાતક છે—કે હિંદમાં રોટીબેટીની મર્યાદા સહિત દીવાલબદ્ધ થયો અને એક આખી પ્રજાને છેક જ અસ્પૃશ્ય દશામાં મૂકી દેવામાં આવી.

યંત્રયુગના મંડાણ સાથે અને બ્રિટિશ રાજ્યના આક્રમણ સાથે સમાજજીવનમાં મહત્ત્વના ફેરફારો થયા. આધુનિક શિક્ષણપદ્ધતિમાં નોકરશાહીનું એક વિસ્તૃત તંત્ર રચાયું અને એનાં દ્વાર દરેક માટે વિના ભેદ ખુલ્લાં મૂકવામાં આવ્યાં. શરૂઆતમાં તો ઉપલા વર્ગે જ આનો લાભ લીધો. પણ બધા જ્યારે અંગ્રેજી ભણતા થવા લાગ્યા ત્યારે કહેવાતી હલકી વર્ણોને જ એમાં પ્રથમ તક આપવાની નીતિ સ્વીકારવામાં આવી. વેપાર અને કારીગરીના તંત્રમાં પણ અનેક ઉથલપાથલો થઈ. દેશના હુન્નરઉદ્યોગોનો નાશ કરવાની સરકારી નીતિની સાથે જ બાપદાદાના ધંધા તૂટવા લાગ્યા અને ગમે તે વર્ણનો માણસ ગમે તે ધંધો કરે એવી જરૂર ઊભી થઈ. વિદ્યાના અનધિકારી અને અસ્પૃશ્ય ગણાતા એક માત્ર શૂદ્રને જ આ તકનો લાભ ન મળે એમ હતું, પણ તેય મસીહી પાદરીઓના ધર્માન્તરના આક્રમણમાં શક્ય બન્યું. સ્વાભાવિક રીતે જ શૂદ્રોની અનેક પેટાજ્ઞાતિઓ અને બીજી પણ હલકી ગણાતી જ્ઞાતિઓ માટે બાપદાદાનો હલકો અને ઘૃણાજનક ગણાતો ધંધો છોડી, અસ્પૃશ્યતામાંથી છૂટી ગમે તે ધંધામાં માનપૂર્વક પ્રવેશ કરવાની આ સોનેરી તક હતી. એથી સમાજજીવનને એકંદરે હાનિ પહોંચી એમ હોય તો વાંક હિંદુસમાજનો—વર્ણવ્યવસ્થાનો હતો. ટુંકામાં, યંત્રયુગમાં ગુણકર્મનો કે જન્મકર્મનો વિચાર કરવાની કોઈ વાત જ નથી. અને ધંધાની નાતજાત સેળભેળ થઈ ગઈ. અને તે સારું થયું. ઊંચનીચતા, અસમાનતાના પાયા પર રચાયેલા ન હોય તો પણ વાસ્તવમાં એ જ સ્થિતિએ પહોંચેલા સમાજ માટે એની એવી ઘાતક વર્ણવ્યવસ્થા તોડવાનું અનિવાર્ય હતું. યંત્રયુગે જાણે અજાણ્યે એ કામ કરી આપ્યું.

પણ આ ફેરફાર તો વ્યવસાય પૂરતો, પેટ ભરવા પૂરતો નીવડ્યો. વાસ્તવમાં તો આજે પણ બાપદાદાના ધંધા પ્રમાણે અને જન્મ પ્રમાણે જ્ઞાતિનાં લેબલ કાયમ રહ્યાં. સુતાર સુતારનું કામ કરતા છતાં સુતાર જ

રહો. પાટીદાર દરજીનું કામ કરતા છતાં પાટીદાર જ રહો. વળી ખ્રિસ્તી થએલા રજપૂત કે પગી ખ્રિસ્તી થએલા ઢેડ કે ભંગી સાથે સામાજિક વ્યવહાર ન બાંધી શકે !

હિન્દુ વર્ણવ્યવસ્થાનાં એક શ્રેષ્ઠ આદર્શ તરીકે ગમે તેટલી સુંદર ભાષામાં વખાણ કરવામાં આવે છતાં તેની પોકળતા ઢાંકી રહે તેમ નથી. એ વખાણ તો કહેવાની ઉપલી વર્ણ પોતાના વર્ણના અહંમાંથી નીપજાવે છે. ચાર વર્ણની અઢાર વર્ણ થઈ અને અઢારની અઢારસો થઈ. વસ્તીગણત્રીનો હેવાલ તો આવી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓની સંખ્યા ૨૪૦૦ની બતાવે છે.

ત્યારે જ્ઞાતિ એટલે શું? જ્ઞાતિ એટલે રોટીબેટી વ્યવહારની દીવાલબદ્ધ મર્યાદા અને ધંધાની ઓળખ. સુતાર કહેતાં બ્રાહ્મણ સિવાય બીજા કોઈનું પાણી ન પીનાર, પોતાની જ્ઞાતિની અંદર જ કન્યાનો વ્યવહાર કરનાર અને સુતારી કામ કરનાર જ્ઞાતિ અને એજ પ્રમાણે તમામ કારીગરોની ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ. અનેક કારણોથી આ જ્ઞાતિઓમાં પાછા ફાંટા–તડ પડી ગયાં અને એમાં પેટા જ્ઞાતિઓ થઈ. અસ્પૃશ્ય ગણાતા શુદ્રોમાં પણ વણકર, ઢેડ ભંગી, ચમાર આદિ અનેક જ્ઞાતિઓ હયાતીમાં આવી. વળી બ્રાહ્મણોમાં પણ પૂજા કરનાર, ધર્મક્રિયાઓ કરનાર, બે વેદ ભણનાર, ત્રણ વેદ ભણનાર, અસલમાં અમુક ગામથી આવેલા, એમ અનેક રીતે પેટા વર્ણો થઈ. અને એમજ બધી જ્ઞાતિઓનું સમજવું. વર્ણવ્યવસ્થામાં ખેતી, ગાયોનું પાલન, અને વેપાર ( कृषिगोरक्षावाणिज्यम् ) કરનાર ત્રણેને વૈશ્ય ગણ્યો છે. પણ આજે તો ખેડૂત, ભરવાડ અને વાણીઆમાં જ્ઞાતિના હિસાબે મોટું અંતર પડી ગયું છે અને એમાં અનેક પેટાવર્ણો હયાતીમાં આવી છે.

જ્ઞાતિનાં ત્રણ લક્ષણો પૈકી પ્રથમ તૂટયું જન્મ પ્રમાણે ચાલ્યું આવતું ધંધાની મર્યાદાનું લક્ષણ. આગળ કહ્યું તેમ ગમે તે જ્ઞાતિ ગમે તે ધંધો કરતી થઈ ગઈ છે. એટલે ધંધાના અર્થમાં હવે જ્ઞાતિને જ્ઞાતિ કહી શકાય એમ નથી. તે પછી રોટી વ્યવહારની મર્યાદા તૂટી. ધંધાની મર્યાદા તૂટવાથી જ આ શક્ય બન્યું છે. હજી તે સાવ ગઈ નથી પણ છેલ્લાં ૨૫ વર્ષથી તેના પર ભારે આઘાતો થયા છે. બધી જ્ઞાતિના લોકો એકજ ઓફીસમાં, અરે એક જ ઓરડામાં કામ કરતા હોય ત્યાં ખાવાપીવાની મર્યાદા ક્યાંથી નભી શકે ? વળી છાત્રાલયોમાં, હોટેલોમાં, રેલ્વે અને સ્ટીમરની મુસાફરીમાં, દવાખાનાઓમાં તેમજ રાષ્ટ્રીય સમારંભોમાં ખાવાપીવાની

મર્યાદાઓ અલોપ થવા લાગી છે. આ એકભાવમાં જે કંઈ બાકી છે તે થોડા વખતમાં નાશ પામશે એમાં શંકા નથી.

ત્રીજું લક્ષણ બેટીવ્યવહારનું. જ્ઞાતિના દુર્ગ સમું આ લક્ષણ અપવાદ બાદ કરતાં જેમ ને તેમ મોજુદ છે. બહુ નજીકમાં કે સહેલાઈથી એ દીવાલો તૂટશે એવાં કશાં ચિહ્નો દેખાતાં નથી. આમ છતાં ઉપર કહેલી બે મર્યાદાઓનો નાશ થવામાંજ આ મર્યાદાના નાશનાં બીજ વવાઈ ગયાં છે એમાં શંકા નથી. ધંધા પ્રમાણે જ્ઞાતિ હતી ત્યારે બેટીવ્યવહારની મર્યાદા સમાજને ખૂબ અનુકૂળ હતી એમ કહ્યા સિવાય ચાલતું નથી. વેદ ભણનાર બ્રાહ્મણની દીકરી અને હથોડો પકડનાર લુહારના દીકરાનો ક્યાંથી મેળ ખાય? દરજીની દીકરી કડીઆના દીકરાને ધંધાની દૃષ્ટિએ શા ખપની? હજી યે જ્યાં એકજ ધંધાની દૃષ્ટિએ જ્ઞાતિમાં લગ્ન થતાં હોય ત્યાં તે દોષને પાત્ર નથી. પણ આ તો જૂજ દાખલામાં હવે લાગુ પડે છે. વળી લગ્નક્ષેત્રોમાં સમમતા અને સરળતાને યોગ્ય રીતે વળગી રહેવાય તો તો બહુ ક્ષેમજ છે. જ્યાં ધંધાની સેરભેળ થઈ ગઈ છે ત્યાં આ વાત લાગુ પડતી નથી. વેપાર કરતો પાટીદાર ખેતી કરતા પાટીદારને, હાંલ્લાં પકવનાર કુંભાર કોન્ટ્રાક્ટરનું કામ કરનાર કુંભારને પોતાની કન્યા આપે એ માત્ર જ્ઞાતિના લેબલના હિસાબેજ—લગ્નજીવનની સફળતાના હિસાબે તો એ ઊલટી જ વાત છે. બહારનાં આક્રમણો આ મર્યાદાને તોડી નાખ્યા વિના રહેવાનાંજ નથી. છાત્રાલયોમાં સાથે રહેતા, રમતા, જમતા, ભણતા વિદ્યાર્થીઓને ભણી રહ્યા પછી જીવનવ્યાપારમાં મોટે ભાગે તો ગમે તે ધંધો, નોકરી કે કારીગરી કરનાર એ યુવકને પોતાની જ્ઞાતિના લેબલવાળી કન્યા લાવવાનો દુરાગ્રહ રાખવાનું શી રીતે સમજાવાશે? વળી નવા જમાનાની વાર્તાઓ, બોલપટો અને રાષ્ટ્રીય સમારંભો એવા છે કે યુવકના મનમાં જ્ઞાતિની દીવાલ પાતળી બની પીગળી જાય છે.

લગ્નક્ષેત્રમાં જ્ઞાતિનું લેબલ જોવા કરતાં સ્વભાવનો મેળ અને ભાવિજીવનની એકરૂપતાનો ખ્યાલ કરવામાં આવે એ બહુ જરૂરી છે. સ્ત્રીને જો શયનખંડની એક માત્ર યુવતી જ બનાવી રાખવાની ન હોય તો એક સારો ડૉક્ટર એક સારી નર્સ સાથે, એક સારો આચાર્ય એક સારી શિક્ષિકા સાથે, ખેતી કરનાર કુશળ ખેડૂત ખેતીના કામમાં ઉપયોગી નીવડે તેવી (સીમમાં કદાચ ન જાય એમ ઘડીભર માનીએ તો પણ રોટલા ઘડવા, દાણ પૂરવાં, ભેંસ દોહવી, વાસીદાં કાઢવાં, દળવું, ખાંડવું, દાણા ઉપણવા, ઝાટકવા, સુકવવા, ઘી સંઘરવાં, ખાતરની ત્રેવડ રાખવી વગેરે અનેક કામ તો આવડ-

વાંજ જોઈએ ) સ્ત્રી સાથે લગ્ન કરવા ઈચ્છે એ જ. સ્વભાવિક છે. એની એ ઈચ્છામાં જ્ઞાતિની દીવાલો આડે ન આવવી જોઈએ. આડે આવતી હોય તો તેને ફગાવી દેવા પ્રયત્ન કરવો જોઈએ. પેટા જ્ઞાતિઓ કે ગોળની તો દરકાર જ ન કરવી જોઈએ. એથી આગળ કહેવાતાં કુળવાન અને કુળહીનનાં લેબલ માટે તો કહેવાનું રહેતું નથી. રૂઢિ સિવાય એની પરંપરા ટકાવી રાખવાનું બીજું કોઈ જ કારણ નથી. આથી જો પોતાની અટક કે ઉચ્ચનીચ ભેદભાવને પોષતો હોય તો તે કાઢી નાખી સાદી અટક રાખવી જોઈએ. 'અમીન' કે 'દેસાઈ'ને બદલે 'પટેલ' બસ છે. 'પટેલ' અટક પણ અભિમાન કે ગર્વનો વિષય ન હોવી જોઈએ. આમ જ બધી જ્ઞાતિનું સમજવું.

આ થઈ જ્ઞાતિનાં લક્ષણની વાત. એ દૃષ્ટિએ જ્ઞાતિનાં લેબલ કાયમ રાખવાનું કોઈ રીતે યોગ્ય જણાતું નથી. આધુનિક કેળવણી, યંત્રયુગનું ધંધાની સંકળાયેલું જીવન, રાષ્ટ્રીયતા, સમાજવાદ કે સામ્યવાદ, વિશુદ્ધ હિન્દુત્વમાં પણ જ્ઞાતિવાદને જરાયે સ્થાન નથી. પ્રગતિ સાધવા ઈચ્છતા રાષ્ટ્ર માટે જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ પ્રગતિરોધક છે. લંગડા પગે લાકડાની ઘોડીની મદદથી પર્વત ચડવાના પ્રયત્ન જેવું છે. જ્ઞાતિ ઉપર મમતા રાખી રાચવાનું ન હોય, પ્રગતિનું આપણું એકમ જ્ઞાતિ નહિ પણ રાષ્ટ્ર હોય. આપણી દૃષ્ટિ એટલી વિશાળ બનવી જોઈએ.

જ્ઞાતિનાં લેબલના હિસાબે નહિ પણ સ્વચ્છતાના હિસાબે રોટી વ્યવહારનો આપણે આગ્રહ રાખીએ. જ્ઞાતિનાં લેબલનો આગ્રહ ન રાખતાં સ્વભાવનો મેળ અને ભાવિજીવનની અનુકૂળતાના હિસાબે બેટીવ્યવહાર યોજવાનો હોય.

જ્ઞાતિની જડ એટલી ઊંડી અને મજબૂત છે કે તે રાતભરમાં તો તૂટી જવાની નથી જ. એમાં અધીરા થયે કંઈ વળે એમ નથી. પણ જડ ઊંડી છે માટે હાથપગ જોડીને બેસી રહેવું કે ચાલે છે તેમ ચાલવું એ તો કાયરતા છે. જ્ઞાતિઓને તોડવાની જરૂર છે, જ્ઞાતિઓ તૂટવા લાગી છે, અને રાષ્ટ્રની પ્રગતિમાં તે વિઘ્નકર્તા છે એટલું જો આપણને સમજાય તો પછી કમમાં કમ જીવનના સામાન્ય વ્યવહારોમાં જ્ઞાતિનાં લેબલને તિલાંજલિ આપવી એ આપણી ફરજ થઈ પડે છે. લગ્નક્ષેત્ર, જાહેર જીવનનાં અને સેવાનાં ક્ષેત્ર જ્ઞાતિ પાસેથી ખૂંચવી લેવાં જોઈશે. પછી કેવળ રાષ્ટ્રીયતા બાકી રહેશે અને તે સમગ્ર સમાજજીવનનું હૃદય બની રહેશે.

# હિંદુધારાનો નવો ખરડો

સમસ્ત હિંદુ સમાજને એકસરખી રીતે લાગુ પાડી શકાય તેવો હિંદુ કાયદો ઘડવા માટે સર બી. એન. રાવના અધ્યક્ષપદે એક હિંદુ ધારાસમિતિની રચના થોડા વર્ષો પૂર્વે કરવામાં આવી હતી. સર બી. એન. રાવ ઉપરાંત એ સમિતિમાં ડૉ. દ્વારકાનાથ મિત્ર, પ્રિ. જે. આર. ઘારપુરે અને શ્રી. ટી. આર વેંકટરામ શાસ્ત્રી એ ત્રણ સભ્યો હતા અને શ્રી. કે. વી. રાજગોપાલન સમિતિના મંત્રી હતા.

સમિતિએ જે અહેવાલ રજૂ કર્યો છે તે સર્વાનુમતે તૈયાર થયો નથી. ડૉ. દ્વારકાનાથ મિત્ર, જેઓ બંગાળના સુપ્રસિદ્ધ ધારાવિદ છે, તેઓએ અહેવાલનો વિરોધ કરતી નોંધ લખી છે. તેઓ હિંદુ કાયદાને ધારાબદ્ધ કરવાની વિરુદ્ધ છે અને ખરડામાં જે ફેરફારો સૂચવાય છે તે સંબંધમાં એમનું કહેવું એમ છે કે, એવા ફેરફારો માટે પ્રજાએ માગણી કરી નથી. પરંતુ સમિતિના બહુમતિએ કહ્યું છે કે, નવી પેઢીની બહુમતી ધારો ઘડવાની તરફદારી કરે છે અને એ હકીકતમાંથી અમને પુષ્કળ ઉત્તેજન મળ્યું છે, કેમ કે એ પેઢી જ હવે પછી લાંબો કાળ જીવવાની છે, અને પ્રસ્તુત ધારો એમના જ જીવનનું નિયમન કરવાનો છે.

ખરડામાં જે મુખ્ય મુખ્ય સુધારા સૂચવ્યા છે તે સર્વ હિંદુ સ્ત્રીઓને ઉપકારક નીવડે તેવા છે. જેવો છે તેવો ચાલુ હિંદુ કાયદો પુરુષોને ખૂબ માફક આવે તેવો છે, એ નિર્વિવાદ છે, એટલે એમાં જે કંઈ સુધારા થાય તે સ્ત્રીઓને લાભકર્તા નીવડે તેવા હોય એ સ્વાભાવિક જ નહીં પણ આવશ્યક છે. ન્યાયમૂર્તિ રાનડે વારંવાર કહ્યા કરતા હતા કે, જન્મ અને જાતિના ભેદને કારણે હિંદુ સમાજ જેટલું દુઃખ ભોગવે છે તેટલું બીજા કશાને કારણે નથી ભોગવતો. એ દુઃખ અથવા વિષમતાઓ દૂર કરવાના દૃષ્ટિથી એક સિદ્ધાંતરૂપે આ ખરડો સ્ત્રી અને પુરુષની સમાનતા સ્થાપી આપે છે. એટલે કે, લગ્ન અને મિલકતની બાબતમાં સ્ત્રીઓને એવા અધિકારો અપે છે. જેનો લાભ પોતાની સ્થિતિ સુધારવાને કાજે સ્ત્રીઓ લેવા ધારે તો લઈ શકે. તથાપિ સમિતિએ જ દર્શાવ્યું છે તેમ, ખરડાની મોટા ભાગની જોગવાઈઓ સહાયક રૂપની, સુગમતા કરી આપનારી છે. એમાં દબાણ જેવું કે ફરજિયાત બહુ ઓછું છે.

હિંદુ કાયદો એક ગીચ જંગલ જેવો છે. શ્રુતિ, સ્મૃતિ અને લોકાચાર એ ત્રણ એના મુખ્ય આધારો છે. સ્મૃતિઓમાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ

અને નારદ સ્મૃતિ મુખ્ય છે. પણ સ્મૃતિઓમાં પણ પરસ્પર ઐકમત્ય નથી. ક્યારેક તો પરસ્પર વિરોધી નિર્ણયો એમાં અપાયા છે. પરિણામે એમના પર જે ટીકાઓ લખાઈ છે તે દેશના જુદા જુદા ભાગોમાં નિર્ણાયક અથવા આધારભૂત મનાય છે–જેમ કે યાજ્ઞવલ્ક્યસ્મૃતિ પર વિજ્ઞાનેશ્વરે જે મિતાક્ષર ટીકા લખી છે તે બંગાળ સિવાય હિંદના બધા ભાગોને માન્ય છે, ત્યારે બંગાળમાં દાયભાગ એ કોઈ સ્મૃતિપરનો ટીકાગ્રંથ નથી, કિન્તુ બધી સ્મૃતિઓનો અર્ક કાઢીને જિમૂતવાહને ૧૩મી અને ૧૪મી સદીની વચ્ચે કયારેક એની રચના કરી હોવાનું મનાય છે. દાયભાગ પદ્ધતિ અને મિતાક્ષર પદ્ધતિમાં મુખ્ય ભેદ વારસાને લગતા કાયદાની બાબતમાં અને સંયુક્ત કુટુંબ વ્યવસ્થાની બાબતમાં છે. મિલકતની સોંપણી માટે મિતાક્ષર પદ્ધતિને બે પ્રકારો માન્ય છે: કુટુંબની મઝીયારી મિલકતની બાબતમાં ઉત્તરાધિકારનો પ્રકાર અને છેલ્લા કબજેદારની સર્વાંશે અંગત એવી મિલકતની બાબતમાં વારસદારી નક્કી કરવાનો પ્રકાર. દાયભાગને એક જ પ્રકાર માન્ય છે: વારસદારી નક્કી કરવાનો.

આ બેમાંથી એક પણ પદ્ધતિ મિલકતની પૂર્ણતયા માલિકણ બનવાનો સ્ત્રીનો અધિકાર માન્ય નથી રાખતી. મનુ, કાત્યાયન અને નારદ એ ત્રણ સ્મૃતિકારોએ તો સિદ્ધાંત બાંધી રાખ્યો છે, સ્ત્રીઓમાં જવાબદારીનું ભાન જ હોતું નથી અને પરસ્વાધીન હોવાને કારણે પિતા, ભર્તા કે પુત્રના રક્ષણની જરૂર રહ્યા કરે છે. કાત્યાયને તો સ્પષ્ટ આજ્ઞા ફરમાવી છે કે જે વિધવા અપુત્ર હોય તે જો પોતાના મૃત પતિ સિવાય બીજા કોઈની શય્યાભાગિની ન થઈ હોય, અને જેના આશ્રયે રહેલી હોય તેની સઘળી આજ્ઞાઓ પાળતી હોય તો જીવે ત્યાં સુધી પતિની મિલકતને ભોગવી શકે અને તેના મરણ બાદ એ મિલકત વારસદારોને મળે. મતલબ કે, સ્મૃતિકારોના આદેશ પ્રમાણે મિલકતની ફાવે તેવી વ્યવસ્થા કરવાનો સ્ત્રીને અધિકાર જ નથી. દેશનો પ્રવર્તમાન હિંદુ કાયદો આ આદેશોને અનુસરતો રહ્યો છે. તદુપરાંત પ્રિવિ કાઉન્સીલે કરેલા નિર્ણયો બ્રિટિશ હિંદની કોર્ટોને બંધનકર્તા હોવાથી બંગાળ, જ્યાં દાયભાગ પદ્ધતિનું ચલણ છે ત્યાંના એક કેસના સંબંધમાં પ્રિવિ કાઉન્સીલનો જે ચુકાદો પડયો તે બ્રિટિશ હિંદના બીજા ભાગોને બંધનકર્તા તથા મિતાક્ષર પદ્ધતિના લાભો દાયભાગ પદ્ધતિથી મર્યાદિત પણ થયા છે. એટલે એક સ્ત્રીધન સિવાય મિલકતનો બીજો એક એવો પ્રકાર નથી જેના પર સ્ત્રીનો વિશેષ અધિકાર હોય. અલબત, હિન્દના બીજા બધા ભાગો કરતાં મુંબઈ પ્રાન્તની હિંદુ સ્ત્રીઓને મિલકત અંગેના અધિકારો વધારે છે એટલું અહીં નોંધવું જોઈશે.

આનો ઉપાય ધીમે ધીમે શોધાતો જતો હતો અને વારસાના કાયદામાં અવનવા સુધારા પણ થતા જતા હતા. પણ રાવસમિતિએ આ બાબતમાં વ્યાપક સુધારો સૂચવ્યો છે. મિલકત ધરાવવાના અધિકાર સંબંધમાં એ મિતાક્ષર પદ્ધતિને અનુસરે છે અને વારસાની બાબતમાં એ દાયભાગ પદ્ધતિની ભલામણ કરે છે. આખા દેશમાં મિતાક્ષર પદ્ધતિનું ચલણ રહેશે એમ પણ એણે ઠરાવ્યું છે. આ એક અત્યંત મહત્ત્વનો સુધારો છે. એથી વ્યક્તિને પોતાની રળેલી કે વારસામાં મળેલી વડીલોપાર્જિત મિલકત પર સંપૂર્ણ અધિકાર મળે છે—પછી તે વ્યક્તિ સ્ત્રી હોય કે પુરુષ. સ્ત્રીઓ મિલકતની વ્યવસ્થા કરવાને અસમર્થ છે અથવા તો આજુબાજુના પુરુષ સગાંસંબંધીઓ એને ફોસલાવી જશે કે ફોલી ખાશે એ મતલબની દલીલોને સમિતિએ ફગાવી દીધી છે. જો પારસી, ખ્રિસ્તી કે મુસ્લિમ સ્ત્રીઓ મિલકતનો વહિવટ કરી શકે છે તો હિંદુ સ્ત્રીઓને વહિવટ કરતાં નહીં આવડે એમ માનવાનું કારણ નથી. સ્ત્રીને મિલકતનો અને વારસાનો અધિકાર મળવાથી હિંદુઓની મિલકતોના નાના નાના ભાગલા પડી જશે અને એ છિન્નભિન્ન થઈ જશે એ દલીલ પણ સમિતિએ માન્ય નથી રાખી. સમિતિની સૂચના પ્રમાણે વિલ કર્યા વિનાની પિતાની મિલકતમાંથી પુત્રને મળે તેનો અર્ધો ભાગ પુત્રીને મળશે, અને તે જ રીતે માતાની મિલકતમાંથી પુત્રીને મળે તેનો અર્ધો ભાગ પુત્રને મળશે. અર્થાત્ ન્યાયની દૃષ્ટિએ ભાઈબહેન સરખાં ઊતરશે. એનીચાડીને લગતી મિલકતની વહેંચણી સંબંધી અને પરણેલી અને કુંવારી દીકરીઓના મિલકતના ભાગ સંબંધી સ્વતંત્ર નિર્ણયો કરવામાં આવ્યા છે, જેનો અહીં કેવળ ઉલ્લેખ કરીશું.

મિતાક્ષર પદ્ધતિમાં કાયદાની અર્થ ઘટાવણીથી જે ઘાલમેલ થતી હતી, સંયુક્ત કુટુંબપ્રથા તૂટતી જતી હતી, સ્ત્રીઓ પોતાના અધિકારો વિશે અધિકાધિક સજાગ બનતી જતી હતી, અને હિંદભરમાં એકસરખા હિંદુ કાયદાની માગણી વ્યાપક બનતી જતી હતી, એ જોતાં આ સુધારો અત્યંત આવશ્યક હતો એ નિર્વિવાદ છે. શ્રીમંત અને મધ્યમ વર્ગના કુટુંબોને આ સુધારાથી ફાવશે એ દેખાતું છે. પણ સ્ત્રીની પરાધીનતાનું મુખ્ય કારણ, જે એનું આર્થિક પરાવલંબન, તે આથી દૂર થશે અને એનામાં આત્મશ્રદ્ધા પ્રગટતાં એની વ્યક્તિમત્તા ને યોગ્ય ગૌરવની તે અધિકારિણી બનશે, એ આ સુધારાનો જેવો તેવો લાભ નથી અને છતાં એમાં ઠગાણને ઓછામાં ઓછો અવકાશ છે. સમયસર વસિયતનામું કરી દઈને

રૂઢિચુસ્તો આ સુધારાની આપદા ટાળી શકે છે; પણ સ્ત્રી અને પુરુષ વચ્ચેનો ભેદ કાયદામાંથી નીકળી જતાં જે નવું માનસ ઘડાશે તે મિથ્યા થાય તેમ નથી. એથી સમાજનું શ્રેય સધાશે કે નહિ એવો પ્રશ્ન ઉપસ્થિત કરી શકાય છે. એમાં અભિપ્રાય ભેદ પણ સંભવે છે. તથાપિ યુગોના અન્યાયથી આ રીતે જે પ્રાયશ્ચિત કરવામાં આવ્યું છે તેનો નૈતિક દષ્ટિએ વિરોધ થઇ શકે તેમ નથી.

આ તેમજ સમિતિએ સૂચવેલા બીજા સુધારાની બાબતમાં વિરોધનું મુખ્ય દષ્ટિબિંદુ એ છે કે, એ સુધારા કાયદાનું રૂપ પામતાં હિન્દુ સમાજનો પાયો જ બદલાઈ જશે અને હિન્દુ સમાજનાં વિશિષ્ટ લક્ષણો ટાળી કરીને ભૂંસાઇ જશે એ વિચારવા જેવી વાત છે. તથાપિ આપણા સમાજવ્યવહારમાં જે અદમ્ય આર્થિક, સામાજિક અને રાજકીય પરિબળો ઘૂમી રહ્યાં છે તે અન્યથા થઈ શકે તેમ નથી. એમણે જે માનસપરિવર્તન આણ્યું છે, એથી સામાજિક સંબંધોમાં પણ જે પરિવર્તન આવતું જાય છે તેનો આ સુધારામાં કેવળ સ્વીકાર થયો છે. આટલા સુધારાથી હિન્દુ સમાજમાં જે એકત્વ આવશે એથી એને આત્મરક્ષા કરવી સુગમ થઇ પડશે. સમાનતાના સિદ્ધાંત પર અને લોકશાસનની ઉદાર ભૂમિકા પર મંડાએલો વિશાળ હિન્દુ સમાજ જ હવે કાળબળની સામે ટકી શકે એમ છે, બીજી કોઇ રીતે નહીં. એટલું એ પરિણામ આ સુધારા સાધી આપે તેમ છે એમ લાગે છે.

એટલે હવે બીજા મહત્ત્વના સુધારા પ્રત્યે નજર કરીએ. એ છે એક પત્નીત્વને લગતો ધારો. મુંબઇ પ્રાંતે એ કાયદો આગળથી ઘડી લીધો છે એ સુવિદિત છે. અખિલ હિંદ ધોરણે એવો કાયદો થતાં વાર થયા વિના નહીં રહે એમ માનીને જ એ ઘડી લેવાયો છે એ પણ સુવિદિત છે. રાવ સમિતિએ એને કાયદાના સિદ્ધાંતનું ( rule of law ) મહત્ત્વ આપ્યું છે. પુરુષને ફાવે એટલી પત્નીઓ કરવાની છૂટ જૂના હિંદુ કાયદામાં રહી હોવા છતાં ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરથી માંડીને આજ સુધીના સામાજિક સુધારકોએ જે વાતાવરણ દેશભરમાં પેદા કર્યું છે તેથી એકપત્નીત્વની ભાવના આપણા સમાજમાં દૃઢ થતી હતી. કાયદાએ એના પર કેવળ સ્વીકૃતિની મ્હોર મારી છે, અને એમ કરીને કાયદાની નજરે સ્ત્રી અને પુરુષની સમાનતા સ્થાપીને આજની સ્થિતિમાં સ્ત્રીનું સ્થાન પણ સુરક્ષિત બનાવ્યું છે. શોકસ્મરની શોક્યનું સાલ હવે પછી કોઇ પણ હિન્દુ સ્ત્રીને ભોગવવું નહીં પડે.

પણ એકપત્નીત્વ એ તો કાયદાનો એક સિદ્ધાંત બને તો છૂટાછેડાની જોગવાઇ પણ સાથોસાથ થવી જ જોઇએ, કેમકે જે લગ્નસંબંધ વિફલ જ

નહીં, કિન્તુ બંને પક્ષે અસહ્ય અને ક્લેશકર બની રહ્યો હોય તે જે કાયદાને કારણે અનિવાર્ય પણ બની રહે તો બેમાંથી એકનું મરણ જ એ દુઃખમાંથી છોડાવી શકે એવી પરિસ્થિતિ ઊભી થાય. એ વિચારીને રાવસમિતિએ છૂટાછેડાની પણ જોગવાઈ કરી છે. પરંતુ છૂટાછેડાને સસ્તા કે સહેલા બનાવીને એ પ્રવૃત્તિને ઉત્તેજન આપવાનું એણે નથી વિચાર્યું. ઓછામાં ઓછાં પાંચ વર્ષ સુધીનો પરિત્યાગ, અસાધ્ય ગાંડપણ કે ક્રૂરતા જેવી પરિસ્થિતિમાં છૂટાછેડાનો માર્ગ ઉઘાડો રાખ્યો છે. સમિતિના અહેવાલમાં જણાવ્યું છે કે, "અમને વિશ્વાસ છે કે અમે સૂચવી છે તે જોગવાઈઓ દુઃસહ સંજોગોમાંથી છૂટકારો અપાવવાને જ ખપ લાગશે અને તેનો દુરુપયોગ બીજી રીતે તો નહીં જ થાય. એમાં મધ્યમ માર્ગ ગ્રહવામાં આવ્યો છે. એથી છૂટાછેડા સહજ બનતા નથી અને છૂટાછેડા અશક્ય પણ બનતા નથી." સ્મૃતિકારોએ પણ આવા સંજોગોમાં જૂના લગ્નને ફોક સમજીને બીજો પતિ કરી લેવાની સ્ત્રીઓને છૂટ બક્ષ્યાનાં શાસ્ત્રવચનો ઉપલબ્ધ છે જ. નવા સ્મૃતિકારોએ એથી વિશેષ કશું કર્યું નથી. માત્ર ઉપલા વર્ણોનો લોકાચાર છૂટાછેડાની છૂટ નહોતો આપતો તે હવે કાયદાથી મળી રહેશે. વડોદરા અને મલબારમાં જ્યાં કાયદાએ છૂટાછેડાને અવકાશ કરી આપ્યો છે ત્યાં પણ એનો ઝાઝો લાભ નથી લેવાયો એ સૂચક છે.*

---

# અંકુશો અને માપબંધી

## શ્રી. સોમાભાઈ ડિશાભાઈ પટેલ

ગયા વિશ્વયુદ્ધે દુનિયાની અંદર ઘણી ખાનાખરાબી કરી ભયંકર યાતનાઓ સર્જાવી છે. અંકુશો અને માપબંધી એ પણ ગયા મહાયુદ્ધની દુનિયાને એક ભેટ છે. દુનિયાના સ્વતંત્ર દેશોએ પોતાના દેશમાં આવા અંકુશો અને માપબંધી ચોક્કસ કારણે દાખલ કરી હશે અને તેનાથી લાભ ઉઠાવ્યા હશે એ હું કબુલ કરું છું. પરંતુ હિન્દુસ્તાનમાં તો તેણે કદાચ થોડો લાભ કર્યો હશે એમ માની લઈએ તો પણ ઠીક ઠીક પ્રમાણમાં મોટું નુકસાન જ કર્યું છે એમ મને લાગે છે.

અછતના સમયમાં વસ્તુના પ્રમાણમાં લોકોને ન્યાયી રીતે પોતાને જરૂરની વસ્તુઓ મળે એ બહાના હેઠળ આવા અંકુશો મૂકવામાં આવ્યા છે અને માપબંધી દાખલ કરવામાં આવી છે. હાથીના ચાવવાના અને દેખાડવાના,

* 'સ્ત્રીજીવન'ના લેખમાંથી.

દાંત જેમ જુદા જુદા હોય છે તેમ આ બાબતમાં પણ છે એમ મને લાગે છે. યુદ્ધના સમયમાં અહીં પરદેશી રાજ્ય હતું તે યુદ્ધમાં સંડોવાયેલું હતું; અને તેથી તેણે પ્રજાને પૂછ્યાગાછ્યા વિના હિન્દુસ્તાનને પણ યુદ્ધમાં સામેલ કર્યું. કુદરતી કૃપાવાળો આપણો દેશ અનાજ અને અનેક ઉપયોગી ચીજોના ઉત્પાદનનો મુલક છે. વસ્તી પણ ઘણી મોટી છે. ઇંગ્લેન્ડ એ એવો મુલક છે કે ત્યાં ખાદ્ય ખોરાકની ચીજો ઘણી ઓછી પાકે છે. વળી લડાઇને અંગે જોઇતો સરસામાન ઉત્પન્ન કરવાનો હોવાથી અને બોમ્બમારાને લઇને કારખાનાં વગેરેને નુકશાન થવાથી કાપડ અને એવી બીજી કેટલીએ ચીજો માટે પણ તેને હિન્દુસ્તાન ઉપર આધાર રાખવો પડે એ સ્થિતિ લડાઇને લીધે ઉત્પન્ન થઇ હતી. આ સંજોગોમાં લોકોને ચીજો બરાબર મળતી રહે એ બહાના હેઠળ તેણે અંકુશો અને માપબંધી દાખલ કરી. પરંતુ તેનો ખરો હેતુ તો મારા મત મુજબ પોતાના દેશને જોઇતી સાધન સામગ્રી હિન્દુસ્તાનમાંથી મેળવવાનો જ હતો. જો આમ ન હોત અને લોકોના ભલા માટે જ અંકુશો દાખલ કર્યા હોત તો બંગાળમાં જે લાખો માણસો ભૂખે મરી ગયાં તે સ્થિતિ કદાપી થાત નહિ.

આ કંટ્રોલને પરિણામે આખા દેશમાં બધે અનાજ વગેરેની વહેંચણીનું ધોરણ એક સરખું ન હતું. કેટલાક પ્રાંતોમાં કેટલીક ચીજો માપબંધીમાં હોય જ નહિ અને બીજા પ્રાંતોમાં તેજ ચીજો માપબંધીમાં હોય. દેખાવ તો એવો થયો હતો કે આ માપબંધી અને તેને અંગેના કાનુનો લોકોને કેવળ હેરાન કરવા માટે જ ન ઘડાતા હોય! વ્યવસ્થાશક્તિની બાબતમાં તો નોકરશાહીએ પોતાની અણઆવડત પૂરેપૂરી બતાવી આપી છે. કંટ્રોલને પરિણામે અમુક વ્યક્તિઓને કંટ્રાટો મળવા માંડ્યા. તે લોકોએ એમાંથી લાખો રૂપીઆ પેદા કર્યા. અમલદારોને ફાવ્યું તેમ વહેંચણી કરવા માંડી. ગામડાને તો કંઇ જ ગણત્રીમાં લેવામાં આવ્યું નહિ. મુંબાઇની માસિક ૨॥ થી ૩ રતલ ખાંડ મળતી ત્યારે ગામડાંને ૦॥ રતલ મળતી. જ્યાં વીજળી હોય ત્યાં સગડીઓ અને સ્ટવ સળગાવવા ઘાસતેલ ઠીક ઠીક પ્રમાણમાં અપાય અને ગામડાને માસિક ના પીન્ટ કેરોસીન અપાતું. અમલદારોને લાંચરૂશ્વત લેવાનું અને પોતાની લાગવગ વધારવાનું મોટું ક્ષેત્ર મળી ગયું. લોકોની હાડમારીઓનો પાર ન રહ્યો. ટુંકામાં કંટ્રોલો અને માપબંધીની મોકાણ સંબંધી લખતાં તો પાનાંનાં પાનાં ભરાય એટલી તકલીફો પ્રજાએ ભોગવી છે. કાપડની મીલોવાળા ગમે તેવો રદ્દી માલ ઉત્પન્ન કરે અને તે બધો

સરકાર લે અને લોકોને ગજે પાલે છે. આ રીતે ભીલોવાળાને ન્યાલ કરી દીધા છે. વહેંચણીનું તો કંઈ ઠેકાણું નથી. સરકાર આપે તે માલ વહેંચવાનો. આ અંધેર કારભારની તે કેટલીક વાત કરવી.

લડાઈ બંધ થઈ. પ્રજાકીય સરકારો આવી. લોકોએ માન્યું હતું કે હવે આ માપબંધીની મોંકાણ અને અંકુશોની હોળી બંધ થશે. પણ કેટલાયે મહિનાઓ થયાં હજુ આ પરિસ્થિતિમાં ખાસ કંઈજ ફેરફાર થયો નથી. લાગે છે એવું કે પ્રધાનો તેમના નોકરોને પૂછે. તેમને તો આ અંકુશોમાં ઘી જ્યાં છે એટલે તે તો તેને કાઢવાની વાતજ શું કામ કરે? આંકડા રજૂ કરે અને પ્રધાનોને ભયંકર સ્થિતિ છે એવું દેખાડે. પણ આંકડા તો મોટે ભાગે ખોટાજ હોય છે. હજુ તો ઘણા અંકુશો ચાલુ છે. મહાસભા જેવી સંસ્થાએ પ્રધાનપદાં સ્વીકાર્યાં છે છતાં તે પણ હજુ મુંબાઈને રાા રતલ ખાંડ અને ગામડાંને ાા રતલ ખાંડ આપે છે. આ કઈ જાતની સમજ છે તે સમજી શકાતું નથી.

દંડીલો બે જાતના છે. કેટલાક અંકુશો પ્રાંતિક સરકારના તરફથી છે. કેટલાક મધ્યસ્થ સરકારના તરફથી છે જનતા બિચારી હેરાન થાય છે. તેમને પોતાની વાત સરકારના કાન સુધી પહોંચાડવાની ગનાગમ નથી. આજ સુધી થતું એવું કે જનતાની મુશ્કેલીઓ દૂર કરવા મહાસભાવાદીઓ મથતા. આજે તે હવે રાજ્ય ચલાવવામાં પડ્યા છે. ને લાગે છે કે નોકરશાહીના આંધળા હુકમો અને અંધેર કારભારનો બચાવ કરવાનું બેહૂદું કામ તેમને માથે આવ્યું છે. આજે મહાસભા સમિતિઓનું કામ તો એવું જોઈએ કે જનતાને કઈ કઈ જાતની મુશ્કેલીઓ છે તેની નોંધ કરવી. તે મુશ્કેલીઓ શી રીતે વહેલી તકે દૂર થાય તે માટે બનતું બધુંજ તેણે કરવું જોઈએ. અત્યારે તો જે કંઈ કરે છે તે બિલકુલ પૂરતું નથી. જનતામાં પોતે જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તેને ટકાવી રાખવા માટે આ જરૂરી છે. પ્રાંતિક સરકારો તરફથી ક્યા ક્યા અંકુશો ચાલુ છે અને મધ્યસ્થ સરકાર તરફથી ક્યા ક્યા અંકુશો ચાલુ છે તેની એક યાદી કરવી જોઈએ. સરકાર પાસે એ અંકુશો શાથી ચાલુ રાખે છે તેનાં કારણો માગવાં જોઈએ અને પછીથી તે કારણો કેટલે અંશે વજુદવાળાં છે તેની પૂરી તપાસ કરી તે અંકુશો દૂર કરવા કે તેમાં ફેરફાર કરી શકાય તેમ છે કે નહિ તેનો વિચાર કરવો જોઈએ. પ્રાંતિક સમિતિઓ તરફથી આ વાત છેક અખિલ હિંદ મહાસભા સમિતિ સુધી લઈ જવી જોઈએ અને અ. હિં. મહાસભા સમિતિની એકાદ સભા

આજ માટે ભરાય તો પણ તે તદ્દન યોગ્ય છે એમ હું માનું છું.

પ્રજામાંથી ચોક્કસ દોરવણી મળ્યા સિવાય આ અંકુશો વગેરે દૂર થાય તેમ દેખાતું નથી. લોકોમાં ભૂખમરો ફેલાશે, લોકોને ઉઘાડાં ફરવું પડશે આ બધા ભય ઘણે અંશે કાલ્પનિક છે. પ્રાંતોના અને મધ્યના બધા મહાસભાવાદી પ્રધાનો અને ઓ. આઈ. સી. સી. ના સભ્યો તથા આ અંકુશોની હાલાકીમાંથી પ્રજા શી રીતે મુક્ત થાય અને લોકોની મુશ્કેલીઓ કેમ કરીને ઓછી થાય તે બાબતમાં રચનાત્મક સુચનાઓ કરી શકે તેવા જનતાના માણસો બધા ભેગા થઈને આ પ્રશ્નનો વિચાર કરે તો મને લાગે છે કે ઘણી મુશ્કેલીઓ દૂર થાય. આ અંગે જે બહોળો સ્ટાફ્ રોકાય છે અને પરિણામે સરકારી ખર્ચ વધી ગયું છે તે પણ ઓછું થાય. આ ખાતાં બધાં બંધ થાય તો આ માણસોમાંથી ઘણાને ઘેર બેસવનું થાય તેથી તેઓ તો આ બધું ચાલુ રાખવાનું કહે એ સમજી શકાય એવી વાત છે. પણ પ્રધાનોએ પોતાની સ્વતંત્ર બુદ્ધિ વાપરીને આ બધાજ અંકુશો વહેલી તકે બંધ કરવાની જરૂર છે. હરિફાઈ અને મુક્ત વ્યાપાર નહિ હોવાથી અને મોનોપોલી થવાથીજ કેટલીક હાડમારીઓ ઊભી થઈ છે. સરકારનું કામ વ્યાપાર કરવાનું નથી. આ કામ સરકારના બીન અનુભવી અને જેમને પ્રજાના હિતની બહુ પડી હોય તેવું દેખાતું નથી એવા નોકરોને હાથે ચાલવાનું પછી પ્રજાને તકલીફ ન પડે તો બીજું શું થાય? લોકોનો મત શો છે એ રાજકીય સરકાર આવી તો પણ કોઈ પૂછતું નથી. વર્તમાનપત્રોએ પણ લોકમત સરકારની આગળ રજુ થાય તે માટે આંદોલન ચલાવવું જોઈએ. સરકારે પણ લોકોને અમુક અંકુશો ચાલુ રાખવાનાં બધાંજ કારણો જણાવી પછી લોકોને તે સંબંધી જે કહેવાનું હોય તે કહેવાની તક આપી તે ઉપર પૂરતો વિચાર કરવો જોઈએ. પ્રજાને જવાબદાર સરકારની આ ફરજ છે. કોઈએ એમ ન માની લેવું જોઈએ કે બધીજ બુદ્ધિ અમારામાં એટલે કે જેને પ્રજાએ આમાં કારભાર સોંપ્યો છે તેમનામાંજ છે અને બીજાઓ આ બાબતમાં આપણને કંઈજ નવું સૂચવી શકે એમ નથી.

ટુંકામાં, એટલુંજ કે આજની પરિસ્થિતિમાં પ્રજાની તકલીફો ઘણી છે. તેમાંથી કેટલી દૂર થાય તેવી છે તે બાબતનો તરત ગંભીર વિચાર કરવો જરૂરી છે. આ બાબતમાં વર્તમાનપત્રો, જનતા અને મહાસભા સમિતિઓ અને સરકાર. એ સૌએ ગંભીરપણે તરત વિચાર કરી કંઈક જરૂર કરવુંજ જોઈએ. આવી રીતે વિચાર કરતાંમાં ઘણું થઈ શકશે.

પરિણામે શરૂઆતમાં થોડા ઘણા દાવા કરવાની પરિસ્થિતિ રહેશે, પણ સત્વાળે, કદાચ કબજાના દાવા, સાંથ મેળવવાના દાવા વગેરે દાવા બહુ ઓછા થઈ જશે. ગણોતિયો પોતાના કીંમતી હકના સંરક્ષણ ખાતર વધુ ચોકકસ બનશે.

**પ્રશ્ન:** જમીનમલિક જમીન પોતાને ખેડવી છે એ બહાના નીચે જમીન મેળવશે અને પછી થોડા વખત પછી નવા ખેડૂત રોકીને જૂના ખેડૂતને બેકાર બનાવશે, એમ નહિ બને?

**ઉત્તર:** આમ જમીન પાછી મેળવ્યા પછી જો જમીનમાલિક એક વરસની અંદર ખેતી કરવી શરૂ ન કરે અગર બીજા જે બીન ખેતી ઉપયોગી કાર્ય માટે જમીન લીધી હોય તે ન આરંભે તો, અગર આરંભ્યા પછી બાર વરસ સુધી તેમ કરવું ચાલુ ન રાખે તો તેમણે તે રીતે ખેતી કરતા અટકયા પછી અગર બીજી જે રીતે ઉપયોગ કરવાની જાહેરાત કરી હતી તે રીતે ઉપયોગ કરતા અટકયા પછી તરતજ તે ખેડૂતને તે જમીનનો કબજો સોંપવો જોઈશે. જો પહેલાંના જ ધોરણે જમીન ખેડવા ખેડૂત ઇન્કાર કરે અગર એને તે રીતે ખેડવાની લેખિત નોટીસ આપ્યા પછી ત્રણ મહિનામાં દરખાસ્ત ન સ્વીકારી લે તો પછી જમીનદાર જવાબદાર નથી. રક્ષિત ગણોતિયાની પાસેથી ઉપરોક્ત કારણોસર જમીનનો કબજો મેળવ્યા પછી જમીનદાર પોતાની બીજી કોઈ જમીન સાંથે કે ભાગે આપવા ઇચ્છતા હોય તો તેમણે તે જમીન પોતાના રક્ષિત ગણોતિયાઓને લેખિત નોટીસ આપીને બંને વચ્ચે સમજુતીથી નકકી થાય તે શરતોએ અગર બંને વચ્ચે મતભેદ પડે તો મામલતદાર નકકી કરે તે શરતોએ સ્વીકારવા પોતે તૈયાર છે એમ જે ત્રણ માસની અંદર લેખિત જણાવે તે પૈકી ગમે તેને આપવી જોઈશે. જમીનદાર પોતાની જમીનનો ઉપર મુજબ ઘરખેડ માટે કબજો મેળવ્યા પછી જો પોતાના વારસ તરીકે એક વિધવા, સગીર અગર માનસિક કે શારીરિક અશક્તિવાળી વ્યક્તિ મૂકીને ગુજરી જાય તો તેવા વારસના વતી તેના નોકરો અગર મજૂરો જમીન ખેડતા હશે તો પણ તે જમીન તે વારસે ખેડેલી ગણાશે.

જો જમીન માલિક ઉપર જણાવ્યા મુજબ પોતે જમીન ખેડતા અગર જાહેર કરેલા બીજા ઉપયોગમાં લેતા ન હોવા છતાં પણ અયોગ્ય વિલંબ કર્યા વિના જૂના ગણોતિયાને પાછી લેવા જણાવતા નથી અગર બીજી રીતે

જમીન પોતે ભાગે કે સાંથે આપે છે તે તેને લેવા જણાવતા નથી. એમ મામલતદારને ગણોતિયો ખાત્રી કરી આપશે તો મામલતદારની સૂચનાથી ગણોતિયો તાત્કાળિક કબજો તથા તેને ખોટી રીતે કાઢી મૂકવાને કારણે તેને થયેલા નુકશાન માટે મામલતદાર ઠરાવે તેટલું વળતર મેળવી શકશે. પણ જો કોઈ હકુમત ધરાવતી અદાલતને ઠરાવ્યું હશે કે જમીન માલિકને સાચે જ જમીન ખેડવા અગર બીજા કોઈ ઉપયોગ માટે જ જોઈએ છે અને તે કારણે ગણોતિયાને જમીન ખાલી કરાવવામાં આવી હશે તો ઉપર મુજબ વળતર મેળવવાનો ગણોતિયાને હક્ક રહેશે નહિ. આ રીતે જમીન માલિક પ્રમાણિકપણે ખેડવા માગતા હશે તો તેમને કશી જ અડચણ નથી. પણ એ બહાના હેઠળ ગણોતિયાને કાઢવાનો અગર સાંથ વધારવાનો યત્ન કરશે તો તે બની શકશે નહિ અને ઉપરથી નુકશાની આપવી પડશે

**પ્રશ્ન:** સંરક્ષિત ગણોતિયા કોણ ગણાશે? આ કાયદો અમલમાં આવતા પહેલાં જ જો તેમને જમીન પરથી કાઢી મૂકવામાં આવ્યા હશે તો જમીન ફરીથી તેમને પાછી શી રીતે મળી શકશે?

**ઉત્તર:** જે કોઈ ગણોતિયો ૧૯૩૧ના એપ્રિલની પહેલી તારીખથી માંડીને ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખ સુધી લાગલાગટ ખેડતો હશે અને ત્યારપછી તેને કાઢી મૂકવામાં આવ્યો હશે, તો તે પણ આ કાયદા મુજબ સંરક્ષિત ગણોતિયો ગણાશે. પણ ૧૯૩૮ના નાના ખાતેદારોના રાહત માટેના કાયદા મુજબ ૧૧ મી ઑગસ્ટ ૧૯૪૬ પહેલાં તેણે સાંથની બાકી ભરી દીધી નહિ હોય તો તે સંરક્ષિત ગણોતિયો ગણાશે નહિ. પણ જેણે સમયસર સાંથ ભરી દીધી છે અગર ભરવાની તૈયારી બતાવી છે. તે ગણોતિયાએ ૧૯૪૭ના એપ્રિલની ૧૧ મી તારીખ પહેલાં જમીન માલિકને લેખિત નોટીસ આપીને જણાવ્યુ હશે કે તેની પાસેથી જ્યારે જમીન લઈ લેવામાં આવી હતી ત્યારે જે શરતોએ તે ખેડતો હતો તે જ શરતોએ એ પાછો ખેડવા તૈયાર છે તો તે કબજો પાછો મેળવી શકશે. પણ જો જમીન માલિક જાતે જ ખેડતો હશે અગર કોઈ બીજા ખેતી ઉપયોગી કામમાં તે જમીન તેણે રોકી દીધી હશે તો તે આ રીતે પાછી મળી શકશે નહિ.

આવી જ રીતે જો કોઈ ગણોતિયો ૧૯૩૮ના એપ્રિલની પહેલી તારીખથી ૧૯૪૪ના એપ્રિલની પહેલી તારીખ સુધી ખેડતો હશે, અને ત્યારપછી તેને કાઢી મૂકવામાં આવ્યો હશે, તો તે પણ સંરક્ષિત ગણોતિયો જ ગણાશે. આ રીતે કાઢી મૂકાએલો ગણોતિયો જો નવમી નવેમ્બર ૧૯૪૭

સુધીમાં જમીન માલિકને લેખિત નોટીસ આપીને જણાવશે કે, તેની પાસેથી જે જમીન લઇ ખેડવામાં આવી હતી ત્યારે જે શરતોએ તે ખેડતો હતો તેજ શરતોએ એ જમીન પોતે ખેડવા તૈયાર છે તો તેનો કબજો પાછો મળી શકશે. પણ જો જમીન માલિક જાતે જ ખેડતો હશે અગર બીજા કોઇપણ બીન ખેતી ઉપયોગી કામમાં જમીન માલિકે જમીન રોકી દીધી હશે તો તે જમીન આ રીતે પાછી મેળવી શકાશે નહિ.

જે જમીન આમ ખેડૂતને પાછી મેળવવાનો હક્ક છે તે પટે અપાઇ ગઇ હશે અને તે પટો ૧૯૪૭ના મે ની ૩૧મી પછી પૂરો થતો હશે તો જ્યારે તે પટો પૂરો થતો હશે ત્યારે ગણોતિયાને એ જમીન પાછી મળશે અને જો એવી રીતે પટે અપાઇ ગઇ નહિ હોય તો ૧૯૪૭ જૂનની પહેલી તારીખે તેને કબજો મળશે.

ઉપર જણાવેલા બંને પ્રકારના સંરક્ષિત ગણોતિયા ગણાશે. આ ઉપરાંત જે સખસો માત્ર સામાન્ય ગણોતિયા હશે તે પણ મે ૧૯૪૭ના નવેમ્બરની નવમી તારીખ સુધીમાં જમીન માલિક મામલતદારને અરજી કરીને પોતાના આવા ગણોતિયા સંરક્ષિત નથી, એવી જાહેરાત નહિ મેળવી શકે તો ત્યાર-પછી આજે જે ખેડૂતો જમીન ઉપર કામચલાઉ ખેડૂતો તરીકે હશે તે પણ સંરક્ષિત ગણોતિયા ગણાશે. આ ત્રણે પ્રકારના સંરક્ષિત ગણોતિયાના સંરક્ષિત ગણોતિયા તરીકેના હકની રેકર્ડ ઓફ રાઇટસમાં પણ નોંધ થશે.

**પ્રશ્ન :** ખેડૂતને ઉપર મુજબ કાયમી ખેડહક મળે તેથી તે જમીન સુધારે એ સ્વાભાવિક છે. એ સુધારા કરે ત્યાર પછી જમીનદાર ધરપેડ અગર બીજા કારણે તેને કાઢી મૂકે તો તો તેને નુકસાન થાય. આ સંબંધમાં કાયદામાં કાંઇ જોગવાઇ છે ?

**ઉત્તર :** કોઇપણ સંરક્ષિત ગણોતિઆએ તેને જમીનદાર તરફથી જમીનનો કબજો સોંપી દેવા માટેની નોટિસ મળતા પહેલાં જમીનમાં કાંઇ સુધારણા કરી હશે તો તે સુધારણા માટે વળતર આપ્યા પછી જ જમીનનો કબજો ઉઠાવી શકશે. આ વળતરનો આધાર તે ખેડૂત જમીનનો કબજો સોંપે તે વખતે એણે કરેલી સુધારણાની કિંમત આંકી શકાય તેના ઉપર રહેશે. આ કિંમત ગણવામાં નીચેની બાબતો લક્ષમાં રાખવામાં આવશે.

૧. આ સુધારણાને કારણે જમીનની કિંમત કેટલી વધી છે.

૨. આ સુધારણાની હાલની સ્થિતી શી છે અને એ સુધારાની અસર કેટલોક વખત ચાલુ રહે તેમ છે તે.

૩. આવી સુધારણા કરવાને કારણે જમીન માલિકે સાંથમાં કાંઇ ઘટાડો કર્યો હોય અગર કાંઇ વળતર આપ્યું હોય અગર બીજો કાંઇ લાભ આપ્યો હોય તો તે.

આ રીતે ગણત્રી કરીને ખેડૂતે પોતે કરેલા સુધારા માટે તેને વાજબી વળતર આપીને જ જમીનનો કબજો લેવાની કાયદામાં જોગવાઇ છે.

**પ્રશ્ન:** સાંથના દર તો સામાન્ય પાકના આધારે નક્કી થયા હશે પણ કોઈ વરસ નબળું હોય ત્યારે ખેડૂત એજ દરે સાંથ શી રીતે આપી શકશે?

**ઉત્તર:** આ સંબંધમાં આ કાયદો સ્પષ્ટતા કરે છે કે કોઈ પણ વરસમાં પાકની સ્થિતિને કારણે સરકાર જમીન મહેસુલ આખું કે અર્ધું મુલતવી રાખશે અગર માફ કરશે તે વરસમાં તે જમીનના સંબંધમાં સાંથ પણ આખી કે અર્ધી એ જ ધોરણે મુલતવી રાખવી પડશે, અગર માફ કરવી પડશે. પણ આ કલમ ભાગને લાગુ પડશે નહીં. પ્રમાણસર ભાગ લેવો એ ગેરકાયદેસર નહીં ગણાય.

જે તે ગણોતિયાની જમીનનું સરકાર ભરત નહીં ભરવામાં આવતું હોય (જમીન ઇનામી કે સનંદિયા વગેરે હોવાને કારણે) તો નજીકની જે જમીનમાં મહેસુલ ભરવું પડતું હશે તે જમીનનું મહેસુલ જે પ્રમાણમાં મુલતવી કે માફ કરવામાં આવે તે પ્રમાણમાં આ જમીનની સાંથ વસુલ કરવા માટે મહેસુલી કાયદા મુજબ સરકારી મદદ મેળવી શકશે નહીં અને સાંથ માફ થયેલી હશે તો તે મેળવવામાં મદદ મેળવી શકશે નહિ. આવી માફ થયેલી સાંથનાં નાણાં તેને આપવા કોઈ દીવાની અદાલત હુકમનામું કરશે તો તે હુકમનામાની અમલ બજાવણી થઇ શકશે નહીં. જો સાંથ માફ નહીં થઇ હોય પણ માત્ર મુલતવી રહી હશે તો તે મુલતવી રહે તેટલા વખત દરમ્યાન આવા હુકમનામાની અમલ બજાવણી થઈ શકશે નહીં.

આ રીતે સાંથ મુલતવી રહી ન હોય ત્યારે અગર માફ ન થઇ હોય તે સંબંધમાં જમીન માલિક ખેડૂત ઉપર સાંથનો દાવો માંડી શકશે. પણ આ બાકી રહેલી સાંથ આપવાનું હુકમનામું કરતાં પહેલાં ખેડૂત પાસેથી નક્કી થયેલી સાંથ કરતાં પાછલાં વરસોમાં વધારે લેવામાં આવી હશે તો ખેડૂત તેટલી વધારાની રકમ ચાલુ સાંથમાંથી બાદ કરવાની અરજી કરીને બાદ કરાવી શકશે. પણ આવી અરજી પાછલાં ત્રણ વરસથી વધુ મુદત માટેની સાંથ સંબંધમાં ચાલી શકશે નહીં.

**પ્રશ્ન:** આ કાયદામાં સંરક્ષિત ગણોતિયાને અમુક જ સંજોગોમાં કાઢી શકાય એમ ઠરાવ્યું છે. બીજા ગણોતિયાઓ વિશે શું નિયંત્રણ કરવામાં આવ્યું છે?

**ઉત્તર:** સાંથના ધોરણે ફળઝાડ ઉપરના હક, અને સાંથની પાવતી મેળવવાની બાબતમાં તેમજ જમીન સુધારણા વગેરે બાબતમાં બીજા ગણોતિયાઓના હક સંરક્ષિત ગણોતિયા જેવા છે.

પણ જે સંરક્ષિત ગણોતિયા તરીકે જાહેર થયા નથી તેમને વંશપરંપરાનો મિલ્કહક મળતો નથી. ૧૧ મી એપ્રીલ ૧૯૪૬ પછીથી કોઈપણ ગણોત દસ વરસથી ઓછી મુદત માટે થઈ શકશે નહિ. અને આજે જે ગણોત ચાલુ છે તે ગણોત એક બે કે પાંચ વરસનાં થયેલાં હોય તો પણ તે દસ વરસનાંજ થયાં છે એમ ગણવામાં આવશે. આ રીતે દસ વરસ પુરાં થતાં પહેલાં કોઈ કરાર, રૂઢિ, કે કાયદાની રૂએ પણ માત્ર ગણોતપટાની મુદત પૂરી થઈ હોવાને કારણે ગણોતિયાને કાઢી શકાશે નહિ. જો જમીન માલિક આથી વિરુદ્ધ જઈને ગણોતિયાને જમીન ખાલી કરાવશે અગર ગણોત દસ વરસથી ઓછી મુદતનું ગણશે તો તે રૂપિયા એક હજાર સુધીના દંડને પાત્ર થશે.

ચાલુ પટા ગમે તેટલી મુદતના હોવા છતાં, દસ વરસ સુધીના ગણવામાં આવનાર હોવા છતાં જો ખેડૂત પોતે દસ વરસનો ગણાવવાની ઇચ્છા ન રાખતો હોય તો તે પોતાનો હક જતો કરી શકશે.

---

આપણી એક અગત્યની જરૂરીઆત

## અશક્તાશ્રમો

### શ્રી. ચિમનભાઈ મૂ. અમીન

આપણાં ગામોની જરૂરીઆત બાબત વિચાર કરતાં ઘણી બાબતો સૂઝે છે. આ જાતના વિચારો વિચારજ રહે તો કંઈ અર્થ નથી એમ પણ લાગે છે. પરંતુ સંજોગવશાત્, આ વિચારોનો અમલ કરવા ગામમાં જઈને બેસવાનું પણ શક્ય દેખાતું નથી. એ બાબતનો શોચ પણ થાય છે. આમ છતાં એક વિચાર મનમાંથી ખસતો જ નથી. એટલે તે જાહેર કરવો ઠીક લાગે છે. આ બાબતમાં કામ કરવા કોઈ ભાઈને પ્રેરણા થાય અને તે ઉપાડી લે તો એનું અનુકરણ બીજાં ગામોમાં જરૂર થશે. મારા ગામના બહારગામ રહેતા ભાઈઓને આ વિચાર ગમશે અને હજાર બેહજાર રૂપીઆ ભેગા કરી મોકલશે તો આ પ્રયોગ વસોમાં તો શરૂ કરવા વિચાર છે. વિચાર આ છે.

આપણાં ગામોમાંથી ધંધાર્થે બહારગામ કે પરદેશ રહેનાર ઘણા માણસોનાં ઘરડાં મા-બાપ કે બીજાં સગાંવહાલાં ગામમાંજ રહે છે. કોઈના ઘરડા બાપ હોય. કોઈને મા હોય, ભાઈ કે ભાભી હોય. આ રીતે ગામમાં એકલાં રહેતાં

વૃદ્ધ અને અશક્ત સ્વજનો માટે બહારગામ રહેનાર ભાઈઓને ચિંતા રહ્યા કરે છે. આવાં ઘરડાં માણસોને પુત્રની સાથે શહેરમાં રહેવું ગમતું નથી. વતનમાં રહે છે તો શારીરિક નબળાઈને લીધે ખાવા-પીવામાં તથા નાની મોટી માંદગીમાં ભારે તકલીફ પડે છે. આ રીતે ગામમાં રહેતાં વૃદ્ધ સ્વજનો અને તેમના બહાર કમાતા પુત્રોને ચિંતાનો આ પ્રશ્ન છે. એ ચિંતા નિવારવા કંઈક થવું જોઈએ એમ લાગે છે.

લગભગ દરેક ગામમાં ધર્મશાળાઓ અને દેવસ્થાનોનાં મકાનો ખાલી હોય છે. આવા કોઈ સ્થળે એક રસોડું ચાલુ કર્યું હોય તો દરેક ગામમાંથી લગભગ ૨૫-૫૦ વયોવૃદ્ધ માણસો આવા રસોડાનો પૈસા આપીને લાભ લેનાર નીકળી આવે. આ રીતે રસોડું ચાલુ થવાથી આવાં અશક્ત વડીલોને ઘણી રાહત મળવા સંભવ છે. બીજી તરફ તેમના કમાતા દીકરાઓને પણ તેમનાં વડીલો તરફની ચિંતા કંઈક ઓછી થશે.

આવા રસોડા અંગે એક રસોઈયો, એક નોકર અને એક વ્યવસ્થાપક ત્રણ માણસો રોકવા પડે. તે રસોઈની સ્વચ્છ અને સારી વ્યવસ્થા કરે અને અવાર-નવાર માંદગીમાં કંઈક મદદ કરે અને જેના તેના સગાને તેમનાં માતપિતાના સમાચાર આપતા રહે. તો કમાવા જનાર પુત્રો તથા ઘેર રહેનાર તેમનાં માબાપોને સારી રાહત મળશે.

રસોડા વગેરેની વ્યવસ્થા કરનાર સારા હોય તો આ ઉપરાંત તે જ સ્થળે એક બે કલાક કથાવાર્તાનો કાર્યક્રમ ગોઠવી વડીલોનાં મનરંજન પણ કરી શકે.

આવો આશ્રમ શરૂ કરવા માટે શરૂમાં હજાર બેહજાર રૂપીઆ બસ થાય પછી તો જે લાભ લે તે ખર્ચનો ફાળો આપીને તે ચલાવે.

બહારગામ જઈ કમાતા ભાઈઓએ પોતાના ગામમાં આવો એકાદ અશક્તાશ્રમ કાઢવાનો પ્રયોગ કરવા જેવો છે. આ બાબત કોઈ ગામમાં કંઈક શરૂઆત થશે તો ઠીક પડશે.

વસો ગામના બહાર રહેતા ભાઈઓને આ વિચાર ગમે અને તે બેએક હજારની રકમ ઉઘરાવી મોકલી આપે તો વસોમાં આવો પ્રયોગ શરૂ કરવા વિચાર છે. બીજે પણ આવું કંઈક જરૂરી છે એ સ્વીકારશોજ એમાં શંકા નથી.

---

## વિના-ઓઝા-લવાજમ ફંડમાં મદદ

એડન કેમ્પથી શ્રી. ડાહ્યાભાઈ એસ. પટેલ તરફથી રૂ. ૨૫), નાઈરોબીથી શ્રી. જયંતકુમાર કે. પટેલ તરફથી શિ. ૫ અને દારેસલામથી શ્રી ડાહ્યાભાઈ કે પટેલ તરફથી રૂ. ૩) મળ્યા છે. જે સાભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

# પ્રસંગકથા

## આપણાં ઠોકતી ગાદી પાછી આવી !

દેશસેવાને ખાતર દરબારશ્રી ગોપાળદાસ દેસાઈએ પચ્ચીસ વર્ષ પૂર્વે ઢસા અને રાયસાંકળીની ગાદી છોડી હતી. એ એમના તાલુકા, દીવાની અને ફોજદારી તમામ અધિકારો સાથે પાછા સોંપી દેવાનો હિંદી સરકારે નિર્ણય કર્યો છે, અને ઢસા જેની સાથે જોડાયું છે તે વડોદરાએ એની દરબારશ્રીને સત્તાવાર જાણ કરી છે. ગાદી સોંપણીનો દિવસ તા. ૨૩ મી મેનો નક્કી કર્યો છે. એ પ્રમાણે આ માસિક વાચકોના હાથમાં આવશે ત્યારે ગાદી સોંપાઈ પણ ગઈ હશે.

## ગાદી ત્યાગનો પ્રસંગ

સન ૧૯૨૨ની સાલની વાત છે. મહાત્મા ગાંધીજીની વાણીથી દરબારશ્રીનું દિલ જાગી ગયું હતું. દેશ માટે સર્વસ્વનો ત્યાગ કરવાની ભાવના હૈયામાં પ્રબળ બની હતી. શ્રી ભક્તિબાને રાજ્યની લગામ સોંપી દરબારશ્રી રાષ્ટ્ર મુક્તિના જંગમાં જોડાઈ ગયા. એ અરસામાં રાજકોટ મુકામે મુંબઈના ગવર્નરના આગમનના માનમાં ભરાનાર દરબારમાં હાજરી આપવાનું એક તાલુકદાર તરીકે દરબારશ્રીને નિમંત્રણ મળ્યું. પરંતુ તેમણે ગુજરાત પ્રાંતિક સમિતિની પ્રથમ પરવાનગી મેળવ્યા સિવાય દરબારમાં હાજરી આપવાની ના પાડી હતી, કારણ પોતે અસહકારની લડતમાં જોડાયા હતા. આથી, દરબારમાં હાજરી આપવાનો ઈન્કાર કરવા માટે તેમના પર બીન વફાદારી અને અવિનય દેખાડવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો અને એવી વર્તણુંક માટે તેમને માફી માગવાનું કહેવામાં આવ્યું. એ ઉપરાંત કોંગ્રેસ સાથેના તેમના સંબંધો તોડી દેવાનું દબાણ કરવામાં આવતું હતું. પરંતુ દરબારશ્રીએ માફી ન માગી, તેમજ એ દરબારમાં હાજરી પણ ન આપી એના પરિણામે તેમનું નામ તાલુકદારોની યાદીમાંથી કમી નાખવામાં આવ્યું. એ પછી દરબારશ્રી અને શ્રી ભક્તિબા પોતાને ગામ ઢસા ગયાં ત્યારે તેમના દરબારગઢને તાળાં જોઈ તેમણે એ તાળાં તોડી નાખ્યાં હતાં. આને લગતો કેસ વઢવાણની અદાલતમાં આવ્યો ત્યારે નિવેદન કરતાં દરબારશ્રીએ કહ્યું કે, 'હજી પણ હું તાલુકદાર કાયમ છું. અને તેથી જ મારા તાલુકાનો તમામ વહીવટ કરવાનો અને મારી મિલકત ભોગવવાનો મને પૂરો અધિકાર છે એમ સમજું છું.' એ વખતે કોર્ટે તેમની આ વાત માન્ય ન રાખતાં તેમને કોર્ટ ઊઠતાં સુધીની જેલની સજા કરી હતી. ત્યારથી આજ સુધી એનો વહીવટ એજન્સી નીચે ચાલે છે.

### ઢસાના એકલાના મટી સમસ્ત ગુજરાતના દરબાર થયા

ઢસા અને રાયસાંકળી એ બે ગામની ગાદીની દરબારશ્રીની વાર્ષિક આવક રૂપિયા ત્રીસેક હજારની હતી. પરંતુ એ આવક છોડ્યા પછી તો તેઓ કાઠિયાવાડ ને ગુજરાતની જનતાના હૃદયના દરબાર બન્યા છે. બહુ ઓછી વ્યક્તિઓને આપ્યું હશે તેવું માન ગુજરાતે દરબારશ્રીને આપ્યું છે. કાઠિયાવાડ રાજ્યપરિષદ, વડોદરા પ્રજામંડળ, છોટાઉદેપુર પ્રજામંડળ, રાજપીપળા લોકસભા, અને હરિપુરા કોંગ્રેસના સ્વાગતનાં પ્રમુખપદનો તાજ તેમને માથે મૂકીને ગુજરાતની જનતા પોતાનો પ્રેમ અને આદર બને તેટલાં વ્યક્ત કરવાનો મોકો ચૂકી નથી.

### સ્વરાજ્ય આવ્યાની ખાત્રી

આમ સમસ્ત ગુજરાતના બનેલા દરબારને ઢસાની ગાદી શા વિસાતમાં છે! આજે રાજાશાહીનો અંત આવી રહ્યો છે ત્યારે ગાદી સ્વીકારવાનું પ્રયોજન પણ શું હોય? પરંતુ દરબારશ્રીએ જ્યારે ગાદી છોડી ત્યારે સરદારશ્રી વલ્લભભાઈએ ભાખ્યું હતું કે,'ઢસાની ગાદી દરબાર ગોપાળદાસને જ્યારે પાછી મળે ત્યારે સમજવું કે સ્વરાજ્ય આવ્યું!' આ દૃષ્ટિએ જોતાં આ આખોય પ્રસંગ ભવ્ય બની જાય છે. વળી ઢસાની ગાદી સ્વીકારી દરબારશ્રી રાજવીઓ સમક્ષ એક સુંદર દાખલો બેસાડશે, એ શ્રદ્ધાએ જ રાજાશાહીના અસ્તોદય વખતે પ્રજા એમના ગાદી સ્વીકારથી હરખાય છે. જવાબદાર રાજતંત્રની સ્થાપના માટે ઢસા ઘણું નાનું ગામ છે. પરંતુ આવડાં નાનાં ક્ષેત્રમાં ય રાજવી ધારે તો પ્રજાનો સહકાર મેળવી તેમનો વિકાસ કઈ રીતે કરી શકે તેનું દૃષ્ટાંત તેઓશ્રી પુરું પાડશે.

### સરદારશ્રીના અભિનંદનમાં સૌનાં અભિનંદન આવી જાય છે

આ પ્રસંગે સમસ્ત પ્રજા એમને અંતરનાં અભિનંદન આપ્યા વગર રહી શકતી નથી. અને એ અભિનંદન આપણે સૌ જુદા જુદા શબ્દોમાં વ્યક્ત કરીએ તો પણ સરદારશ્રીએ એ પ્રસંગે પાઠવેલા અભિનંદનના સંદેશમાં એનું હાર્દ આવી જાય છે. એટલે એ સંદેશો અહીં ઉતારી આપણે સૌ કૃતકૃત્ય થઈશું. 'આથી અમને આનંદ થાય છે કે અંતે અમારી આશાઓ સંપૂર્ણપણે ફળીભૂત થઈ છે. ૨૫ વર્ષની કસોટી અને મુશ્કેલીઓના લાંબા સમય દરમિયાન બીજા કોઈ માનવી ગમે તે પળે ભાગી પડયો હોત. ભારે મુશ્કેલીઓ છતાં પણ તમે અને ભક્તિબાએ જે દેશભક્તિ અને સહનશીલતા દાખવ્યાં તેને પરિણામે જ આ વિજય પ્રાપ્ત થયો છે. તમને મારા હાર્દિક અભિનંદન. તમને અને તમારા કુટુંબને ભગવાનના આશીર્વાદ હજો.'

## સાદાં લગ્નો

(૧) ભાદરણના શ્રી. શિવાભાઇ આશાભાઇ પટેલ કોંગ્રેસી કાર્યકર્તા છે. અને એમની પાસે પ્રજા જે જાતની આશા રાખે તે રીતે એમનાં પુત્રી બહેન કુસુમબહેનનાં લગ્ન તા. ૨૫-૫-૪૭ના રોજ વસોના ભાઇ વિષ્ણુભાઇ દાઉભાઇ અમીન સાથે સાદાઇથી એમણે યોજ્યાં હતાં. ભાઇ વિષ્ણુભાઈ પણ ભાવનાશાળી યુવક છે. છેલ્લાં પાંચ-૭ વર્ષથી એ પણ કોંગ્રેસનું કામ કરે છે. બહેન કુસુમબહેન પણ વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનાં વિનિતા હોવાથી એ રંગે રંગાયેલાં છે. એ લગ્નમાં લેવડદેવડની કાંઇ પૂર્વ શરત નહોતી, તેમજ તે પ્રસંગે એક પાઇની પણ લેવડદેવડ વરકન્યા પક્ષ વચ્ચે થઈ પણ નહોતી. જમણવાર પણ ન હતો. લગ્નવિધિ પૂ. રવિશંકર મહારાજે કરાવ્યો હતો.

(૨) ધર્મજના શ્રી. અંબાઇદાસ આગરભાઈ પટેલ જૂની પેઢીમાંના ગણ્યાગાંઠ્યા સુધારક વિચારોમાંના એક છે. હરિજન આશ્રમ-સાબરમતીથી ૨૧ માઇલ દૂર આશ્રમ તરફથી ચાલતા બીજા ફાર્મમાં રહે છે. એમના પુત્ર ભાઇ વનુકુમારનાં લગ્ન ભાદરણના વતની શ્રી. ગોરધનભાઈ ઝવેરભાઇ પટેલનાં પુત્રી બહેન કુસુમબહેન સાથે તા. ૩-૫-૪૭ના રોજ ભાદરણમાં સાદાઇથી થયાં હતાં. ભાઇ વનુકુમાર સિનિયર બી. કોમમાં છે. બહેન કુસુમબહેન હવે મેટ્રિક રહી આગળ પહેલા વર્ષની પરીક્ષા આપી છે. લગ્નમાં લેવડદેવડ ન હતી એટલું જ નહિ પણ લોકાચાર પ્રમાણે જે બીજી વિધિઓ થાય છે તેને પણ સ્થાન આપ્યું ન હતું. લગ્નવિધિ પૂ. રવિશંકર મહારાજે કરાવ્યો હતો.

(૩) સામરખાના શ્રી. ભગદેવભાઇ આર્ય ધાર્મિક રીતે આર્ય સમાજના રંગે રંગાયેલા છે, અને બીજી બાજુ જનસેવા માટે કોંગ્રેસનું કામ કરે છે. ગોળની મર્યાદા તોડી પાંચેક વર્ષ ઉપર એમનાં મોટાં દીકરીને એમણે કાનમમાં પરણાવ્યાં હતાં. એમનાં બીજાં દીકરી બહેન શારદાબહેનનું લગ્ન તા. ૨૯-૪-૪૭ના રોજ લાંભવેલના શ્રી. મોતીભાઇ ભાઇલાલભાઇના પુત્ર ભાઈ રમેશચંદ્ર સાથે સાદાઇથી પતાવ્યું હતું. જાનમાં ૧૫ માણસ હતાં. જાન બપોરે આવી હતી. લગ્નવિધિ આર્યસમાજના આચાર્ય પંડિત મયાશંકરજીએ દિવસે કર્યો હતો. રાત્રે ૮ વાગે જાન જમીને પાછી ફરી હતી. ઢોલ-ત્રાસાં કંઇ નહોતું. દાપાંની લેવડદેવડ કે કસુંબો વગેરે કંઇ ન હતું. ઉપરાંત કોઇ પણ જાતની બીજી પણ લેવડદેવડ ન હતી.

(૪) ગામ રતનપુરા (તા. આણંદ) ના શ્રી. વિઠ્ઠલભાઇ મથુરભાઈ પટેલ વીસ વર્ષથી કોંગ્રેસનું કામ કરે છે. એમનાં પુત્રી બહેન ગંગાબહેનનું લગ્ન

તા. ૮-૫-૪૭ના રોજ વઘાસીના શ્રી. હરમાનભાઇ લલ્લુભાઇના પુત્ર ભાઇ ઇશ્વરભાઇ સાથે સાદાઇથી થયું હતું. જાનમાં અગિયાર માણસ હતાં. એક ટંક જમણ લીધું હતું. આમ ચાલુ રૂઢિઓને તિલાંજલિ આપી સમાજયુગ પ્રમાણે સાદાઇથી લગ્ન પતાવનાર દરેક જણને અમારાં અભિનંદન!

**બહેન લલિતાબહેનની હિંમતને ધન્યવાદ**

ભાઇ પીતાંબર પટેલ મહેસાણા પ્રાંતના કડવા પાટીદાર છે. વર્ષોથી એમનું કુટુંબ અમદાવાદ રહે છે. ભાઈ પીતાંબર પટેલ એમ. એ. થયેલા છે, મુંબઇમાં સિનેમા ઉદ્યોગમાં પ્રકાશન અધિકારીનો ઊંચો હોદ્દો ભોગવે છે, અને ગુજરાતમાં નવી પેઢીના જે આશાસ્પદ વાર્તા લેખકો ગણાય છે તેમાંના એક અચ્છા વાર્તાકાર છે. એમનું વેવિશાળ તેમની નાતિનાં અમદાવાદનાં બહેન લલિતાબહેન સાથે એક બીજાની મુલાકાત પછી થયું હતું. બહેન લલિતાબહેન અઢાર વર્ષનાં છે અને અંગ્રેજી ૭ ધોરણ સુધી ભણેલાં છે. પરંતુ આ વેવિશાળની જાણ થતાં કુટુંબીઓએ તે ફોક કરવા બહેન લલિતાબહેનનાં માબાપ ઉપર દબાણ કર્યું. કારણ કે ભાઈ પીતાંબર ગમે તેટલા લાયક હોય પણ મૂળ ગામડાના ને! સ્વેચ્છાએ જોડેલું એ વેવિશાળ કુટુંબીઓના દબાણને લીધે માબાપને તોડવું પડ્યું. અને એમ જતી આબરૂ કુટુંબીઓએ સાચવી રાખી. પરંતુ આ પ્રશ્ન કુટુંબીઓ કરતાં માબાપનો વિશેષ હતો, અને સૌ કરતાં વિશેષ લલિતાબહેનનો હતો. એમને પોતાને લાગ્યું કે આ પગલું પોતાના હિતની વિરુદ્ધ ગયું હતું. સમાજ સામે બંડ કરવાનો એમણે નિશ્ચય કર્યો. ભાઇ પીતાંબરને ખાનગી પત્ર લખી માબાપની વિરુદ્ધ જઇ પોતાની લગ્ન કરવાની તૈયારી બતાવી. ભાઇ પીતાંબર મુંબઇથી અમદાવાદ આવ્યા. બહેન લલિતાબહેન માબાપથી છાનાં ઘેરથી નીકળી આવ્યાં. અને તા. ૧૧-૫-૪૭ના રોજ લેડી વિદ્યાબહેન નીલકંઠના બંગલે એ લગ્ન રૂઢ સમાજ ઊંઘતો રહ્યો અને પતી ગયું! બહેન લલિતાબહેનની, પોતાના હિત વિરુદ્ધ જતા માબાપ અને સમાજના પગલા સામે થવાની હિંમત બદલ અમારાં અભિનંદન. અને આવા પ્રસંગે, જ્યાં પોતાનું અને માબાપ કે સમાજનું હિત જુદાં જુદાં હોય ત્યાં બીજી બહેનો પણ રૂઢિનો ભોગ થઇ ન પડતાં બહેન લલિતાબહેનની જેમ હિંમત બતાવવા કમર કસે એવી સાથે સાથે વિનંતિ છે.

**અનેકપત્ની પ્રતિબંધક કાયદો ખિસ્સામાં મૂકાયો!**

જો માબાપની વિરુદ્ધ પગલું ભરવાની હિંમત નહિ હોય તો રૂઢિમૂઢ માબાપ તો દીકરીનો ભોગ લેતાં નહિ અચકાય તેમ નીચેનો પ્રસંગ કહી જાય

છે. કરમસદના શ્રી. પુરુષોત્તમ શંકરભાઇ પટેલે પોતાની ૨૦ વર્ષની દીકરી બહેન શારદાબહેનનાં લગ્ન ધર્મજના અને પૂનામાં વેપાર કરતા એન્યુગોટ ભાઇ દીનુભાઇ પટેલ સાથે તા ૨૪-૪-૪૭ના રોજ છાનાંછપનાં ખંભાતમાં જઇને કર્યાં! કારણ કે, ભાઈ દીનુભાઇને એક પત્ની હયાત છે એટલે અનેક પત્ની પ્રતિબંધક કાયદા પ્રમાણે કરમસદમાં લગ્ન કરતાં એમની હિંમત ન ચાલી. જો કે કાયદો તો એવા સરહદમાં જઇને કરેલા લગ્નને પણ લાગુ પડે છે. એ કાયદામાં સ્પષ્ટ છે કે આવું લગ્ન ફોક ગણાય. છે. છતાં બુદ્ધિમૂઢ માબાપ પોતાની દીકરીને એક પુરુષ સાથે ગેરકાયદે જોડી તેની સ્થિતિ એક રખાત જેવી કાયદાથી કરી મૂકતાં અચકાતાં નથી ત્યારે સાચે જ કંપારી છૂટે છે. આવા આ કૃત્યમાં સહકાર આપતાં ચોરી છૂપીથી કન્યાપક્ષ તરફથી ૨૫-૩૦ માણસો પણ સાથે ગયાં હતાં. જેમાં પાંચ સાત તો બહેનો હતી. પોતાના હિતની વિરુદ્ધના આ પગલાનો ૨૦ વર્ષનાં હોવા છતાં શારદાબહેન વિરોધ ન કરે અને ચૂપચૂપ ગેરકાયદે એક પુરુષ સાથે જોડાય તૈયાર થાય તેમાં બીજી બહેનો હાજરી આપે અને તે બધું માબાપ કરે! ત્યારે થાય, છે કે ઉપરનાં બહેન લલિતાબહેન જેમ જો બહેનો હિંમત નહિ બતાવે તો આવા કેક ભોગ લેવાશે. પોલીસ ખાતાએ આ અંગે કેમ કંઇ પગલાં લીધાં નહિ તે સમજાતું નથી.

## એવું બીજું લગ્ન

કાસરા તાલુકાના અંબાવ ગામના શ્રી બાબુભાઇ ઉર્ફે છવાભાઇ આવાભાઈનું લગ્ન ઉંટલીયા ગામે શ્રી સુથાભાઇ છત્રાભાઇની દીકરી સાથે તા. ૧૧-૩-૪૭ના રોજ થવાનું છે એમ ખબર પડતાં પોલીસ તે દિવસે ત્યાં ગઇ તો બંને પક્ષકારોએ એ લગ્ન તા. ૧૦મીએ પતાવી દીધું હતું! આથી પોલીસે પરણનાર તથા કન્યાના બાપ ઉપર કેસ કર્યો છે. હમણાં હમણાં આવા લગ્ન અંગે જે કેસ થવા માંડ્યા છે તેમાં કાયદામાં કલમ છે તે પ્રમાણે સીધી કે આડકતરી રીતે મદદ કરનાર ઉપર પણ કેસ કરવાની જરૂર છે.

## વિચારકને મૂંઝવતું લગ્ન

સોજીત્રાના અને હાલ વડોદરા રહેતા શ્રી ચંદુભાઇ રાયજીભાઇ પટેલ, વિદ્યાપીઠના સ્નાતક છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાઇને ૨૦ વર્ષની એ સેવા પૂરી કરીને ગઈ સાલ નિવૃત્ત થયા છે. ઉપરાંત સ્વભાવે પણ ધાર્મિક વૃત્તિના છે. એમના બીજા દીકરા ભાઈ પ્રવીણકુમારનાં

લગ્ન તા. ૮–૫–૪૭ના રોજ આણંદના જાણીતા ડૉક્ટર શ્રી ઈશ્વરભાઈ જે. પટેલનાં પુત્રી બહેન સરલાબહેન સાથે નાવલીમાં થયાં. ભાઈ અનીલકુમારે આ સાલ બી. એસસી. ની પરીક્ષા આપી છે. બહેન સરલાબહેન મેટ્રિક પાસ થયેલાં છે. આમ જોતાં કેળવણી–સંસ્કારની દૃષ્ટિએ એ લગ્ન યોગ્ય છે. પરંતુ નૈતિક રીતે જોતાં એ એટલું યોગ્ય નથી લાગતું. આજે ઉપલા છ બારના ગોળમાં વરની ભીડનો પાર નથી. એ ગોળ જવા જોઈએ એ જ એનો સાચો ઉપાય છે. પરંતુ એટલી ક્રાન્તિની વાત જ્યાં સુધી સમાજ ન કરે ત્યાં સુધી દરેકની એટલી તો આવશ્યક ફરજ ગણાવી જોઈએ કે ગોળ બહાર પુત્રને ન પરણાવવો જોઈએ. અને એવી પ્રાથમિક જેવી ફરજની પણ સમાજ શ્રી. ચંદુભાઈ પાસે આશા ન રાખે? બીજી બાજુ, કુળવાનશાહીનો ખોટો મોહ દેશપરદેશ જઈ આવેલા શ્રી ઈશ્વરભાઈ ન રાખે એવી આશા સમાજ રાખે તો ખોટું છે? છતાં આ લગ્નથી એક બાજુ કુળવાનશાહીનો મોહ પોષાય, બીજી બાજુ લેવડદેવડની વૃત્તિ પોષાય અને તે વૃત્તિઓ પોતાના લગ્ન નિમિત્તે કેળવાયેલાં યુવકયુવતી પોષવા દે એ ચિત્ર સાચે જ વિચારકને મૂંઝવી દે તેવું છે.

## જમણવારો ધમધોકાર ચાલે છે

જમણવારનો કાયદો એ તો આજે ફારસ જેવો બની રહ્યો છે. જવલ્લે જ એવાં લગ્ન છે કે એમાં એનું પાલન થતું હોય છે. બાકી સર્વત્ર રસુકૂળ રીત પ્રમાણે જમણવાર ચાલે છે. પરંતુ વ્યવહારને ઓળંગી મિથ્યાભિમાન પોષવા સુધી કોઈ કોઈ પ્રસંગો આગળ વધે છે ત્યારે વિમાસણ થાય છે. આંગાના શ્રી ઈશ્વરભાઈ શિવાભાઈ પટેલે તા. ૧–૫–૪૭ના રોજ પોતાની દીકરીનું લગ્ન કર્યું એ પ્રસંગે કાયદાનો ભંગ થાય છે તેમ એમણે વ્યવહાર પૂરતો જમણવાર કર્યો હોત તો એ સમજી શકાય તેવી વ્યવહારિકતા હતી. પરંતુ એ પ્રસંગે આંગાના પાટીદારનાં સમસ્ત ઘરોને (લગભગ ચારસોને આશરે હશે) કંસાર ઘીનું જમણ જમાડ્યું! અને તે પછી બીજા એક લગ્ન પ્રસંગે પણ એ જ પ્રમાણે આંગા જમ્યું! વિમાસણ તો એ થાય છે કે શ્રી ઈશ્વરભાઈ જેવા સમજુ માણસ પણ દેશપરદેશની હવા ખાધી હોવા છતાં આવા મિથ્યાભિમાનમાં રાચે, અને આંગા જેવું બધી રીતે આગળ પડતું ગામ જમીને એક વ્યક્તિનું મિથ્યાભિમાન પોષે, ત્યારે સામાન્ય ગામ અને વ્યક્તિને તો કહેવાનું જ શું રહે છે? વળી એથી આગળ વધી, કોઈ પણ જાતના પ્રસંગ વગર, ચોરાશીને નામે બાકરોલમાં,

માર્ચમાં વડોદરા પ્રજામંડળનું ત્યાં અધિવેશન ભરાયું ત્યારે જે એના સ્વાગતમંત્રી હતા તે શ્રી ચિમનભાઇ દાદુભાઇ દેસાઈએ તાજેતરમાં જમણવારનો અકારણ પ્રસંગ ઊભો કરી પોતાનું મિથ્યાભિમાન પોષ્યું. એવો બીજો પ્રસંગ ત્યાંના આફ્રિકાથી આવેલા એક ભાઇએ પણ કર્યો! એ અંગેની નોંધ વડોદરા રાજ્ય પ્રજામંડળ પત્રિકાએ લેઇને એમને સન્માનવા જોઇતા હતા. એ ભૂલ પત્રિકા તરત સુધારશે એવી આશા.

## જમણવારનો કાયદો જવો જોઇએ

સામાન્ય પ્રજા વ્યવહારને બહાને કાયદાનો ભંગ કરે ત્યાં સુધી તો ઠીક. પરંતુ જે કોંગ્રેસ સરકાર આજે કાયદો ઘડે છે તેનો અમલ કોંગ્રેસી હોવાનો દાવો કરતા માણસો પણ ન કરે, ત્યારે એ કાયદાનો અમલ અશક્ય બની જાય છે. ગઇ સાલ સુધી તો આપણે એમ માનતા કે નોકરશાહીનું રાજ્ય છે એટલે આમ ચાલે છે. પરંતુ આજે પણ જે સ્થિતિ ચોમેર ચાલી રહી છે તે જોતાં કહેવાનું મન થાય છે કે આ કાયદો સત્વર દૂર કરો. કાયદાનો બધી ઠેકાણે ભંગ થાય છે છતાં ઘણા એ સંતોષ બતાવે છે કે એથી થોડી મર્યાદા જળવાય છે, બાકી એ રૂઢિ કાબુમાં ન રહેત. આ દલીલમાં જરૂર વજૂદ છે. પરંતુ એની સામી બીજું, કાયદાનો ભંગ કરવાની વૃત્તિ પ્રજામાં જે માનસ નવું પેદા કરે છે તે ભયંકર છે. જમણવાર અંગે જ નહિ, પરંતુ આજે અછતના બહાના નીચે જે અંકુશોની પરંપરા ઊભી થઈ છે તેનો વિચાર કરતાં લાગે છે કે એ સર્વને સંપૂર્ણ પાળનાર કેટલા હશે? ગઈ કાલ સુધી જે પ્રજા કાયદા પાલનમાં માનતી તે પણ આજે ભંગ કરતી થઇ ગઇ છે. એક વખત મુશ્કેલીને લીધે પેદા થયેલું આ માનસ અંતમાં કાયમ ઘર કરશે તો એ બીજા કાયદાઓનો ભંગ કરતાં પણ અચકાશે નહિ. અંકુશોની પરંપરાનો આ મોટો ગેરફાયદો કોઇ પ્રજાકીય સરકારની ધ્યાન બહાર ન રહેવો જોઇએ. એટલે જો જમણવારનો કાયદો આજે પ્રજાકીય સરકારના વખતમાં પણ પળાતો ન હોય, એનો ભંગ કાયદા ઘડનાર કોંગ્રેસી લોકો પણ કરતા હોય તો, એ સારી વાત એ છે કે એ કાયદો રદ કરવો જોઇએ. અગર એમાં થોડી છૂટ મૂકી તેનો કડક અમલ થવો જોઇએ.

## અચાનક મરણ શાથી થયું?

મહેળાવ ગામે શ્રી. મણિભાઇ ભાઇલાલભાઈ પટેલનાં પુત્રવધૂનું તા. ૧૩-૫-૪૭ના રોજ અચાનક મરણ થયું છે. એ બહેનનું પિયર ગાડા છે,

અને એમના પતિ આણંદ ગામે થોડા વખત ઉપર બીજી વખત પરણ્યા છે! આ સ્થિતિમાં એ અચાનક મરણ પાછળ બાળકને પણ શંકા જાગ્યા વગર ન રહે એ સ્પષ્ટ હકીકત છે. આ હકીકત પિયરમાં જતાં માબાપે ખાસ મોટર દોડાવી મહેળાવ આવ્યાં. દીકરીના શબને પોતાને ગામ લેઈ ગયાં અને ત્યાં અગ્નિદાહ દેવાયો! મહેળાવમાં તો પોલીસનું મોટું થાણું છે, છતાં પોલીસે એ અંગે આટલું બધું જાણ્યા છતાં શું પગલાં લીધાં? અચાનક મરણનું કારણ એને શું લાગ્યું? પરંતુ પોલીસનો દોષ કાઢવાનો કંઇ અર્થ નથી, માબાપે દીકરીના એ અચાનક મરણ માટે કેમ કંઇ પગલું ન લીધું? આપણો સમાજ આબરૂ જવાની બીકે આવા પ્રસંગો સંતાડી રાખી ક્યાં સુધી નીચ વૃત્તિને પોષ્યા કરશે? દીકરીઓનો ભોગ લીધા કરશે? બીજી એવી એક બહેન પણ ત્યાં અચાનક મરણ પામ્યાની વાત છે. આવી નીચ વૃત્તિને ઉઘાડી પાડી એને યોગ્ય શિક્ષા કરાવવામાં નહિ આવે તો અનેક પત્ની પ્રતિબંધક કાયદામાં હયાત પત્નીને લીધે બીજું લગ્ન નહિ કરી શકતું હોઇ અને કરવાની જેની પ્રબળવૃત્તિ હશે તે આવી નીચ વૃત્તિને પોષશે. માટે એ વૃત્તિને ડામવા ખોટી આબરૂના નામે પ્રયત્ન ન કરવો એ નવા ગુનાને ઉત્તેજન આપવા બરાબર છે.

## છૂટાછેડાનો કાયદો અમલમાં આવ્યો

અમુક સંજોગોમાં હિંદુઓની તમામ જ્ઞાતિમાં છૂટાછેડાના હકની જોગવાઇ આપતો ખરડો મુંબઇ સરકારના ગેઝેટમાં તા. ૧૨-૨-૪૭ના રોજ પ્રસિદ્ધ થયો હતો. એ ખરડો સીલેક્ટ કમીટીને સોંપાતાં થોડા ફેરફારો થયા પછી તે ધારાસભામાં ત્રણે વાચનમાં પસાર થયા બાદ તેને મુંબઇના નામ. ગવર્નરની મંજુરી મળી ચૂકી છે. અને તે હવે કાયદો બનેલ છે, જે મુંબઈ સરકારના ૧૨મી મે ૧૯૪૭ના ગેઝેટમાં પ્રસિદ્ધ થયો છે. આ કાયદો નીચેના સંજોગોમાં છૂટાછેડાની પરવાનગી આપે છે. (૧) નપુંસકતા (૨) લાગલાગટ ચાર વર્ષ સુધી છોડીને ચાલ્યા જવું યા ગુમ રહેવું (૩) ગાંડપણ કે રક્તપિત્ત (૪) વ્યભિચાર (૫) જો કોઈ સ્ત્રીનો પતિ બીજી સ્ત્રીને પરણ્યો હોય અને તે જીવિત હોય તો સ્ત્રીને છૂટા થવાનો હક્ક મળે છે. આમાં ય નીચેની મર્યાદા મૂકી કાયદાને થોડો કડક બનાવ્યો છે. જો પતિ અને પત્ની ઉમરમાં આવ્યા પછી ૨૦ વર્ષ દંપતિ જીવન ગાળ્યું હોય તો ત્યાગ, રખાત સાથેનું જીવન અથવા વ્યભિચાર સિવાય છૂટાછેડા માટેનો કોઇ દાવો થઇ શકે નહિ.

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫–૬–’૪૭

# પાટીદાર

**પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર**

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

| | | |
|---|---|---|
| અષાડ સં. ૨૦૦૩ | જૂન-'૪૭ | વર્ષ • ૨૪ અંક • ૯ |


## બહેનોની મૂંઝવણ


શ્રી જશભાઇ વિઠ્ઠલભાઇ પટેલ


એક બહેન મારી પાસે આવી અને મને કહ્યું, 'આપણા સમાજમાં ભણેલા છોકરાઓ પરણ લઇને શું કામ પરણે છે? આટલું આટલું ભણે કરે તોય સમજતા નહિ હોય! મને તો છોકરાઓ પરણ લઇને પરણે છે એ શરમજનક લાગે છે. આપણો જુવાન વર્ગ કે જેના ઉપર દેશના ભાવિનો આધાર છે તે આવો છે! હું છોકરો હોત તો સુધારો કરી બતાવત. આજે સુધારો કરવો હોય તો છોકરા જ કરી શકે તેમ છે. છોકરીની કંઇ કિંમત નથી. છોકરીને વર મેળવતાં જ સાંસા પડે છે. ત્યાં સુધારા કરવાની વાત જ શી કરવી? મને તો પરણ આપી પરણવામાં મારું અપમાન દેખાય છે. છોકરા કરતાં અમારામાં શું ઓછું છે કે સમાજ અમારી કિંમત ઓછી આંકે છે? મેં તો મારા પૂરતો નિશ્ચય કર્યો છે કે હું વગર પરણ આપ્યે જ પરણીશ. બાકી મને આ સમાજમાં જ્યાં છોકરાઓની આવી મનોદશા છે ત્યાં પરણવાનું મન થતું નથી.'

આ સાંભળ્યા બાદ, હું વિચારમાં પડ્યો. મારી જાતને એ છોકરીની સ્થિતિમાં મૂકી જોઇ તો ખરેખર એ બહેનની વાત સાચી લાગી. કુટુંબનો કોઈ જવાબદાર માણસ વરની શોધમાં જાય અને નિરાશ થઈ પાછો આવે એ ચિત્ર મને પહેલું નજર સમક્ષ આવ્યું. એ ભાઈ પોતાના કુટુંબીઓને વાત કરે કે ફલાણા ભાઇ તો આટલા રૂપીઆ અને આટલા તોલા માગે છે. આ વાત એ બહેનના સાંભળવામાં આવે તો એના ઉપર શી અસર થાય? સ્વમાની હોય તો એની પાસે બીજો કયો માર્ગ છે... સિવાય કે વગર પરણ આપ્યે પરણવું અગર ન પરણવું? આ તો મેં મારી જાણનો એક માત્ર દાખલો આપ્યો, પણ આ દાખલો ઘણી ભણેલી બહેનોને લાગુ

પડે છે. ભણેલી બહેનોમાં સ્વમાનની લાગણી જાગી છે અને એમને માટે વરનો પ્રશ્ન પણ એટલોજ વિકટ બન્યો છે. મને આનો એક રસ્તો દેખાય છે. એનો અમલ થઇ ચૂક્યો છે એટલે એ શક્ય અને વહેવારૂ લાગે છે.

આજે વિવાહ ગોઠવવાની 'એજન્સી' જે લોકોના હાથમાં છે તેમાંના ઘણા ખરા બરાબર પ્રમાણિક હોતા નથી અને પોતાના સ્વાર્થ અગર ખોટી પ્રતિષ્ઠાની ખાતર ગમે તેવાં જોડાં, કજોડાં ગોઠવે છે. આ 'એજન્સી' મારા મત મુજબ સેવાભાવી શિક્ષકો અને કાર્યકર્તાઓના હાથમાં હોવી જોઇએ. કેટલાક કાર્યકર્તાઓ તથા શિક્ષકો લગ્ન ગોઠવતાં ભડકે છે. એ સમજે છે કે આ કામ અમારૂં નથી. આની પાછળ ડર છે કે રખેને એ જોડું દુઃખી નીવડયું તો! ડર એ નિર્બળતા છે. લગ્ન જો પવિત્રમાં પવિત્ર એક પુરાણી સંસ્થા હોય તો શા માટે કોઇએ એનાં પવિત્ર પરિણામ આવતાં અટકાવવાં? પૈસાની લેવડદેવડથી આપણે એને અપવિત્ર બનાવીએ છીએ. જો પવિત્રતા સાચવવી હોય તો નિસ્વાર્થી માણસોનાં ગોઠવેલાં લગ્નો ઘણે અંશે સુખી નીવડશે. આવી બાબતોમાં શંકાથી ચાલવું તેના કરતાં શ્રદ્ધાથી ચાલવું એ વધુ સારૂં છે. દરેક જાહેર કાર્યકર આ બાબતમાં શ્રદ્ધાથી ચાલે તો એનાં પરિણામ ઘણાં સારાં આવશે. આજે છોકરાઓ તેમજ છોકરીઓને પણ આવી વ્યક્તિઓમાં વિશ્વાસ છે.

આજે કૉલેજમાં છોકરાછોકરીઓ સાથે ભણતાં હોય છે, ત્યાં તેઓને એક બીજાને ઓળખવાની તક મળે છે. અભ્યાસ કાળ દરમિયાન લગ્નનો વિચાર ન કરતાં પણ અભ્યાસ પૂરો થતાં પોતાને યોગ્ય લાગતો સાથીદાર શોધી લેવો. પછી બંનેએ પોતપોતાના માબાપની તથા શિક્ષકોની સંમતિ મેળવી લગ્ન ગોઠવવું. સંમતિ એટલા માટે જરૂરી ગણું છું કે માબાપના અને શિક્ષકોના અનુભવનો લાભ તેમની પસંદગીમાં મળે તો સોનામાં સુગંધ ભળ્યા જેવું થાય. આવાં લગ્નો સુખી નીવડવાની ઘણી શક્યતા લાગે છે. વિદ્યાર્થીઓ આર્થિક સ્વાર્થથી રહિત હોય છે એટલે લગ્નમાં આજે આર્થિક સ્વાર્થ જે મહત્ત્વનો ભાગ ભજવે છે અને લગ્ન સંસ્થાને અપવિત્ર બનાવે છે તે અટકશે અને તેને બદલે છોકરાછોકરીની પસંદગી એ મહત્ત્વનો ભાગ ભજવશે. આજે વિવાહ થતાંની સાથે જ પત્રવહેવાર શરૂ થાય છે આથી કેટલાક મોટેરાઓ ચિડાય છે, પણ પત્રવહેવાર શરૂ થવા જરૂરી છે. એથી એક બીજાને બરાબર ઓળખી શકાય છે.

આજે સમાજમાં જે કજોડાં ગોઠવાય છે તેથી એ બંનેનાં જીવન બગડે છે. સમાજમાં સુખી જોડાં ગોઠવાય એ એક મહાન સામાજિક સેવા છે. આવું આવું કંઇક થશે તો ભણેલી બહેનોની મૂંઝવણ દૂર થશે. આ મૂંઝવણ દૂર કરવામાં શિક્ષકો, જાહેર કાર્યકરો અને યુવાનો, ત્રણેયનો સાથ જરૂરી છે.

છેવટમાં બહેનોને અપમાનિત સ્થિતિમાંથી બચાવવા દરેક યુવક એટલું તો કરે કે તે વગર પરઠણે પરણે. આટલી મારી યુવકો પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

ક્રાશ અત્યારે આપણી સમાજરચનામાં ભાગ્યેજ સંભવી શકે છે. પરંતુ તેટલા માટે તે સિવાયના થયેલાં લગ્ન સુખી નથી નીવડતાં, અગર તો એવાં દંપતી વચ્ચે સાચા પ્રેમનો અભાવ છે એમ પણ કહી શકાય તેમ નથી. હિન્દુ સંસારમાં ઘણે ભાગે લગ્ન પછી દંપતી એકબીજાને અનુકૂળ થઇ જાય છે, એક બીજા માટે ત્યાગ અને ભોગ આપવા તૈયાર હોય છે, એકબીજાનાં સુખ માટે સખ્ત પ્રયત્ન કરે છે. દંપતી જીવન સુખમય અને આનંદી બનાવવા અને તેટલું કરે છે. પોતાના પ્રિયજન માટે ત્યાગ અને પોતાના સુખનો ભોગ આપવાની તૈયારી એ પ્રેમનું મુખ્ય લક્ષણ છે. એ દૃષ્ટિએ એ દંપતી વચ્ચે પ્રેમ પણ હોય છે એમ ગણવું જોઇએ. પરંતુ મારા નમ્ર મત મુજબ એ ત્યાગવૃત્તિ, જીવનને સુખી બનાવવાની ઇચ્છા, એકબીજાને અનુકૂળ થવાની વૃત્તિ વગેરે હૃદયના ઊંડા પ્રેમને પરિણામે ઉત્પન્ન થતાં નથી, પરન્તુ પરંપરાગત સંસ્કાર, આદર્શ આર્ય પત્નીની ભાવનાનો સુદૃઢ થયેલો ખ્યાલ, સમાજના સ્થાપિત નિયમોના પાલનની સામાન્યરીતે વ્યાપેલી વૃત્તિ, કુટુંબની પ્રતિષ્ઠા સાચવવાની ઇચ્છા, જે સ્થિતિમાં દૈવવશાત્ અગર કર્માનુસાર મુકાયાં હોઇએ તે વેઠી લેવાની, તેમાં સંતોષ અને સુખ માનવાની પરંપરાગત વૃત્તિ, ઘરબાર ઘરેણાં, લુગડાં, કુટુંબ પરિવાર, સંતાન, ન્યાતજાતમાં પ્રતિષ્ઠા અને સ્થાન, વ્યવહારિક સગવડો અને લગ્ન જીવનની નીતિ ધોરણના સમાજે બાંધેલા નિયમો, આ બધાં કારણોને લીધે એ જાતની અનુકૂળ થવાની અને ત્યાગની વૃત્તિ ઉત્પન્ન થયેલી હોય છે. જે ખરેખરો સાચો હૃદયનો ઊંડો દંપતીપ્રેમ છે તે આથી જુદી જ, કોઇ અવર્ણનીય વસ્તુ છે. એ સ્વયંભૂ વૃત્તિ છે, માત્ર આકર્ષણ કે મોહ નથી.

આદર્શ પ્રેમ પરસ્પરના લાંબા પરિચય અને હૃદયની ઉન્નત ભાવનામાંથી ઉદ્ભવે છે. એ પ્રેમને પરિણામે બે આત્માનું અદ્વૈત સધાય છે, માતાપિતા, ભાઇભાંડું, સગાંસબંધી, મિત્રો, ધનદોલત, વૈભવવિલાસ, નિર્ધનતા, ક્લેશ, સંતાપ, વિપત્તી, એ બધાથી એ પર હોય છે. આ બધાં એને સ્પર્શ કરી શકતાં નથી. એ પ્રેમ દિવ્ય પદાર્થ છે, પ્રાર્થિવ વસ્તુઓથી પર છે. એવા ઊંડા પ્રેમથી સંધાએલાં દંપતી આપણા સમાજમાં અત્યંત દુર્લભ છે. બીજા સમાજમાં પણ જવલ્લે મળી આવે છે. પરંતુ આદર્શ દંપતી તો તેજ આવા આદર્શ પ્રેમની અનુકૂળતા પ્રાપ્ત થાય એવી સમાજ રચના હોવી જોઇએ. પરંતુ એવી સમાજરચના રચાવાનો સંભવ બહુ જ ઓછો છે, એટલે એ વિષે આ લેખમાં વધુ ચર્ચા નહિ કરીએ.

એ વાત તો નક્કી છે કે, લગ્ન કરવા માટે ઇચ્છિતાં પાત્રોએ પરસ્પર પોતે જાતે પસંદગી કરવી જોઈએ, કારણ કે સમસ્ત જીવન તેમને સાથે ગુજારવાનું છે. એટલે સ્વભાવ અને વિચારોનો સુમેળ સધાય તો જીવન સુખમય જાય. એવી પસંદગી લાંબા પરિચય વિના થવી અશક્ય છે. એવા પરિચયના પ્રસંગ શી રીતે ગોઠવાય તે વિશે અહીં થોડો વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે.

આપણા સમાજમાં નાનપણમાં વેવિશાળ કરી કન્યાને સસરાના ઘરનાં સાથે પરિચય પાડવાના પ્રસંગોની યોજના કરવામાં આવતી હતી. ટાણે અવસરે, કામ પ્રસંગે છેક નાની કન્યા પણ સાસરે જતી અને સાસરાનાં માણસોના નિકટ પરિચયમાં વખતો વખત આવતી. આ યોજનાનો એક લાભ એ હતો કે જે કુટુંબમાં કન્યાને ભવિષ્યમાં જીવન વ્યતીત કરવાનું છે તે કુટુંબનાં માણસોના સ્વભાવ અને વર્તનથી તે પરિચિત થતી એટલે લગ્ન પછી કન્યા ત્યાં આવે ત્યારે તેને છેક અજાણ્યું કે પરાયું લાગતું નહિ. પરન્તુ આ યોજનાનો મોટો દોષ એ હતો કે કન્યાની ઉમ્મર છેક નાની હોવાથી તેને માણસના સ્વભાવની પરીક્ષા કરવાની શક્તિ ન હતી. વળી સાસરાનાં માણસો સ્વભાવે અને વર્તને વાસ્તવિક રીતે ગમે તેવાં હોય તો પણ કન્યાની સાથે લગ્ન અગાઉ સારો સ્વભાવ અને હેત તથા માયાનો દેખાવ કરતાં. આ બધા ઉપરાન્ત જે વ્યક્તિ સાથે તેને જીવન વ્યતીત કરવાનું, જે તેનો જીવનસાથી છે તેના પરિચયનો આ યોજનામાં અવકાશ જ હતો નહિ. એટલે આ યોજના મને તો કોઈ રીતે હજુ લાગતી નથી. અત્યારે જમાનો ફરી ગયો છે. મોટી ઉંમરની કન્યા થાય ત્યાં સુધી તેનું વેવિશાળ ન થયેલું હોય એવાં હજારો કુટુંબ હોય છે. એટલે એ જૂના રિવાજનો વિચાર કરવાનો રહેતો નથી. તે ઉપરાંત સંયુક્ત કુટુંબની પ્રથા તૂટતી જાય છે. અત્યારના સંજોગોમાં પરિચય સાધવા માટે અત્યારના આપણા જીવન મુજબની વ્યવસ્થા થવી જોઈએ.

આ બાબતમાં આપણે સ્પષ્ટતાથી નિઃસંકોચ રીતે, નિખાલસતાથી વિચાર કરીએ. જે માતાપિતા લગ્ન અગાઉ ભાવિ દંપતી વચ્ચે પરિચય થવાની બાબતમાં સંમત હોય છે તે પણ આ બાબતમાં ભયભીત અને સંશયગ્રસ્ત રહેતાં જોવામાં આવે છે. એ પરિચય કેવળ શુદ્ધ પરિચય જ રહે તેની એમને સંપૂર્ણ ખાતરી નથી હોતી. ક્વચિત્ ક્વચિત્ પરિચયને પ્રસંગે બન્નેના અતિ નિકટ સહવાસને પરિણામે અનિચ્છનીય સંજોગો ઊભા થવાના દાખલા તેમની નજર સમક્ષ બહુ મોટું સ્વરૂપ ધારણ કરે છે. પરંતુ આનો

ભય રાખવો ઉચિત નથી, આવેશમય, ઊર્મિલ અને અવિચારી યુવક યુવતીઓ આગળ પાછળનો વિચાર કર્યા વિના ક્ષણિક મોહમાં પડી જાય અને કર્તવ્ય ભાન ભૂલે તેટલા ખાતર પરિચયનો પ્રતિબંધ કરવો એ યોગ્ય નથી. માત-પિતાએ-કન્યાને માતાએ અને પુત્રને પિતાએ-ભયસ્થાનોની સ્પષ્ટ, સચોટ નિઃસંકોચ રીતે અને જીવનની ગંભીરતાની સંપૂર્ણ સમજણ આપીને, તેમજ દંપતીના દેહસંબંધની પાછળ રહેલો અતિ ભવ્ય અને અદ્‌ભુત ચમત્કારી તથા ઉન્નત હેતુ તેમની સમક્ષ રજૂ કરીને પોતાના સંતાનને મોહ તથા આવેશથી ન દોરાવાને માટે, તેમજ સંયમની તાલીમ આપીને તૈયાર રાખવાં એ માતપિતાની પવિત્ર ફરજ છે. એ બાબતમાં માતાપિતા જેટલો સંકોચ રાખે છે, કુદરત પર બધું છોડી દે છે, તેટલાં તે અનિષ્ટ સ્થિતિને અવકાશ આપે છે. છલકપટ, મોહજાળ, દંભ અને આડંબરમાં ન લોભાવાની, તેમજ દેહસંબંધની પવિત્રતાની, ઉન્નત દષ્ટિની નિઃસંકોચ રીતે માતાપિતાએ સંતાનોને સમજુતી આપવી જોઈએ. એ પ્રમાણે નિખાલસ રીતે સમજાવેલાં યુવકયુવતીઓના પરિચયને પ્રસંગે. સ્ખલન નહિ થાય એવો મને વિશ્વાસ છે. તેમ છતાં એ પરિચયના પ્રસંગોએ માતપિતાએ અગર વડીલોએ સાવધ રહેવાની, પરોક્ષ રીતે તપાસ રાખવાની અને સતત જાગ્રત રહેવાની જરૂર તો રહે છે જ. મને લાગે છે—મારો એવો અનુભવ છે—કે યુવાન છોકરા છોકરીઓના અવિચારી સ્ખલનોનું મૂળ તેમનાં માતપિતાનો તેમણે સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત નથી કરેલો હોતો તે જ છે. જે સંતાનોનાં માતપિતા, તેમની અમુક ઉંમર પછી, તેમના ગાઢ મિત્રો બન્યાં હોય છે તે સંતાનો પોતાની બધી જ હૃદયની વાત નિખાલસપણે માતાપિતા સમક્ષ રજૂ કરે છે એવાં સંતાનો ભાગ્યેજ સ્ખલન કરે છે.

પરિચયના પ્રસંગની બાબતમાં પણ ઊંડો વિચાર અને વ્યવસ્થિત યોજનાની જરૂર છે. મુંબાઈની ક્રિકેટ ક્લબ ઓફ ઇન્ડીઆ કે એવી સંસ્થાઓ સ્વચ્છંદી વર્તનને અને કેવળ વિલાસવૃત્તિને ઉત્તેજન આપનારી છે પરંતુ ઉજાણીઓ, નાના નાના મેળાવડા, નાની નાની ન્હાપાણીની મીજલસો, પર્યટનો વગેરે પ્રસંગો યોજીને પરસ્પર પરિચયનો અવકાશ આપી શકાય. એ પ્રસંગોએ લગ્નના હેતુથી પરિચય પાડવાની યોજના ન હોય. પરંતુ એવા અનેક પ્રસંગે થયેલા પરિચયોમાંથી પસંદગી એની મેળે સ્વયંભૂ થાય એ ખાસ જરૂરનું છે. એ પસંદગી પછી વધારે લાંબા પરિચયથી એકબીજાના સ્વભાવ, વર્તણુક, આદર્શો, વિચારો, માન્યતાઓ

વગેરેની માહિતી મળતી જાય તેમ એક બીજાના હૃદયમાં પ્રવેશ કરવાની અનુકૂળતા મળતી જાય. ઉપર જણાવ્યું તેમ આ જાતનો પરિચય લાંબા સમય સુધી રહેવો જોઇએ તો જ વાસ્તવિક જ્ઞાન થાય. એવા પરિચયને અંતે એક બીજાના લગ્ન સંબંધનો વિચાર થાય તો ઘણે ભાગે એ સંબંધ પ્રેમમય થાય.

આ જાતની યોજનાઓ વ્યવહારકુશળ અને બુદ્ધિશાળી માતપિતા પોતે જાતે વિચારી યોજી શકશે. અહીં તો એની સહેજ સૂચના જ કરવામાં આવી છે.

મને લાગે છે કે અત્યારનાં માતપિતા આ જાતની પરિચયની અનુકૂળતા ભાગ્યે જ કરી આપશે. તેમનાં માનસ હજી જૂના સંસ્કારોથી ઘડાયેલાં છે, પરન્તુ અત્યારે નવી કેળવણી પામેલાં યુવક યુવતીઓ જ્યારે માતપિતા થશે અને તેમનાં સંતાનોના લગ્ન સંબંધનો સમય આવશે ત્યારે તેઓ પસંદગીની અનુકૂળતા જરૂર કરી આપશે. તેમને આ લેખથી કાંઇ વિચાર કરવામાં મદદ મળશે તો આ લેખનો હેતુ કાંઈક અંશે સાર્થક થયો હું ગણીશ.*

* 'જ્યોતિર્ધર'માંના લેખમાંથી.

## ગ્રંથસ્વીકાર

(૧-૨) **માતાનું ઋણ, પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ :** લેખક - જયુભાઇ મહેતા, પ્રકાશક - નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, રૂા. ૫)

(૩-૪) **સોલોમનનો ખજાનો,** ખંડ ૧ લો ૨ જો : અનુ.-શંકર શાહ, પ્રકાશક-સોમાભાઇ કિશાભાઈ પટેલ, સુણાવ, રૂા. ૩)

(૫) **કલ્યાણમયી :** લેખક-ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ-મુંબઇ, રૂા. ૧).

(૬) **સ્વ. ઝવેરચંદ મેઘાણી :** લેખક-અંબાલાલ ન. શાહ. પ્રકાશક-નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ રૂા. ૦-૬-૦

(૭) વાકળ કેળવણી મંડળનું સાતમું નિવેદન (૧૯૪૫-૪૬)-બોભારોડ.

(૮) શ્રી કચ્છ પાટીદાર સમાજ(મુંબઇ)નો ૪૬-૪૭નો અહેવાલ-ઘાટકોપર

**કન્યા વિદ્યાલય ભાદરણ**

ફર્સ્ટ મેટ્રિકની પરીક્ષામાં નીચેની પાટીદાર બહેનો આ સાલ ઉત્તીર્ણ થઈ છે-શ્રી કુમુદિનીબહેન જે. પટેલ, શ્રી નિર્મળાબહેન બી. પટેલ, શ્રી રમાબહેન વી. આઇ. પટેલ અને શ્રી રમાબહેન વી. વી. પટેલ.

# પૂર્વ આફ્રિકાની સ્થિતિ

શ્રી શિવાભાઈ જી. અમીન
પ્રમુખઃ પૂર્વ આફ્રિકા હિંદી કોંગ્રેસ

હિંદમાં છેલ્લા બે મહિનાના મારા વસવાટથી મને લાગ્યું છે કે પૂર્વ આફ્રિકાના હિંદીઓની લડતની કેટલીક મહત્ત્વની બાજુઓ પર વર્તમાનપત્રો દ્વારા તથા સભાઓ દ્વારા વધુ ભાર મૂકવાની જરૂર છે.

આ લડત તો આ સદીની શરૂઆતથી ચાલી રહેલી છે, પણ રેગન અને ગ્રીક ઇતિહાસના લેખકોના આધારે પૂર્વ આફ્રિકાની હિંદી વસાહતો તો છેક ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા જેટલા દૂરના સમયથી અસ્તિત્વમાં આવેલી છે. આધુનિક સમયમાં આફ્રિકાના પૂર્વ કાંઠા પર હિંદી વેપાર અને વાણિજ્યે જે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો છે તે હકીકતનો સ્વીકાર ડચ તેમજ રાજકીય અને વ્યાપારિક સાહસો કરનાર બ્રિટિશોએ કરેલ છે.

નૌકા તથા લશ્કરી ઇતિહાસ લેખક અને વ્યૂહરચનામાં પ્રવીણ વિખ્યાત અલ્બુકર્કે હિંદી મહાસાગરના સંરક્ષણવ્યૂહ માટે આફ્રિકાના પૂર્વ કિનારાની અગત્ય સાચી રીતેજ પીછાણી હતી. ઉત્તર આફ્રિકા સહીત મધ્ય પૂર્વમાં વિકસતી જતી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં, પૂર્વ આફ્રિકામાં બ્રિટન પોતાનું લશ્કરી મથક સ્થાપવાની જે યોજના કરી રહેલ છે. તેમાં હિંદ માટે તેમજ મધ્યપૂર્વના લોકો માટે ખાસ અર્થ સમાયેલો છે. ઉપરાંત પૂર્વ આફ્રિકા જઈને વસેલા હિંદીઓ ત્યાંના જીવનમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ત્યાંના પ્રાદેશિક વિસ્તારમાં હિંદીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને શરૂઆતના બ્રિટિશ રાજ્યકર્તાઓએ એ વાતનો સ્વીકાર કર્યો છે કે તે પ્રદેશો પર બ્રિટિશોએ પોતાનું રાજ્ય ત્યાં વસતા હિંદીઓ પર કબજો મેળવીનેજ જમાવ્યું છે. સંસ્કૃતિના પ્રસાર માટે આ પ્રદેશોને ખુલ્લા મૂકનાર ત્યાં વસેલા હિંદીઓના સાહસ અને શક્તિને ચર્ચીલે અંજલી આપેલી છે. સર્વ વસાહતીઓમાં હિંદીઓ જે જબ્બરદસ્ત બહુમતિ ધરાવે છે તે હકીકતથી પૂર્વ આફ્રિકામાં રહેતા સર્વ લોકોના આર્થિક તેમજ રાજકીય વિકાસમાં મદદ કરવાનો હિંદીઓનો અધિકાર તેમજ ફરજ સ્પષ્ટ થાય છે.

હું જે પ્રદેશોની વાત કરી રહ્યો છું તે પ્રદેશો નીચે મુજબ છે. ઝાંઝીબાર, ટાંગાનીકા, યુગાન્ડા અને કેન્યા. આ પ્રદેશોમાં ચાર જાતિવર્ગોની પ્રજા વસે છે. આફ્રિકાવાસીઓ, હિંદીઓ આરબો અને યુરોપિયનો. આરબો, મુખ્યત્વે ઝાંઝીબારમાં તથા ટાંગાનીકા અને કેન્યાના સમુદ્ર કિનારાના પટાઓમાં વસેલા છે. આફ્રિકાવાસીઓ, હિંદીઓ અને યુરોપિયનો ચારે પ્રદેશોમાં વેરાયેલા છે.

યુરોપિયનો રાજ્યકર્તા કોમનો દરજ્જો ભોગવે છે. તેઓ ખાસ હકો ધરાવનારા લોકો છે. રાજ્યવહીવટ તેમના સગાં સંબંધીઓના હાથમાં છે. અને જો કે તેઓ સંખ્યામાં એકંદરે આ સર્વ-પ્રદેશોમાં થઇને માંડ ૫૦,૦૦૦ કે તેથી યે ઓછા હશે તો પણ સરકારી વહીવટતંત્રનાં સર્વે મહત્ત્વનાં સ્થાનો તેઓના હાથમાં છે-અને રેલ્વેનો વહીવટ પણ તેઓ જ ચલાવે છે.

કારોબારીમાં, ધારાસભામાં, ન્યાયખાતામાં તેમજ મ્યુનિસિપાલિટી અને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં સરકાર પક્ષ તરફે યુરોપિયન સભ્યો પ્રતિનિધિત્વ રજુ કરે છે અને બિનસરકારી પક્ષે પણ તેઓ તેમની સંખ્યા પ્રમાણમાં યોગ્ય ગણાય તેથી ઘણા જ વધારે પ્રમાણમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. કેન્યાનો જ દાખલો લઈએ તો આપણે જોઈ શકીશું કે ગવર્નરની કારોબારીના ૧૨ સભ્યોમાંથી ૧૧ સભ્યો યુરોપિયનો છે અને બિનયુરોપિયન તરીકે માત્ર એકાકી એક હિંદી જ છે.

૪૦ સભ્યોની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં બિનયુરોપિયનનોની સંખ્યા માત્ર નવની છે. ન્યાય ખાતામાં બધાજ જજો અને મેજીસ્ટ્રેટો યુરોપિયનો જ છે. નાના કે મોટા સર્વ નગરોની પ્રજામાં મોટા પ્રમાણની બહુમતિ બિનયુરોપિયનોની હોવા છતાં તેઓ કોઇ મ્યુનિસિપલ કોર્પોરેશન કે બોર્ડની અંદર પ્રતિનિધિત્વ રજૂ કરવાની સમાનતા પણ ધરાવતા નથી.

આ રીતે અહીં યુરોપિયનો અને બિનયુરોપિયનોના ધોરણે પ્રજાના ભાગલા પાડવામાં દેખીતો જ આધાર રહેલો છે. અને દક્ષિણ આફ્રિકામાં વર્ણભેદની જે રાજનીતિ સફળ થઇ છે તે રાજનીતિને અમલમાં મૂકવા માટેનું પૂર્વ આફ્રિકા પણ એક ક્ષેત્ર છે એ હકીકત જાણીતી બની છે.

આજ સુધી તો વર્ણભેદની આ રાજનીતિને સફળ રીતે અમલી બનતી અટકાવનાર એક માત્ર હિંદીઓનો દૃઢ અને જુસ્સાદાર સામનો જ છે.

લડતે હવે એવું સ્વરૂપ લીધું છે કે જેથી ઔદ્યોગિક તેમજ વ્યાપારી ઉચ્ચનીતિ દ્વારા તેમજ વહીવટી રાજસત્તા ધરાવનાર યુરોપિયનો દ્વારા હિંદીઓના પ્રવૃત્તિ ક્ષેત્ર પર કાપ મૂકાતો જાય છે. અને દરેક શક્ય રીતે હિંદીઓના વસાહત પર અંકુશ રાખવામાં આવે છે અને યુરોપિયનોની વસાહતને ઉત્તેજન આપવામાં આવે છે. આ નીતિ અમલમાં મૂકવાના તેઓના કાર્યમાં તથા તેઓની યોજનામાં બે વિશ્વયુદ્ધોને કારણે કેટલીક

મુશ્કેલીઓ ઊભી થઇ અને હિંદીઓને નાની નાની બાબતોમાં સંતોષવાની દેખીતી જરૂરિયાતને કારણે પૂર્વ આફ્રિકામાં પોતાનું ગોરું વર્ચસ સ્થાપવાની નીતિમાં ધીમે ધીમે આગળ વધવાની બ્રિટનને ફરજ પડી છે.

હવે જ્યારે હિંદ સ્વાધીન બની રહ્યું છે ત્યારે બંને પક્ષે લડતમાં એક જાતનું ઉત્તેજનનું તત્ત્વ દાખલ થયું છે. યુરોપિયન પક્ષ દરેક શક્ય રીતે હિંદીઓને ડરાવવાના એવા સંજોગો ઊભા કરવા માગે છે કે જેથી કરીને બને તેટલા હિંદીઓને પૂર્વ આફ્રિકામાંથી હાંકી કાઢી શકાય અને એક એવી પરિસ્થિતિ ઊભી કરવા માગે છે કે જેથી કરીને પૂર્વ આફ્રિકામાં વધુ હિંદીઓ દાખલ થઇ શકે નહિ. બીજી બાજુ, શક્ય તેટલી ઝડપથી યુરોપિયનોની વસતી વધારવા માટેના માર્ગો તેમજ ઉપાયો શોધાઇ રહ્યા છે.

હિંદીઓની સંખ્યા કરતાં પોતાની સંખ્યા વધારી દેવાના કાર્યમાં યુરોપિયનો સફળ થાય તે પહેલાં જો હિંદુસ્તાન સ્વાધીન અને સાર્વભૌમ બની ન જાય તો તેઓ દક્ષિણ આફ્રિકાના યુનિયનની માફક પૂર્વ આફ્રિકામાં પણ યુરોપિયનો માટે પોતાની સ્વાયત્ત સરકાર મેળવવાની આશા ધરાવે છે. આમાં સર્વ સત્તા તથા વિશેષાધિકારીઓ યુરોપિયનોના હાથમાં હશે અને દક્ષિણ આફ્રિકામાં બિનયુરોપિયનોનો જેટલો અવાજ છે તેટલો જ અહીં પૂર્વ આફ્રિકામાં હિંદીઓ, આરબો અને આફ્રિકાવાસીઓનો રહેશે. આ રીતે વસાહત ઉપર અંકુશ રાખવાનો પ્રશ્ન ઊભો થયો છે.

આ સદીની શરૂઆતથીજ વસાહત અટકાવવાના કે તે પર અંકુશો મુકવાના વખતો વખત પ્રયત્નો કરવામાં આવ્યા છે. ૧૯૨૦–૨૪ દરમિયાન હિંદીઓની વસાહતનો કાયમ માટે અંત લાવવા યુરોપિયનો દ્વારા એક મોટી ચળવળ ઉપાડવામાં આવી હતી, અને દક્ષિણ આફ્રિકાની માફક સ્વરાજ્યની પણ આ સમય દરમ્યાનજ તેઓએ માગણી કરી હતી. હિંદીઓના સામનાને કારણે અને હિંદમાંથી મળેલી મદદના કારણે યુરોપિયનોના આ પ્રયત્નો નિષ્ફળ નીવડયા.

ફરી ૧૯૪૪ની સાલથી સ્થાનિક વહીવટકર્તાઓની મદદથી વસાહત માટેના અંકુશો એવા પ્રકારે મુકવામાં આવ્યા છે કે જેથી માત્ર હિંદીઓને જ તેનાથી સહન કરવું પડે. વસાહત પર અંકુશ મુકતાં ૧૯૪૫માં અમલી બનેલાં બિલો (ઇમીગ્રેશન કંટ્રોલ બિલ્સ) દેખાવમાં જો કે જાતિભેદવાળાં નહોતાં લાગતાં, છતાં હિંદી વસાહતીઓને તેનાથી સખત રીતે સહન કરવું

પડ્યું છે, એ મુજબનો અભિપ્રાય હિંદી સરકારે પૂર્વ આફ્રિકા ખાતે મોકલેલા પ્રતિનિધિમંડળે રજૂ કર્યો હતો.

હવે આપણે સાંભળીએ છીએ કે પૂર્વ આફ્રિકાના હિંદીઓએ તથા હિંદી સરકારે જે સામે વાંધો લીધો હતો તે વસાહત પર અંકુશ મૂકનારાં જૂના બિલો પાછાં ખેંચી લેવામાં આવે છે અને તેને સ્થાને નવાં બિલો રજૂ કરાઇ રહ્યાં છે. હિંદીઓના વસાહત પ્રશ્નને લાગેવળગે છે ત્યાં સુધી આ નવાં બિલો તો પેલાં જૂનાં બિલો કરતાં પણ બદતર છે.

એક બીજા માર્ગ દ્વારા પણ યુરોપિયન વસાહતીઓએ પોતાની લાગવગનું ક્ષેત્ર વિસ્તાર્યું છે. યુરોપિયનોની વસાહત મુખ્યત્વે કેન્યા અને ટાંગાનીકાના ઉચ્ચ પ્રદેશોમાં ખૂબ ગીચ છે. કેન્યાની ખેતી લાયક સુંદરમાં સુંદર જગ્યાનો, તેના ઉચ્ચ પ્રદેશનો ભાગ યુરોપિયનોની વસાહત માટે અનામત રાખવામાં આવ્યો છે. આફ્રિકાવાસીઓ, આરબો અને હિંદીઓ આ વિસ્તારમાં જમીન ખરીદી શકતા નથી. આજ પ્રકારની નીતિ ટાન્ગાનીકાના ઉચ્ચ પ્રદેશના વહીવટમાં પણ દાખલ કરાઇ રહી છે.

કેન્યા સંસ્થાનનાં પ્રજા ઊપરવરાનાં ઘણાં મોટાં ખાસ ભંડોળો આ વિસ્તારોના વિકાસ અર્થે તથા આર્થિક દૃષ્ટિએ નુકસાનકારક રેલ્વેઓ બાંધવા પાછળ તથા આ માટેની દરખાસ્તોને આકર્ષક બનાવવા પાછળ ખર્ચવામાં આવે છે.

ટાંગાનીકા અને યુગાન્ડા નાણાકીય દૃષ્ટિએ વધુ સદ્ધર સ્થિતિમાં છે. આથી ઘણા વર્ષો સુધી કેન્યાના અંદાજપત્રોની ખાધ પૂરવા માટે શકય સાધન તરીકે આ યુગાન્ડા અને ટાંગાનીકાની બચત મૂડી પર દૃષ્ટિ પડેલી છે. વધુમાં કેન્યાના યુરોપિયન વસાહતીઓએ જેવી રીતે કેન્યાના ભાવિ પર વર્ચસ જમાવ્યું છે, તેમ ટાંગાનીકા અને યુગાન્ડાના ભાવિ પર પણ તેઓ વર્ચસ જમાવવાની ઇચ્છા ધરાવે છે.

આ ત્રણે પ્રદેશની બિનયુરોપિયન પ્રજા તરફથી છેલ્લા ત્રણ દશકાથી જેનો સામનો થઇ રહ્યો છે, તે ટાંગાનીકા, યુગાન્ડા અને કેન્યાના વિકટ બનતા જતા યુનિયનનો ટૂંકમાં આ પ્રશ્ન છે.

પૂર્વ આફ્રિકામાં યુરોપિયનો અને બિનયુરોપિયનો વચ્ચે જે વિવિધ ક્ષેત્રો પર જંગ ચાલી રહ્યો છે તેનું ચિત્ર આપણને આ રીતે મળી શકે છે.

જેમ કે, (૧) કારોબારી, ધારાસભા, ન્યાયખાતું, અને મ્યુનિસિપલ વહીવટ તંત્રોમાં યુરોપિયન કોમનું લોકશાસન વિરોધી રાજકીય વર્ચસ, (૨) યુરોપિયનો માટે ઉચ્ચ પ્રદેશોની ખેતીલાયક જમીનનો ગેરકાનુની કોમી અનામતમાં રાખવામાં આવી છે તે, (૩) હિંદી વસાહતીઓ પર અંકુશો મૂકવાની અને યુરોપિયન વસાહતીઓને ઉત્તેજન તથા નાણાં પૂરાં પાડવાની વિવિધ યોજનાઓ, અને (૪) યુગાન્ડા કેન્દ્ર અને ટાંગાનિકાનું યુનિયન રચવાના પ્રયત્નો.

આ સર્વ બાબતોમાં કુદરતી રીતે જ પૂર્વ આફ્રિકાની હિંદી પ્રજાએ લડતમાં આગેવાની ભર્યો ભાગ લેવાનો છે અને તેઓએ સફળતાપૂર્વક એટલો સમય મેળવ્યો છે, જે દરમ્યાન પૂર્વ આફ્રિકાના વતનીઓ જાગી ઊઠી પોતાના વતનમાં પોતાનું યોગ્ય સ્થાન મેળવી શકે.

પણ મેં આગળ જણાવ્યું તેમ હિંદુસ્તાનની નજીક આવી પહોંચેલી આઝાદીએ નવી પરિસ્થિતિ ઉપસ્થિત કરી છે. હિંદ સ્વતંત્ર બને તે પહેલાં આ ચારે પ્રશ્નો ઉપર અધિકારી તેમજ બિનઅધિકારી યુરોપિયન કોમ તરફથી દબાણ લાવવામાં આવ્યું છે. સંસ્થાનો માટેના મંત્રી મી. ક્રીચ જોન્સ દ્વારા ઉચ્ચ પ્રદેશની અનામત રાખવામાં આવેલી જગ્યાઓનું કાયમી સ્વરૂપ અપાઈ રહ્યું છે. વસાહત પર અંકુશ મૂકતાં નવાં બિલો જો કે જુદાં સ્વરૂપમાં રજૂ કરવામાં આવ્યાં છે, છતાં જૂના બિલોની માફક હિંદી વસાહતીઓને અટકાવવાના ઉદ્દેશવાળાં છે.

કેન્યા, યુગાન્ડા અને ટાંગાનીકા માટેની સુચિત મધ્યસ્થ ધારાસભા માટેનું બંધારણ ૧૯૪૭ના સંસ્થાન પત્ર ૨૧૦ (કોલોનિયલ પેપર)માં સમાવાયેલી નવી દરખાસ્તો દ્વારા ફેરવાઈ રહ્યું છે. આથી દેખીતી રીતે જ આજે ત્રણે પ્રદેશોની ધારાસભામાં યુરોપિયનોનું જેવું વર્ચસ છે તેવું જ મધ્યમાં પણ તેઓનું વર્ચસ સ્થપાશે.

આફ્રિકનો રાજકીય રીતે જાગ્રત બનતા જાય છે, પણ પ્રજા સમૂહમાં કેળવણીના અભાવથી તથા કોમના જાહેરજીવનમાં શિક્ષિત નેતાઓના અભાવથી તેઓ આગળ વધી શકતા નથી. આથી યુરોપિયનોના વર્ચસ સામે લડતની દોરવણી આપવાની જવાબદારી પ્રજાના બીજા મોટા વર્ગ તરીકે હિંદીઓના શિરે રહેલી છે. ભૂતકાળની માફક નજીકના ભવિષ્યમાં પણ પૂર્વ

આફ્રિકામાં સ્વતંત્રતા અને સમાનતાની લડતને દોરવણી આપવાની તેઓની ફરજ તેમજ તે તેઓનો અધિકાર ગણાશે. તેઓની સંખ્યાના કારણે તેમજ તેઓની ઐતિહાસિક તેમજ સાંસ્કૃતિક પશ્ચાદ્‌ભૂમિકાના કારણે પૂર્વ આફ્રિકામાં ગોરાઓનું વર્ચસ સ્થપાતું અટકાવવાના મહાકાર્ય માટે તેમજ જેમાં સર્વ કોમોને શકય તેટલા વધુમાં વધુ પ્રમાણમાં પોતાનો અવાજ રજૂ કરવાની સમાન તકો સાંપડે અને પોતાના અધિકાર બળે જેમાં આફ્રિકનોને તેમને મળવું જોઇએ તેટલું આગળ પડતું સ્થાન મળે તેવું સ્વ-શાસન સ્થાપવા માટે બીજા કોઇ વર્ગો કરતાં હિંદીઓ વધારે યોગ્ય છે.

આ લડતને ઉપાડી લેવી તે પૂર્વ આફ્રિકાના તેમજ હિંદમાંના હિંદીઓની નૈતિક ફરજ છે. કારણ કે, પ્રાથમિક રીતે પૂર્વ આફ્રિકામાં હિંદીઓની હાજરીના કારણે આફ્રિકનોએ પોતાની સ્વાધીનતા ગુમાવી અને તેમના પર આર્થિક તેમજ રાજકીય વર્ચસ જમાવવાની બ્રિટનને તક મળી. પોતાની આ ફરજમાં હિંદ જો નિષ્ફળ જશે તો પૂર્વ આફ્રિકામાં પ્રગતિ અને સ્વાધીનતાના ધ્યેયની સેવા કરવાની ઐતિહાસિક તક તે ગુમાવી દેવા માગે છે એમ લેખાશે.

આ પુણ્ય કાર્ય પાર પાડવા માટે સંજોગો અનુકૂળ છે. આફ્રિકાવાસીઓ, હિંદીઓ તેમજ આરબો વચ્ચેના સંબંધો ગાઢ મિત્રાચારીભર્યા છે. ભૂતકાળમાં સાથે કાર્ય કરવાની ઉત્સુકતા તેઓએ બતાવી આપી છે. છેલ્લાં પચાસ વર્ષો દરમ્યાન એવો એક પણ પ્રસંગ બન્યો નથી જ્યારે હિંદીઓ, આફ્રિકનો અને આરબોને કોઇ પણ મૂળભૂત પ્રશ્ન પર છૂટા પડવાનું કારણ મળ્યું હોય. અને યુરોપિયન કોમમાં આગળ પડતા વિચારો ધરાવનાર પ્રગતિમાન તત્ત્વોએ પણ હમેશાં એવી આશા ધરાવી છે કે હિંદીઓએ જ આ લડતની નેતાગીરી લેવી જોઇએ.

હિંદુસ્તાનમાં વચગાળાની સરકારની સ્થાપના થવાથી સમગ્ર પ્રજામાં જેઓની ૯૯ ટકા જેટલી વસતી છે તે આફ્રિકાવાસીઓએ ખુલ્લી રીતે કહ્યું છે કે પોતાના આર્થિક તેમજ રાજકીય વિકાસ તેમજ સ્વતંત્રતાના જંગમાં હિંદીઓ તેમજ હિંદ તરફથી મદદ મેળવવાની તેઓ આશા ધરાવે છે. કાર્ય કરવાનો સમય અત્યારે છે. આથી પૂર્વ આફ્રિકાની લડત પ્રત્યે વધુ ધ્યાન આપવાની હિંદની પ્રજાને હું વિનતી કરું છું.

# ખેડૂત દુઃખી શાથી છે?

શ્રી. છગનભાઈ ચતુરભાઈ પટેલ, બાર-એટ-લૉ.

વૈશાખના 'પાટીદાર' માસિકમાં શ્રી. બાબુભાઈ જશભાઈ પટેલનો 'ગણોતધારો અને જમીન માલિક' એ લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખમાં ખેડૂતોના કલ્યાણની ધગશવાળા કોંગ્રેસી ધારાસભ્યે ગણોતધારાના કાયદાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છેઃ—

"આપણા પ્રાંતમાં યુક્તપ્રાંત કે બંગાળ જેવી જમીનદારી પદ્ધતિ નથી એ સાચું છે. પણ પોતાની મહેનતનો પૂરો બદલો ખેડૂતને મળે છે એમ તો આપણે કહી શકીએ એમ નથી. સમાજમાં સૌથી વિશેષ મજૂરી ખેડૂત કરે છે; સમાજને જીવતો રાખવા માટે જરૂરી અન્ન એ પેદા કરે છે—છતાં કંગાલમાં કંગાલ હાલત એની છે. એને પેટ પૂરતું ખાવાનું નથી, પહેરવા માટે પૂરતાં કપડાં નથી, અને રહેવા માટે ભાંગીતૂટી ઝૂંપડી છે. જમીનદારી પદ્ધતિ આ પ્રાંતમાં ભલે ન હોય, પણ ખેતી કરનારના આ હાલ છે એનો ઈન્કાર થઈ શકે તેમ છે! આ હકીકત સાચી હોય તો ખેડૂત અને જમીનદાર વચ્ચેનો સંબંધ સારો શી રીતે કહી શકાય?"

આ ગૃહસ્થ આવા સ્વરૂપનો પ્રશ્ન ઊભો કરીને એટલું જ તારવવા માગતા હોય તેમ જણાય છે કે ખેડૂતોની આવી ભયંકર દશા માટે માત્ર જમીનદારો જ જવાબદાર છે. આ ઉપરથી મને માની લેવાની ફરજ પડે છે કે આ માનનીય સભ્યનો અનુભવ ઘણો જ મર્યાદિત છે. ખેડા જિલ્લામાં ઘણાખરા જમીન માલિકો આ ધારાસભ્યની જ્ઞાતિના પાટીદારો છે, અને તેમને વાસ્તવિક રીતે જોતાં જમીનદારો ગણવા જ ન જોઇએ. તે તો બધા ખેડૂતો જ ગણાવા જોઇએ. કારણ કે, આ લોકો તેમની જમીન સાથે યા ભાગે બીજાઓને ખેડવા આપે છે, છતાં જાતે ખેતરો ઉપર જાય છે અને ખેડૂતોને કામની યોગ્ય સૂચનાઓ આપે છે. ઉપરાંત સાધનોના અભાવે ખેતી નિષ્ફળ ન જાય તેને માટે કાળજી અને ચિંતા રાખે છે, ખેડૂતોને સાધનો મેળવી આપે છે.

દાખલા તરીકે, નડિયાદનો એક પાટીદાર દસ વીઘાં જમીનનો માલિક છે. આ જમીનમાં માત્ર ખેતી કરીને તેના ઉત્પન્નમાંથી પોતાનો અને પોતાના કુટુંબનો નિભાવ એ કરી શકે તેમ નથી એટલે તે બીજી કોઇ પ્રવૃત્તિ કરવાનું શોધી લે છે અને પોતાની જમીન બીજાને ખેડવા આપે છે.

આમ છતાં તે દરરોજ ખેતર ઉપર જોવા જાય છે. વાવણી વખતે ખેડૂતને બીની વ્યવસ્થા કરી આપે છે. બળદ કે ગાડા માટે જોઇતાં પૈસાની પણ વ્યવસ્થા કરે છે. ખેડૂતો વિષે જેને થોડું સરખું પણ જ્ઞાન છે તે દરેક જાણે છે કે ખેડૂત ભયંકર ગરીબાઇમાં સડે છે. તેની પાસે બી, બળદ કે બીજાં ખેતીનાં સાધનો માટે જોઇતા પૈસા નથી હોતા. આવા પ્રસંગે જો તેને તેની પોતાની શક્તિ ઉપર આધાર રાખવાનો હોય તો તે ખેતીમાં નિષ્ફળ જાય. કોંગ્રેસી ધારાસભ્યો ખેડૂતોનું કલ્યાણ કરવાની વધારે પડતી ધગશમાં એટલા ખેંચાઈ જાય છે કે બીજી વસ્તુ સ્થિતિ તરફ તેઓ બિલકુલ લક્ષ આપતા નથી.

જમીન માલિકને જમીન બદલ ઉપજનો ત્રીજો ભાગ લેવાનું આ ધારાસભ્ય યોગ્ય માને છે. એ ભાગના બદલ ખેડૂતને હવેથી ખેતી અંગેની આખી જવાબદારી લેવી રહી. પરંતુ મેં ઉપર જણાવ્યું તેમ બધી જવાબદારી તે એકલો ઊઠાવી શકે તેમ નથી. અને તેમાં તેને જમીનમાલિક ઉપર આધાર રાખવાનો જ રહે છે. તો આ ધારાસભ્યને હું પૂછી શકું કે આ કામ બદલ જમીનમાલિકને કંઈ પણ મળવું જોઈએ કે નહિ?

આ કાયદાનું અનિવાર્ય અને એક માત્ર પરિણામ એ આવશે કે ફક્ત શારીરિક મહેનત કરનારા ખેડૂતોને માલિકની બુદ્ધિપૂર્વકની મળતી સૂચનાઓ નહિ મળે, ખરે વખતે જે કામ કરવું જોઇએ તે નહિ થાય, તેથી ખેતીનું ઉત્પન્ન ઘટશે અને દેશને આર્થિક હાનિ થશે.

જે ધારાસભ્યના લેખના વાચન ઉપરથી મારે આ લેખ લખવાની જરૂર પડી, તેમના ચરોતરમાં જમીનની ઉપજનો અડધો ભાગ માલિક લે છે અને સાંથની રકમ પણ મોટી છે, એ વાત તદ્દન સાચી છે. પરંતુ તેથી ખેડૂતની દીનહીન સ્થિતિ છે એમ માની લેવું વ્યાજબી નથી. મારા માનનીય મિત્રને અમદાવાદ જિલ્લાનો અનુભવ નહિ હોય. એ જિલ્લામાં જે ખેડુનો સીધા સરકારના ખાતેદારો છે તે અને બીજાઓ જે તાલુકદારો કે ગરાસિયાઓના ખેડૂતો છે તે વીઘે રૂપિયા બે કરતાં વધારે સાંથ ભરતા નથી. અને જ્યાં ઉપજમાં ભાગ લેવાની પ્રથા છે ત્યાં જમીન માલિક ત્રીજો કે ચોથો ભાગ લે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવા છતાં પણ ચરોતરના ખેડૂતો કરતાં આ ખેડૂતો વધારે કરુણ ગરીબાઇમાં સડે છે.

આ દેશમાં છેલ્લાં દસ વર્ષમાં મારે ખેડૂતોના સતત સંપર્કમાં આવવાના પ્રસંગો બન્યા છે. તેઓની સાથે દિવસોના દિવસો હું રહ્યો છું. તેમની સાથે તેમનો જ ખોરાક ખાધો છે અને તેમની સાથે સૂતો બેઠો છું. આથી ખેડૂતોના રિવાજો, તેમના આચાર, તેમના વહેમો અને તેમના વિચારોનો મને ઘણો પરિચય થયો છે. ખેડૂતોની ગરીબાઈ માટે અનેક કારણો છે. તેમની બેહદ નિરક્ષતા એજ મુખ્ય કારણ છે. બીજાં પણ ઘણાં નાનાં મોટાં કારણો છે. એટલે ખેડૂત કંગાલ છે માટે જમીનમાલિક અને ખેડૂત વચ્ચે સંબંધ સારો નથી, એમ ઉપરના પ્રશ્નમાં સાબિત કરવા માનનીય સભ્યે પ્રયત્ન કર્યો છે તે બરાબર નથી.

---

## વિના–ઓછા–લવાજમમાં મદદ

ધર્મજનાં શ્રી વિમળાબહેન નગીનભાઈ પટેલ તરફથી શિ. ૨૫) પીજના એક ભાઇ તરફથી રા. ૧૦) અને અડાસના અને લિમુરુ રહેતા શ્રી મનુભાઈ એલ. પટેલ તરફથી શિ. ૪) મળ્યા છે. જે આભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

## કચ્છી પાટીદાર વિદ્યાર્થીઓને મદદ

કચ્છી પાટીદાર વિદ્યાર્થીઓને આર્થિક કે પુસ્તકોની યોગ્ય મદદ શ્રી કચ્છ પાટીદાર સમાજ (મુંબઈ) તરફથી આપવામાં આવે છે. વિગત સાથે નીચેના સરનામે અરજી કરો.

મંત્રી, શ્રી કચ્છ પાટીદાર સમાજ (મુંબઈ),
ડૉ. ડૉ. વેલાણીનું દવાખાનું,
સ્ટેશન સામે, જવાહર રોડ
ઘાટકોપર

# લોહીની તાકાત

## શ્રી સુમનભાઈ ભા. અમીન

દિન પર દિન 'પાટીદાર'ની પ્રસંગકથામાં ચઢતી પડતીનાં પ્રસંગ-ચિત્રો આશ્ચર્ય પેદા કરે એવી રીતે ચીતરાતાં જાય છે. આ ચિત્રો અનેકરંગી અને અનોખાં હોય છે. કેટલાકને એ રમણીય લાગે છે, કેટલાકને બેહૂદી રમણીયતામાં યે ઊંડે ઊંડે ઊજળી આશા દેખાય છે. અર્થઘન અને અટપટાં આ ચિત્રો છે.

પરંતુ આવાં ચિત્રો એ કંઈ તમાશો માત્ર નથી. આ ચિત્રોની સારી માઠી અસર જરૂર સમાજે વિચારવી જોઈએ અને સમાજનાં સારાં તત્ત્વોએ ગંભીર વિચારપૂર્વક આ ચિત્રોને સમારવાં જોઈએ. આવા પ્રસંગો માટે માત્ર એ પાત્રોજ જવાબદાર નથી, સમાજનો પ્રત્યેક જીવ જવાબદાર છે. આજે એ વ્યાપક જવાબદારી એટલી કુંઠિત થઈ ગઈ છે કે આપણને એ અનિષ્ટ પરિણામોમાં પોતાનો હિસ્સો દેખાતો જ નથી; અને વ્યક્તિગત રીતે આવા પ્રસંગોમાં ન વણાઈએ ત્યાં સુધી આવા બનાવોની આપણને અસર થતી નથી.

આપણા સમાજનું સમુહ જીવન પણ સુધારવા જેવું છે; પરંતુ એ કામ સહેજે કે વિના યત્ને થવાનું નથી. સંસ્કારી યુવાન લોહીથી જ આ કાર્યની શરૂઆત થઈ શકે. કુલાભિમાનો, દંભો અને સ્વાર્થો છોડી નાનો તો નાનો પણ શુદ્ધ આચારવાળો એક વર્ગ જીવનવ્યવહારમાં પ્રમાણિક વર્તન રાખે તોજ સાચો સુધારો થઈ શકે.

વળી સૌથી વધુ શુદ્ધ માર્ગ બહેનો પાસે છે—અને તે લોહીની તાકાત સમજવાનો સંસ્કાર. એનું બીજું નામ નીતિ પરાયણ વ્યવહાર સાથે સંસ્કારી બાળકનો ઉછેર. કુંવારી કન્યા એ માત્ર ભવિષ્યના બાલકની માતા જ નથી, પણ સારા સમાજની વિધાત્રી છે. વિધાત્રી તો છઠ્ઠીના દિને જ લેખ લખી શકે છે, જ્યારે માતા તો જીવ ગર્ભમાં ત્રણ માસનો થાય ત્યારથી સંસ્કાર લખી શકે છે. માતાનો લેખ સાચો અને શુદ્ધ હશે તો વિધાત્રીની તાકાત નથી કે એમાં એ ફરક કરી શકે. જે માતા પોતાના ઉદરમાં ભાવિ બાળક માટે કશુંજ નથી લખતી તેવાં બાળકો માટેજ વિધાત્રીને લેખ લખવા પડે છે. બાકી વિધાત્રી માતાના લેખને ભૂંસી નથી શકતી, કારણકે, માતાને લેખ (સંસ્કાર) લખવાનો હક્ક પહેલો છે અને વધુ સાચો છે. જેમ કવિ કરતાં બીજું કોઈ પોતાના કાવ્યની વસ્તુને વધુ

ન સમજી શકે, ચિત્રની ભાવના ચિત્રકાર કરતાં જોનાર કે ખરીદનાર વધુ ન સમજી શકે, તેમ પોતાના લોહીની પેદાશને માતા કરતાં વિધાતા તે શું વધુ ઓળખવાની હતી કે બીજાના સર્જનના લેખ એ લખે?

માતાનો ગર્ભ રોટલીની કણકથી ઉતરતી કોટીનો તો નથી ને? એક જ ઘઉંની કણકથી રોટલી, લાડુ, કંસાર, બાટી અને બીસ્કીટ બને છે. માત્ર એની કેળવણી અને મેળવણી ફેર, એમ સર્વ માતાના ઉદરની શક્તિ તો સમર્થ જ છે. જેટલી તમન્ના અને તાકાત શુદ્ધ એટલી પ્રજા સબળ અને સંસ્કારી. જેવી જેના ગર્ભની રક્ષા તેવી તેના બાળકની કક્ષા. રામકૃષ્ણ પરમહંસ અને સર્વપલ્લી રાધાકૃષ્ણન, સ્વામી વિવેકાનંદ અને સરદાર વલ્લભભાઇ, પંડિત માલવિયાજી અને પંડિત નહેરૂ એ કંઇ મંત્રોથી ઉત્પન્ન થયેલા સંતાનો નથી. એ સર્વ માતાના કુખ-ચિત્રો છે. માતાના સંસ્કાર છે, ગર્ભની પવિત્ર રક્ષાનાં જ પરિણામ છે. એ લોહીની તાકાત અને શુદ્ધિ છે.

સમાજની આંખે કુંવારી વયે વકરવું એ પાપ છે, તો વય વધ્યે પરણી માત્ર પ્રજા વધારવી એ મહાપાપ છે. હજાર વખત વિચારી પરણવું જોઇએ અને લાખ વખત વિચારી સંસાર વધારવો જોઇએ. ધ્યેય વિનાની પ્રજા એ માત્ર શરીરનો ફાલ છે, સ્થૂલ દેહનો વધારો છે. એનાથી પીંડને, પ્રાંતને કે દેશને ફાયદો નથી. માત્ર એક નહેરૂ કુટુંબથી જ હિંદને કેટલો ફાયદો થયો છે એનો હિસાબ ગણો. જે સમાજ કે દેશ પોતાનાં સંસાર સુધારશે એ હંમેશાં ઈતિહાસે ઊજળો દેખાશે. માટે જ આજે સરદાર પટેલ જેવા નેતાની દીર્ઘદૃષ્ટિ સમાજ પાસે સંસ્કાર અને શુદ્ધિ શોધે છે. અને એ એક જ આપણી સુજન જૂની મુડી છે કે જેના આધારે પર્લ બક જેવી વિદેશી મહિલાને પણ કહેવું પડે છે કે "આજે વિશ્વભરમાં હિંદ સિવાય અન્ય નૈતિક નેતાગીરી લેઈ શકે તેમ નથી. હિંદ એક નૈતિક નેતાગીરી તરફેજ તાકાત બતાવી શકશે, તે પરજ તેનું ભાવિ અવલંબે છે."

અને એ નૈતિક નેતાગીરીમાં આપણે ભાગીદાર થવું હોય તો લોહીની તાકાત સમજવી પડશે અને આપણો સંસાર સુધારવો પડશે. હવે એ યુગ આવશે કે જેમાં ચાંદીના ચાર ટુકડા કે ઈંટ પત્થરની ચાર રંગીન દિવાલોથી માણસની કિંમત નહિ અંકાય. દશ વર્ષ પછી શ્રીમંતોને ગરીબ માણસોની ભૂખ લાગવાની છે. કારણ, તેમની પાસેજ તે વખતે શાંતિ આપનારી સંસ્કાર અને ચારિત્ર્યની અક્ષય મૂડી હશે, અને તે વખતે ગરીબ માતાનાં કુખ-ચિત્રો ભારતની પ્રત્યેક દિવાલોએ પૂજાતાં હશે.

# પત્ર - મિત્રો

**[ ૧ ]**

શ્રી. તંત્રી, 'પાટીદાર',

પાટીદાર અંગેની પ્રવૃત્તિ ચલાવતા આપના માસિકમાં મારી નીચેની વિનંતિ છાપશો તો આભારી થઇશ.

'કુમાર' માસિકમાં Our Friend Abroad નામનું કોલમ આવે છે. તેમાં પત્રો દ્વારા મિત્રતા ઇચ્છતા દરેક ભાઇઓનાં શિરનામાં તથા પરદેશી મિત્રોના ચૂંટી કાઢેલા પત્રો છાપવામાં આવે છે.

એ પ્રમાણે સમાજના સુધારા માટે આપણા યુવકો, મિત્રો, વિચારકો અરસપરસ પત્રવ્યવહાર કરે, બહેનો પણ એક બીજા સાથે પત્રવ્યવહાર કરે અને પોતાના વિચારની આપલે કરે. ઉપરાંત બહેનોભાઇઓ વિજાતીય પત્રવ્યવહાર પણ ચાલુ કરે. વળી પરદેશ રહેતા પાટીદાર ભાઇઓને સગાં-સ્નેહી વિના કોઇ પત્ર લખતું નથી, તો આ રીતે તેવા ભાઇઓ સાથે પણ પત્રવ્યવહાર ચાલુ થાય, ત્યાં રહેતા ભાઇઓને અહીંની સ્થિતિનો ખ્યાલ આવે, ત્યાંની સ્થિતિનો અહીંના ભાઇઓને ખ્યાલ આવે.

આ માટે એક જાહેર વિજ્ઞપ્તિ કે જે ભાઇઓ તેમજ બહેનો આ વિષયમાં રસ લેતાં હોય તેમણે તેમનું શિરનામું તથા કોની સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે તે મને અથવા આપને જણાવે. જાહેરમાં નામ છાપવાની હિંમત કરતાં હોય તો 'પાટીદાર'ના એક પૃષ્ઠ ઉપર છપાય. હું આવાં ભાઇબહેનોની મિત્રતાનાં જોડાણ કરી આપીશ. પરદેશની મેં થોડીક કલબો જોડી છે. જેમાં આપણા પાટીદાર ભાઇઓ આવે છે.

આવી મિત્રતાથી, (૧) અરસપરસ વિચારની આપલે થશે, (૨) બહેનોને પણ પુરુષના અને પુરુષને પણ બહેનોના વિચાર જાણવાનું મળશે, (૩) સમાજના કુરિવાજો પર કુઠારાઘાત ગોઠવતા યુવકો પત્રો દ્વારા કેળવાશે, (૪) પાટીદાર જ્ઞાતિમાં પેસી ગયેલ ખરાબ તત્ત્વોની પરદેશમાં આપણા ભાઇઓને જાણ થશે, (૫) વળી કોઇ કોઇ ભાઇ બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ સાથે પત્રવ્યવહાર ઇચ્છતા હશે તો 'Treasure Chest' અને 'કુમાર' તથા 'બાલસખા'માં થઇ દર માસે લગભગ ૨૦૦ નામ અને શિરનામાં મળે છે, જે તેમને મોકલી આપવામાં આવશે.

પાટીદાર યુવકોને તથા યુવતીઓને પત્ર દ્વારા મિત્રતાથી જોડવાનો મારો આ પ્રયાસ છે. તે સફળ થશે એ આશાએ આ પત્ર લખું છું. આપના આના પરના વિચાર જણાવશો.

વસો, તા. નડિયાદ,
તા. ૧-૬-૪૭

એ. એન. અમીન

[ ૨ ]

રા. ભાઇશ્રી,

આપનો તા. ૧-૬-૪૭નો પત્ર મળ્યો. વાંચી આનંદ થયો.

પત્રો દ્વારા મિત્રતા કેળવવાનો આપનો વિચાર મને ગમ્યો છે. એ રીતે વિચાર વિનીમય પણ થઇ શકે. પરંતુ એ કેટલો સફળ થાય એ બીજો પ્રશ્ન છે આજે આપણામાં ભયંકર ઉદાસીનતા પેસી ગઇ છે. પોતાના ધંધા સિવાય, એ પૈસા મળે તેવી વાત ન હોય તો, આપણને તેમાં રસ રહ્યો નથી. એનો અર્થ આપણી પાસે વખત નથી એમ નહિ, ગપાટા મારવામાં, નિંદા કરવામાં આપણે કલાકોના કલાકો બગાડીએ છીએ. પરંતુ જીવન ઉપરથી રસ જાણે ઊડી ગયો હોય તેમ વિચાર કરવાની આપણે ટેવ કેળવી શકયા નથી. ધંધો કરવો એ જ જે પ્રજા જીવનસૂત્ર બનાવી દે તે પ્રજામાંથી જીવન જીવવાની કળા, મૌલિકતા અને આનંદ ઊડી જાય છે. જીવન વ્યવહાર માટે ધંધો અનિવાર્ય છે. પરંતુ એ એક માત્ર નથી. છતાં એને જ આપણે એક માત્ર માની બેઠા હોઈ બીજા પ્રત્યે ભયંકર ઉદાસીનતા સેવી રહ્યા છીએ. એને જ પ્રતાપે સમાજમાં આટલો સડો છે.

એ સ્થિતિમાં આપની યોજના દ્વારા પત્રમિત્રો કેટલા મળે છે તે મને વિચારમાં નાખી દે છે. વળી વિજાતીય મિત્રોનો પત્રવ્યવહાર આજના આપણા સમાજમાં શક્ય નથી. પરંતુ યુવકો-યુવકો વચ્ચે અને બહેનો-બહેનો વચ્ચે એ સંબંધ જોડી શકાય તો પણ એ હાલ પૂરતું છે. આપનો આ પત્ર હું જરૂર આગામી અંકમાં છાપીશ. પરંતુ એ અંગે વાચકોને વધારે ખ્યાલ આવે માટે આપ જો આપનો પરદેશની કલમો જોડી છે તે અંગેનો અનુભવ લખી મોકલશો તો વધુ ઉપયોગી થઇ પડશે. એ જ.

'પાટીદાર' મંદિર,
આણંદ,
તા. ૫-૬-૪૭

લિ. આપના,
ઈશ્વર પેટલીકર.
તંત્રીના વંદેમાતરમ

[ ૩ ]

રા. ભાઈશ્રી,

આપનો તા. ૫ મીનો પત્ર આજ રોજ મળ્યો. વાંચી ઘણો જ આનંદ થયો છે. મારી જોડેલી કલબોના અનુભવ સાધારણ આપણા પટેલ મિત્રોના ખપમાં આવી શકે નહિ. છતાં પણ કલબોનાં નામ જણાવું છું.

(1) Our friend Abroad–Stokham (Sweeden), (2) International Students Association (U. S. A.,), (3) Asiatic Hobbies, (4) Jay Hind friend club, (5) Unity Hobby Exchange, (6) Glob Introduction, (7) Asia Atlantic Hobbies.

ઉપરની બે કલબો બહુ જ મોટી છે છતાં તેમાં દાખલ ફી નથી. બીજી કલબો માટે તો વાર્ષિક પાંચ કે તેથી વધુ રૂપીયા પણ ભરવાના હોય છે.

આ કલબો પોતાના Club Bullation માં દરેક મિત્રોનાં શિરનામાં તેમના શોખ સહિત પ્રસિદ્ધ કરે છે અને સરખા શોખવાળા મિત્રો પત્ર-મિત્રો બને છે. દરેક સભ્યે સભ્યને જવાબ આપવાનો રહે છે ને એવા જવાબ ન આપ્યાની બેથી વધુ ફરિયાદ જાય તો તેને કમી કરવામાં આવે છે. મને તો દુનિયાના દેશોનું અવનવું બંધારણ ને માહિતીનો શોખ છે. વળી ફોટોગ્રાફ, ટિકિટોનો સંગ્રહ કરું છું. તારક-મંડળનો સભ્ય બન્યો છું ને એસ્ટ્રોનોમીમાં પણ રસ ધરાવું છું. આથી અનેક પરનાતીય અને જાતીય મિત્રો છે.

આપણી કોમમાં શરમ અને ધાક બે ખૂબ જ પેસી ગયાં છે. Globને પાને ૨૦૦૦ હિંદી મિત્ર સભ્યમાં કોઈ પટેલ, દેશાઈ કે અમીન બહેન ન હતાં. સાધારણ ભાઈઓ હતા, જેમાંના પાંચ છ ભાઈઓ સાથે મારે પત્રવ્યવહાર ચાલે છે. હમણાં જ મુંબાઈ એક પત્રમિત્ર ભાઈને ત્યાં ગયો હતો, ત્યાં એડનથી તાજા આવેલ ભાઈશ્રી ધીરજલાલ સાથે મેળાપ થયો હતો. ઉપરોક્ત ભાઈ એડનમાં વ્યાપાર કરે છે. કહેતા હતા કે એડનની પરિસ્થિતિ થોડા વખતમાં દક્ષિણ આફ્રિકા જેવી થશે. દક્ષિણ આફ્રિકામાં તો સામનો કરવાવાળા પણ હતા પણ અહીંથી તો ફક્ત નાળિયેર મળશે. પત્ર-મિત્રમાંથી અમે અંગત મિત્ર બની ગયા છીએ ને અત્યારે તો એડન લઈ જવાની વાત કરે છે. બીજા પાટીદાર ભાઈઓ અંગત ઓળખાણથી જોડાયા છે.

મારું ધ્યેય મેં આપને આગલા પત્રમાં જણાવ્યું હતું. ઉપરના અનુભવ પરથી લાગશે કે એક કૌટુંબિક ભાઇ જેવોજ વ્યવહાર આપણા પત્ર–મિત્રો આપણી સાથે રાખે છે.

વળી મુંબાઇ, મદ્રાસ, કલકત્તા, દીલ્હી, આગ્રા, પટણા વગેરે આંતર પ્રાંતીય પ્રદેશોમાં ઘણાજ પાટીદાર ભાઇઓ વસે છે. પ્રવાસની અડચણો દૂર કરવામાં તે ભાઈઓ જો પત્ર–મિત્ર હશે તો ચોક્કસ મદદ કરશે. મારે તો ઘણાંખરાં શહેરોમાં શાહ, બ્રાહ્મણ વગેરે પત્ર–મિત્રો પણ છે ને હું પત્ર–મિત્રોને ત્યાં ઉતરૂં છું. આ પત્ર–મિત્રોનો એક નિરાળો સમાજ છે. જેમાં ઝગડા, ટંટા, અદેખાઇ, સ્વાર્થ વગેરેનું મૂળ નાબૂદ થએલું છે.

વળી આપણા ઘણાખરા પાટીદાર ભાઇઓને જુદા જુદા શોખ હોય છે, તો પાટીદારે પાટીદાર સમવયના અને સમશોખતા મિત્રો બની શકે છે.

પરદેશની (પાટીદાર તેમજ બીજા સાથે) જુદી જુદી વિદ્યાપીઠની માહિતી, દેશનું બંધારણ જાણવા માગતા તથા પોતાના દેશની ખરેખરી વસ્તુ જાણવા ઇચ્છનાર ભાઇઓનાં શિરનામાં હું સારી કલબોમાં મોકલી આપીશ. પણ હમણાં તો આપણે શરૂઆત કરવાની છે. જેનાં બીજ રૂપે પ્રથમ આપણાં ગામોમાં જ પત્ર–મિત્રો માટે માગણી કરીએ તો બસ છે.

મારા ધારવા પ્રમાણે ઓછામાં ઓછા ૧૦૦ પત્રો મિત્રની માગણી કરતા જરૂર આવશે.

મારું વસોમાં રહેવાનું હવે અનિશ્ચિત બન્યું છે. લગભગ ૧૨મી જૂને હુ વસો છોડીશ. માટે સરનામું નીચે પ્રમાણે છાપશો.

એ. એન. અમીન, 'પત્ર-મિત્ર', C/o 'પાટીદાર મંદિર', આણંદ.

વડોદરામાં હજુ સુધી સારી રૂમ મળી નથી ને જૂની રૂમ બદલવાની છે. માટે મારું શિરનામું નિશ્ચિત થયે જણાવીશ. એટલે પત્રો ત્યાં પરત કરશો અથવા તારક–મંડળની સભામાં હું અવારનવાર આણંદ આવતો રહું છું એટલે તે વખતે લઇ જઇશ.*

વસો
તા: ૭–૬–૪૭

લિ. આપનો,
અનુભાઇ

* શિરનામું નિશ્ચિત થયું છે–અનુભાઈ એન. અમીન, લક્ષ્મી બિલ્ડીંગ, સુપ્રીમ ટોકીઝ પાછળ, વડોદરા.

# રસ્તે જતાં

હું ઘેર જતો હતો. રસ્તે માણસોનો અવરજવર ઠીક હતો. બપોરના બારેક વાગ્યાનો શુમાર થયો હતો. ઉનાળાનો આકરો તાપ ધખી રહ્યો હતો.

એક મેલોઘેલો છોકરો કેડે હાથ દઈને ખોડંગતો ચાલતો સામે મળ્યો. એને ચાલવામાં ખૂબ દુઃખ થતું હોવું જોઈએ એમ તેનો ચહેરો કહી આપતો હતો. અમે બન્ને એક બીજાની પાસે થઈને પસાર થયા. એણે મને જોયો હશે કે કેમ એ જુદી વાત, પણ મેં એને ધારીને જોયો હતો. હું આગળ ચાલી નીકળ્યો પણ મનમાં ખટકો ઊપડ્યો. મારી ફરજ ચૂકવાનું મનમાં દુઃખ થવા લાગ્યું. આ વિચારે થોડું આગળ તો ચાલ્યો, પરંતુ પગ પાછા વળ્યા.

એક શેરીના વાંક આગળ એ બાળક નિઃસહાય રીતે અત્યંત કરુણ દશામાં પડ્યો હતો: આંખોમાંથી આંસુ નીકળતાં હતાં, તાપથી ને દુઃખના કષ્ટથી મોં ઉપર પરસેવાનાં બિંદુ બાઝ્યાં હતાં. એની બાજુમાં એક ગંદું શલાવડું પડ્યું હતું અને ગંદો ને ફાટલો એક કંતાનનો કકડો હતો. એનો ઉપયોગ એ શેતરંજી તરીકે કરતો હશે.

એની નજદિક જઈ મેં એને જોયો. એણેય આંખ ઊંચી કરી. એને કંઈ દુઃખદરદ છે એમ પૂછતાં એણે જણાવ્યું કે એને પૂંઠે ગૂમડાં થયાં છે. હવે એનામાં ઊઠવાની કે ચાલવાની શક્તિ ન હતી. દવા કરાવવા તેણે તૈયારી બતાવી. મારા પૂછેલા સવાલોના જવાબ તેણે ડોકું ધુણાવીને ન છૂટકે ટૂંકાં વાક્યોથી આપ્યા. તેને ખૂબ દરદ થતું હતું. તે કોઈ ઠાકરડાનો છોકરો હતો. માબાપ મરી ગએલાં હતાં. નવેક વરસનો હશે.

એને દવાખાનામાં લઈ જવા પૈસા આપતાંય ઘોડાગાડીવાળા તૈયાર ન થયા! હાથલારીવાળાને બેજે બેજ પૈસા આપવાના કરી બોલાવી લાવ્યો. એ શલાવડું ને તાપડું પડી મૂકવાનું રાખ્યું. આ બધા વખતમાં કેટલાક દુકાનદારોની જિજ્ઞાસા વધવા લાગી. એમને લાગ્યું કે આ હરદીને મદદ આપવી ઘટે. એને ઊંચકીને હળવે હાથે લારીમાં બેસાડ્યો. એને લઈને હું ઘેર આવ્યો.

બાળકો ભેગાં થયાં. એ છોકરો અહીંથીજ ખાઈને બજાર તરફ નીકળ્યો હતો કે જ્યાં એ મને મળ્યો. એને નવડાવવો જોઈએ. પાણી ગરમ તૈયાર થયું. એનાં ગંદાં કપડાં કઢાવી નાખ્યાં. મારા દીકરાએ એને ખૂબ ચોળીને નવડાવ્યો. એ પણ એનાથી ચારેક વરસે મોટો હતો. એ છોકરાએ પણ

શરીર ઘસીને ચોળવા માંડ્યું. એને ન્હાવાને લોટો પાણી ને પીવાને ચાવણું પાણી મળે એ ભગવાનની મહેર ગણાય! દિલ લૂછીને એને બીજાં કપડાં બદલાવ્યાં. ઘરમાં સુવાડ્યો ને વા ખાવા એક પંખો આપ્યો. આરામથી પંખો ખાતો એ છોકરો ઊંઘી ગયો.

બપોર પછી એને દવાખાનામાં લઈ જવામાં આવ્યો. ત્યાં રાખવાની ગોઠવણ હું પહેલેથી કરી આવેલો.

બીજે દિવસે સવારે હું કામપ્રસંગે બહાર જતો હતો ત્યાં એ છોકરો મળ્યો. એનાં જૂનાં કપડાં ધોવા માટે સાબુ મૂકીને તેનું એક પડીકું વાળી આપ્યું હતું ને એક ધોએલો કકડો આપ્યો હતો. એ બધા સાથે એ પાછો ફરતો હતો. મારા પૂછવાના કંઈ બરાબર જવાબ ન મળ્યા. મેં એને કપડાં ધોવાને નળ બતાવ્યો. એણે ના કહી ને જણાવ્યું કે એ તળાવે ધોઈ નાખશે ને પછી મારે ઘેર જશે. દરદ ઓછું થયું છે એમ પણ જણાવ્યું.

બપોરે ઘેર આવ્યો ત્યારે એ ખાઈને સૂતો હતો. પેલાં મેલાં કપડાંનું પડીકું એક બાજુ પડ્યું હતું. મને આશ્ચર્ય થયું. છોકરાંઓએ વાત કરી કે એને દવાખાનામાંથી ડાક્તરે રૂપીઓ આપીને કાઢી મૂક્યો એમ એ કહેતો હતો. એની પાસે સાતેક બેઆનીઓ હતી. મેં એને સાંજે ફરીથી દવાખાને આવવા કહ્યું તો તેણે હા પાડી.

ચારેક વાગે મારે નીકળવાનું હતું. એણે ગઈ કાલે પાન માગેલું. એ ન હોય તો સોપારી માગેલી. પણ એને ધાણાની દાળ મળી. એને જરા શાન્તિ લાગી. આજે એને બીડી જોઈતી હતી. બજારમાંથી પાન ને એક શરબતનો ગ્લાસ! પણ કોણ લાવી આપે? અમે બધાં આરામ કરતાં હતાં ત્યારે એ 'રસ્તે જતા' આવતા માણસોને એટલું મંગાવી દેવાની વિનંતી કરતો હતો. કોઈએ એને બીડીઓ આણી દીધી. ધરાઈને પીધી.

સાંજે એને દવાખાને લીધો. તે પહેલાં હું ડાક્તરને મળ્યો અને વાત કરી. એમને આશ્ચર્ય થયું. આવી રીતે એ છોકરો ક્યાં ગયો એની એ શોધ કરી રહ્યા હતા. મેં ડાક્તરને એનું દરદ કેમ છે વગેરે પૂછ્યું.

"એને ગૂમડાં નથી. એને તો ચાંદીનો—સીફીલીસનો—રોગ છે." ડાક્તરે કહ્યું. હું ચોંકી ઊઠ્યો. ડાક્તર સમજી ગયા.

"એમાં નવાઈ જેવું નથી. મેં એને બધું પૂછી લીધું છે." એમણે કહ્યું.

"પણ આવડા નવેક વરસના છોકરાને આ રોગ?" મારા અવાજમાં આશ્ચર્ય અને અજ્ઞાન બંને હતાં.

"એ છોકરાની ગરીબાઈનો લાભ કોઈ દુષ્ટ રોગીલા માણસે લીધો હતો.

અકુદરતી કામ કર્યું અને આ નિર્દોષ બાળકને એ રોગનો ચેપ મૂકી ગયા. બાળકે બધું કબૂલ્યું છે." દાક્તરે કહ્યું.

હવે શું !

દાક્તરે ધીરજ આપી કે ઈન્જેક્શનાથી મટી જશે. એ આશ્વાસને હું પાછો ફર્યો ને મારે ઘેરથી છોકરો આવે એટલે એને ધમકાવીને પણ રાખજો એમ ભલામણ કરતો ગયો.

બીજે દિવસે સવારે તપાસ કરી.

દાક્તર મુંઝાએલા હતા. એ છોકરાની બાજુમાંજ બે રબારીઓ હતા. એક દવા કરાવા આવેલો ને બીજો એની ચાકરી કરવા. એના પૈસા ચોરાએલા. બધીજ બબ્બે આનીઓ હતી. દાક્તરે રૂપીઓ આપી છોકરાને વિદાય કરેલો એ વાત ઉપરથી એ બધો મેળ બાગવા લાગ્યો. એ બે રબારી કમ્પાઉન્ડમાં સૂએલા ત્યાં એ દરદી છોકરે સવા રૂપીઆની બેઆનીઓ તફડાવી. બીજી ચારેક બે આની પડી મૂકી. એમાંથી એણે શરબત, પાન, બીડી બરાબર ઊડાવ્યાં ને મારે ઘેર આવેલો ત્યારે ચૌદ આના સિલક રહેલી.

હવે એ છોકરાને દવાખાનામાં લવાય શી રીતે ? છોકરાને દવાખાને મલમ કરી બહાર મૂવા જણાવ્યું. ત્યારનો એ છોકરો જણાયો નથી.

— મુસાફર

# વિદ્યાર્થીઓ માટે

[ ૧ ]

શ્રી પાટીદાર યુવક સંઘ મુંબઈ તરફથી છેલ્લા બે વર્ષથી ફક્ત **મુંબઈમાં જ અભ્યાસ** કરતા પાટીદાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને પાઠ્ય પુસ્તકોની સહાય આપવામાં આવે છે. આનો લાભ ૪૪ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ લીધો છે. ચાલુ સાલ પણ પાઠ્ય પુસ્તકોની મદદ આપવામાં આવનાર છે. મુંબઈમાં જ અભ્યાસ કરવા ઇચ્છતાં પાટીદાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ જો મદદ મેળવવા ઇચ્છતા હોય તો તે માટેનાં ફોર્મ ભરી તા. ૩૦મી જૂન સુધીમાં સંઘના મંત્રીને મોકલી આપવાં.

ચાલુ સાલ સંઘ તરફથી નીચેની સોળ શિષ્યવૃત્તિઓ, માસિક રૂા. ૨૦) ની બાર માસ સુધી મેટ્રિક પસાર કરી, **મુંબઈમાં આગળ અભ્યાસ કરવા** ઇચ્છતા પાટીદાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને આપવામાં આવશે. જે માટેની અરજીઓ તા. ૩૦મી જૂન સુધીમાં મંત્રી પર મોકલી આપવી.

(૧) સ્વ. વાઘજીભાઈ વી. પટેલ શિષ્યવૃત્તિ (૨) ભાઈલાલભાઈ કે. પટેલ શિષ્યવૃત્તિ (૩) સી. ડી. પટેલ શિષ્યવૃત્તિ (બહેનો માટે) (૪) સી. ડી પટેલ

શિષ્યવૃત્તિ (૫) ભાઈલાલભાઈ દાજીભાઈ અમીન શિષ્યવૃત્તિ (૬) ભાઈલાલભાઇ દાજીભાઈ અમીન શિષ્યવૃત્તિ (૭) શંકરભાઇ જોરાભાઇ અમીન શિષ્યવૃત્તિ (૮) હીરુભાઇ ખોડાભાઈ પટેલ શિષ્યવૃત્તિ (૯) પુરુષોત્તમદાસ તુલસીભાઇ પટેલ શિષ્યવૃત્તિ (૧૦) પટેલ એન્ડ દેસાઈ શિષ્યવૃત્તિ (૧૧) ગોરધનભાઇ ઝવેરભાઇ પટેલ શિષ્યવૃત્તિ (૧૨) એમ. પી. અમીન શિષ્યવૃત્તિ (૧૩) જેઠાભાઇ રણછોડભાઇ પટેલ શિષ્યવૃત્તિ (૧૪) ભીખાભાઇ ચતુરભાઈ પટેલ શિષ્યવૃત્તિ (૧૫) પુરુષોત્તમદાસ લલ્લુભાઈ પટેલ શિષ્યવૃત્તિ (૧૬) શાન્તિલાલ મગનભાઇ પટેલ શિષ્યવૃત્તિ. લખો :—

**મંત્રી,** પાટીદાર યુવક સંઘ, મફતલાલ બાગ, ફ્રેંચપૂલ, મુંબઇ–૭

[ ૨ ]

ચરોતરના હોશિયાર વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવાના આશયથી અને સાધનના અભાવે ઉચ્ચ કેળવણીથી વંચિત રહેતા ચરોતરના લાયક પાટીદાર વિદ્યાર્થીઓને મદદ કરવાના હેતુથી ગેરાઇ સને ૧૯૪૭–૪૮ ના શૈક્ષણિક વર્ષ માટે અનુક્રમે (અ) ને (બ) પ્રકારની કુલ આઠ શિષ્યવૃત્તિઓ **શેઠ ભીખાભાઈ જીવાભાઈ** તરફથી આપવાનું ચાલુ સાલે ઠર્યું છે. તો લાગતા વળગતા વિદ્યાર્થીઓએ નીચેના શિરનામેથી અરજીપત્ર મંગાવી તે અરજીપત્ર તેજ શિરનામે માગેલી પૂરી હકીકત સાથે તા. ૭ જુલાઈ ૧૯૪૭ પહેલાં મોકલી આપવાં.

(અ) ચરોતર (ખેડા જિલ્લો, પેટલાદ તથા ભાદરણ મહાલ) ના વતની એવા વિદ્યાર્થીમાંથી સને ૧૯૪૭ ની મેટ્રિકની પરીક્ષામાં સૌથી વધુ ગુણ મેળવનાર પહેલાં બે વિદ્યાર્થીઓ માટે નાત જાતના ભેદ સિવાય, અનુક્રમે રૂા. ૧૫) અને રૂા. ૧૦)ની માસિક શિષ્યવૃત્તિઓ.

(બ) સાધન વિનાના લાયક ચરોતરના પાટીદાર વિદ્યાર્થીઓ માટે નીચેની વિગતે ચાર માસિક શિષ્યવૃત્તિઓ :—

| કોમર્સ | સાયન્સ | એન્જીનીયરીંગ | એમ. બી. બી. એસ. |
|---|---|---|---|
| રૂા. ૧૫) | રૂા. ૧૫) | રૂા. ૧૫) | રૂા. ૧૫) |
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) |
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) | |

| એગ્રીકલ્ચર | ટેકનીકલ (કલાભવન વગેરે) | આયુર્વેદ |
|---|---|---|
| રૂા. ૧૦) | રૂા. ૧૦) | રૂા. ૧૦) |

લખો :—**મનુભાઈ ભીખાભાઇ પટેલ,** શ્રી ન્યુ રાજપુર મીલ્સ કું. લી., ગોમતીપુર રોડ, **અમદાવાદ.**

# પ્રસંગકથા

## લેવડદેવડ વગરનું સાદું લગ્ન

ચાંગાના શ્રી અંબાલાલ ભાઈલાલભાઈ પટેલ, બાર-એટ-લૉના પુત્ર ભાઈ સુરેંદ્રભાઈનાં લગ્ન પીપળાવના અને વડોદરા રહેતા શ્રી શંકરભાઈ સો. પટેલનાં પુત્રી બહેન શારદાબહેન સાથે તા. ૨૮-૫-૪૭ના રોજ વડોદરા મુકામે સાદાઈથી થયાં. બહેન શારદાબહેન અઢાર વર્ષનાં છે અને બી. એ.ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરે છે. ભાઈ સુરેંદ્રભાઈ ચોવીસ વર્ષના છે અને બાજી એલ એલ. બી.ની ટર્મ્સ ભરેલી છે. વેવિશાળ નક્કી કરવા રૂપિયા આપવા જવાની રૂઢિથી માંડી માયાંમાટલાં સુધીની કોઈ વિધિ થઈ ન હતી; માંડવો ચુકવવાનો નહોતો, ગોળની ઠરેલી પરઠણ કે જાનનું એક વખતનું ભાડું પણ વરપક્ષે લીધાં નથી. એ પ્રમાણે કન્યાપક્ષે પણ ચાંલ્લો લીધો નથી. જાન એક દિવસ રહી હતી. ૨૦-૨૫ની જાનની સંખ્યામાં ચાર-પાંચ બહેનો પણ હતી. લગ્ન સાંજના ૭ વાગે બંને પક્ષના સ્નેહીઓ-સગાંવહાલાંની હાજરીમાં થયું હતું. વાજાં નહોતાં. માંડવો કેળો, આસોપાલવનાં તોરણો તથા છોડોથી શણગાર્યો હતો. એ પ્રસંગે વરપક્ષે રૂા. ૫૦૧ સમસ્ત પાટીદાર કેળવણી મંડળ વડોદરાને દાન તરીકે આપ્યા હતા. આટલી સાદાઈથી અને પૂર્ત શરત જ નહિ, પણ રાજીખુશીની પણ કોઈ લેવડદેવડ ન કરવા બદલ વરપક્ષ ધન્યવાદને પાત્ર છે.

## પ્રેમ સમયની કસોટીએ મોહ નીકળ્યો?

આજથી બે વર્ષ ઉપર (સં. ૨૦૦૧ના જેઠ માસની પ્રસંગકથામાં વિગત છે) ભાઈ સુરેંદ્રભાઈનું વેવિશાળ પલાણાના શ્રી છોટાભાઈ મોતીભાઈ પટેલનાં પુત્રી બહેન મંજુલાબહેન સાથે થયું હતું. લગ્નના ચાર દિવસ અગાઉ જ એ ફોક કરવું પડયું હતું. કારણ કે, સોજીત્રાના ડૉ. મૂળજીભાઈ મોતીભાઈ પટેલનાં પુત્રી બહેન પ્રફુલ્લબહેન સાથે એમનું વેવિશાળ નક્કી થયું. એ બંને એકબીજાના પરિચયમાં આવેલાં હતાં. વડીલોની પ્રથમ સંમતિ ન હતી, પરંતુ પુત્રીના આગ્રહને વશ થઈ, એમના સુખ ખાતર રૂઢિ તોડીને ડૉ. મૂળજીભાઈએ એ વેવિશાળમાં સંમતિ આપી. લગ્ન તે વખતે કેમ ન લેવાયું તેની ખબર નથી. કદાચ વડીલોની શૂળીનો ઘા સોયે પતાવવાની વ્યવહારકુશળતા પણ હોય. ગમે તેમ, બે વરસ વહી ગયાં અને એ વેવિશાળ ફોક થયું, એમાં ક્યાં ક્યાં ચક્રોએ ભાગ ભજવ્યો હશે તેમાં પડવાની જરૂર નથી. ફક્ત એ સૌમાં યુવક-યુવતીની જ જવાબદારી વિશેષ હોવી

જોઇએ. બાકી બીજાને વશ થાય એટલી નિર્બળતા હોત તો એ વેવિશાળ પ્રથમ ગોઠવાયું જ ન હોત. એનું કારણ, બે વરસ ઉપર પ્રેમ માનેલો તે સમયની કસોટીએ મોહ નીકળ્યો હોવો જોઇએ. અને મોહ કેટલો ટકે?

**આઘાત પ્રત્યાઘાત**

આ પ્રસંગથી રૂઢિપોષક વડીલોની માન્યતાને પોષણ મળ્યું. આવી બાબતમાં છોકરા છોકરીની રુચિ પ્રમાણે ચાલવું એ મૂરખાઇ છે, એમ એ માની બેઠા છે એને ટેકો મળ્યો. રૂઢિ ન તૂટી તેથી એના રક્ષકોને સંતોષ થયો હશે. આમ જુદા જુદા વર્ગ ભલે ગમે તેમ સંતોષ માને. પરંતુ લગ્ન ઇચ્છતાં યુવક-યુવતીઓને આ દાખલામાંથી સારો ધડો લેવાનો મળશે. મોહનું કેવું રૂપ હોય છે, શરૂઆતમાં પ્રેમના જેવાં જ બધાં લક્ષણો એ બતાવે છે, એ પ્રમાણે ભોગ આપવા પણ તૈયારી બતાવે છે, પરંતુ પ્રેમ અને મોહની ભુલભુલામણીમાં પડી એનું સાચું રૂપ નહિ ઓળખી શકવાના પરિણામે, આજનાં આપણાં કહેવાતાં પસંદગીનાં લગ્ન નિષ્ફળ નીવડે છે. એટલે લગ્નનો પ્રશ્ન યુવક-યુવતીઓ માબાપ પાસેથી પોતાનાં હાથમાં લે તેથી જ બધી સુખ શાન્તિ નથી આવી જવાની. પરંતુ એની સાથે આવતી જવાબદારી પણ ઉપાડવા તૈયાર રહેવું પડશે. ક્ષણિક આવેશમાં તણાયે કે મોહમાં ખેંચાયે આવનાર મુશ્કેલી વેઠવાની પણ તૈયારી રાખવી પડશે. એટલે યુવક–યુવતીઓને આ પ્રસંગ લગ્નની વિચારણા માટે લાલબત્તી જેવો છે.

**છાત્રાલયમાં જાનનો ઉતારો**

ઉપર્યુક્ત જાન સમસ્ત પાટીદાર છાત્રાલયમાં ઊતરી હતી. એટલે એ ઉપરથી પ્રશ્ન ઉદ્ભવે છે—છાત્રાલયમાં જાન ઉતરે એ બરાબર છે? આવાં સાદાં લગ્ન થતાં હોય તો ઉત્તેજન આપવું જોઇએ, ૨૦–૨૫ માણસની જાન રજાઓમાં છાત્રાલય ખાલી હતું ત્યારે ઊતરી એમાં ખોટું શું? વગેરે સવાલ થશે. પરંતુ અમારે જે કહેવાનું છે તે આ એક પ્રસંગ માટે નથી, આપણા છાત્રાલયના એક કાયમના પ્રશ્ન તરીકે છે. આવતી કાલે રજાઓ હશે ને કોઇની ધામધૂમવાળી જાન આવી ને એ માગણી કરશે તો? છાત્રાલય ચાલુ છે ને કોઇની સાદી જાન આવી ને કહે કે અમારે ફક્ત બે જ રૂમની જરૂર છે તો? એટલે એના કાર્યવાહકોને અમારી એટલી જ વિનંતિ કે આ પ્રશ્ન ઉપર તેઓ વિચાર કરી તે અંગે યોગ્ય નીતિ નક્કી કરે.

**સાદું લગ્ન**

ખાનકુવાના શ્રી હરમાનભાઈ હરખજીભાઇનાં પુત્રી બહેન મણિબહેનનાં લગ્ન સૂઇના શ્રી બાબરભાઇ રણછોડભાઇ પટેલના પુત્ર ભાઈ રાવજીભાઇ

સાથે તા. ૨-૫-૪૭ ના રોજ સાદાઈથી થયાં હતાં. જાનમાં ફક્ત ૧૧ માણસ હતાં. લગ્ન પ્રસંગે રેંટિયો અને ગીતા ભેટ આપ્યાં હતાં. અભિનંદન!

**કોંગ્રેસીઓ જ કાયદાનો ભંગ કરે છે!**

મલાતજના શ્રી શામળભાઈ બેચરભાઈ પટેલ, જૂનામાં જૂના કોંગ્રેસી છે. મહાત્માજી અને કાકા સાહેબ કાલેલકર સુધીના અંતેવાસી થવાનું એમને સદ્‌ભાગ્ય મળેલું છે. એમનાં ભત્રીજી બહેન મણિબહેનનું લગ્ન તા. ૫-૬-૪૭ના રોજ વસો-ખાંધલીના શ્રી મગનભાઈ તળજાભાઈ પટેલના પુત્ર ભાઈ ચંદુભાઈ સાથે થયું. બહેન મણિબહેન અને ભાઈ ચંદુભાઈ બંને ૨૦ વર્ષની સરખી ઉમરનાં છે, બંને આ સાલ પ્રિવિયસં પાસ થયેલ છે. શ્રી મગનભાઈ કે.ગ્રેસી છે અને જેલવાસ પણ ભોગવી આવેલ છે. આ લગ્ન પ્રસંગે લગભગ ૧૫૦ માણસોનો જમણવાર થયો. જાનમાં ૫૦ આસપાસ માણસ હતાં. બેંડ પણ હતાં. જાન રૂઢિ પ્રમાણે બે દિવસ રહી. શ્રી શામળભાઈએ એમની પ્રથમ ભત્રીજીના લગ્ન પ્રસંગે તો મોટો જલસો કરેલો, એ હિસાબે આ લગ્ન સાદાઈથી પત્યું એમ કહેવાય. પરંતુ કોંગ્રેસ સરકારનો ૨૫ કરતાં વધારે માણસો ન જમાડવાના ધારાનો વર-કન્યા પક્ષના બેઉ કોંગ્રેસીઓના હાથે ભંગ થયો તેનું શું?

**કાયદામાં મુશ્કેલી તો છે જ**

પ્રથમના સાદા લગ્નની નોંધ લેવાઈ છે તેમાં પણ જમણવારનો ભંગ થયેલો છે. ૨૫ તો જાનમાં માણસ હતાં. કન્યાપક્ષ તરફથી પણ એટલી સંખ્યા સહેજે થાય. આમ લેવડદેવડ મુદ્દલ જતી કરનાર પક્ષો પણ આ મર્યાદા પાળી શકતાં નથી. એ તો ત્યારે જ બને કે જાન બિલકુલ ન હોય અને કન્યાપક્ષ પણ કોઈને ન નોતરે. પરંતુ એટલી બધી આશા જનતા પાસે રાખવી એ દરેક પ્રસંગ માટે શક્ય નથી. અને કાયદો હોવા છતાં કોઈ જગાએ (અપવાદ સિવાય) એ મર્યાદા પળાતી નથી. એ બીના છે. પરંતુ કાયદો પાળી શકાય તેમ નથી એમ જો કોંગ્રેસીઓને પણ લાગતું હોય તો એમાં સુધારો કરાવવો એ તેમની ફરજ નથી? અમારી તો એક જ માગણી છે કે કોંગ્રેસીજનો એ કાયદાને અમલમાં મુકાય તેવી મર્યાદાવાળો બનાવરાવે અને તેમ ન કરી શકે ત્યાં સુધી, કોંગ્રેસ સરકારના કાયદાનો જાતે પોતે ભંગ ન કરે.

**ડાહી સાસરે ન જાય, ને ગાંડીને શિખામણ**

"કલોલના કોંગ્રેસ હાઉસ ખાતે જાહેર સભામાં પ્રવચન કરતાં શ્રી મોરારજીભાઈ દેસાઈએ જણાવ્યું હતું કે, આકરી અનાજ અને કાપડની કટોકટી સામે લોકોએ બરાબર સામનો કરવો જોઈએ. જરૂર પડ્યે લોકોએ

પાંદડાં ઉપર દહાડા ગાળવા પડે તો ય કાળાં બજારનું અનાજ ખાશો નહિ. આપણે હિંદની અનાજ તંગીને લક્ષમાં લેવી જોઇએ અને જાણે દેશમાં દુકાળ હોય તેમ વર્તવું જોઇએ." ('ગુજરાત સમાચાર' તા. ૧-૬-૪૭) એ અગાઉ દસ દિવસ ઉપરના છાપામાં સમાચાર હતા—પૂના મ્યુનિસિપાલિટીના પ્રમુખે પૂનાથી ૭ માઇલ દૂર વડગાંવમાં તા. ૨૧-૫-૪૭ના રોજ મહેફીલ ગોઠવી. ૨૩૨ માણસોની પંગત પડી ગઇ, મિષ્ટાન્ન પીરસાયાં, બરાબર રંગ જામ્યો, અને નિર્દય પોલીસે છાપો માર્યો! ને શરા બસોબત્રીસ ભાગ્યા! એ ભાગેડુ ગૃહસ્થોમાં કોંગ્રેસવાદીઓ હતા, સરકારી અમલદારો હતા, મ્યુનિસિપાલિટીના સભ્યો હતા, બે માનદ્ મેજીસ્ટ્રેટો હતા!

### આનો ઉપાય શો ?

અનાજની આજે ગમે તેટલી મુશ્કેલી હોય, એક કણનો દુરૂપયોગ કરવો પોષાય તેમ નથી, એવી ભલે ગણતરી હોય, પરંતુ પ્રજામાં એટલી ઊંડી સમુહભાવના કેળવાઇ નથી. તરત ને તરત કેળવી શકાય પણ નહિ. એટલે સ્થિતિ પ્રમાણે નહિ, પણ પ્રજા–માનસ પ્રમાણે કાયદામાં છૂટછાટ મૂકવાની જરૂર છે. ગઈ ધારાસભા વખતે શ્રી હંસા મહેતાએ બાળલગ્નના કાયદાની વય વધારવાની દરખાસ્ત કરી હતી ત્યારે વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરે જવાબ આપ્યો હતો કે, હું વય વધારવામાં આવે તેમાં માનું છું, પરંતુ સામાન્ય પ્રજા એનું અનુકરણ કરે તેવો કાયદો હોવો જોઇએ. એ દલીલ આ જમણવારના કાયદા માટે ન કરી શકાય? જો કોંગ્રેસી માણસો આનો ભંગ કરે તો સામાન્ય પ્રજાની વાત જ શી? એટલે પ્રજાના સામાન્ય વર્ગને અનુકૂળ થઇ શકે તેવી સંખ્યા રાખીને આ કાયદાનો કડકપણે અમલ થવો જોઇએ એ એક રસ્તો છે. એમાં જમણમાં ભાગ લેનારને પણ ગુનેગાર ગણવો જોઈએ.

### કોંગ્રેસનો કસોટીનો સમય છે

કોંગ્રેસ સરકાર પાસે પ્રજાએ જે આશાઓ રાખી હતી તેમાં એ નિરાશ થઈ છે. લડાઇની મહામારીથી ત્રાસેલી પ્રજાને કોંગ્રેસ સરકારને આવ્યાં આટલો વખત થયો છતાં કંઇ રાહત મળી હોય તેમ દેખાતું નથી. કાળાં બજાર એનાં એ ચાલે છે, લાંચરુશ્વત અને ધક્કા પણ ઓછા થયા નથી. અનાજના ભાવ ઓછા બાંધવામાં શ્રી દીનકરરાય દેસાઇએ જણાવ્યું હતું કે થોડા વખતમાં બીજી ચીજોના ભાવ ઘટી જશે અને તેથી અનાજના ભાવ વધારવા બરાબર નથી. આજે એ વાતને ૭ માસ થયા છતાં ભાવ નરમ પડ્યા નહિ. અને અનાજના ઓછા ભાવને લીધે એ કાળા બજારમાં

તણાઈ ગયું. છતાં સરકાર અનાજના ભાવ વધારતી નથી. રેશનીંગ લગભગ તૂટી પડ્યા જેવું જ ગણાય. મહિને ૨ શેર ઘઉં, ૯ શેર ચોખા, ૩ શેર બાજરી. કાપડની પણ એ રામકહાણી છે. આખી લડાઈ દરમ્યાન કઠોળનું રેશનીંગ ન હતું. છૂટથી લોકોને મળ્યા કરતું. અને આ વરસે દાળ અદશ્ય થઈ ગઈ. ગોળ, દીવાસળી અને તેલ, કંઇ વસ્તુ ગણાવવી અને કંઈ ન ગણાવવી!

**કોંગ્રેસના માણસોજ કોંગ્રેસને ડૂબાડશે?**

આ કપરી સ્થિતિ ગમે તેવા બાહોશ અને હિંમતવાળા તંત્રને મૂંઝવણમાં નાખી દે તેવી છે. એટલે કોંગ્રેસ સરકાર પણ એનો ધારે છતાં તરત નિકાલ ન કરી શકે, એ સિદ્ધાંત તરીકે સમજાય તેવી હકીકત છે. પરંતુ એ માટે પ્રજાને વિશ્વાસમાં લેવી જોઇએ. પ્રજાના માનસમાં જે શંકાકુશંકાઓ જાગતી હોય તેનો ખુલાસો કરવો જોઇએ. જે જે વિષયમાં જેનો અનુભવ હોય તેવા માણસોનો ઉપયોગ કરવો જોઇએ. આજે તો એવું બનતું લાગે છે કે, સરકારી અમલદારો રુચિ પ્રમાણે કામ કરતા-કરે છે, તેમ કોંગ્રેસી કાર્યકરો એમની રુચિ પ્રમાણે બધા પ્રશ્નોને પહોંચી વળવા પ્રયત્ન કરે છે. કોંગ્રેસી કાર્યકરોની ભાવના માટે, એમની લાગણી માટે, બુદ્ધિ માટે આમાં શંકાનો સવાલ નથી. પરંતુ એક વસ્તુ સ્વીકારવીજ રહી કે એમને જાન અનુભવ ન હોય એ સ્વાભાવિક છે. અને તેથીજ આ ગૂંચવણ ઊભી થઇ છે. આ વખતે, કોંગ્રેસી બિનકોંગ્રેસીના ભેદ છોડી આ પ્રશ્નોને પહોંચી વળવા જે સમિતિઓ નિમાય તેમાં અનુભવીઓને લેવા જોઇએ. એવા માણસો સામે ચાલીને ન આવતા હોય તો એમને સામે ચાલીને લેઇ આવવા જોઇએ. વળી હવે અંગ્રેજ સરકાર સામેની લડાઈ પતી ગઇ હોઈ, આંતરિક લડાઇ (વર્ગ વિગ્રહ) શરૂ થશે. એ સ્થિતિમાં દરેક કોંગ્રેસીએ તરવારની ધાર ઉપર ચાલવું પડશે. એટલી આત્મશુદ્ધિ નહિ હોય તો, જે પ્રજા દુશ્મન સામે લડતાં નબળાઇ નભાવી લેતી હતી હતી તે પોતાની સામે પ્રશ્ન આવતાં નભાવી નહિ લે. અને એથી જો કોંગ્રેસ ડૂબશે તો તે કોંગ્રેસીઓના હાથેજ ડૂબશે. એ પ્રસંગ ન બનવે એમ અમે ઇચ્છીએ છીએ.

**બેંડને વીએરવા પોલીસને આવવું પડ્યું**

આણંદના ગોરા અડધમાં બે જુદા વરઘોડા માટે બે બેંડ આવ્યાં હતાં. એક અમદાવાદનું હતું, બીજું નડિયાદનું. રાતના નવ વાગે એક વરઘોડો નીકળી ટાવર આગળ બેસી અમદાવાદવાળું બેન્ડ રિવાજ મુજબ વાગતું હતું. દરમ્યાનમાં બીજો વરઘોડો બીજે રસ્તે દરવાજામાંથી નીકળી મઢીઆ ચોરે ખુરસીઓ નાખી રસ્તો રોકી બેઠો. ટાવરવાળો વરઘોડો ત્યાં આગળ આવ્યો

પણ નડિયાદવાળું બેન્ડ આગળથી ખસ્યું નહિ એટલે પાછળથી આવેલું બેંડ પણ ખુરસીઓ ગોઠવાવી ત્યાં બેઠું. અને આખી રાત બેમાંથી એકેયે મચક આપ્યા વગર વગાડ્યા કર્યું ! આ હરીફાઇમાં કોઇ નમતું મૂકતું નહિ હોવાથી સવારના આઠ વાગે પોલીસ પટેલે સમજાવવા પ્રયત્ન કર્યો પણ કંઇ ન વળ્યું. એટલે પોલીસમાં રિપોર્ટ કર્યો તેથી પોલીસપાર્ટી આવી. તે દરમ્યાન નડિયાદવાળા બેઉ સલામી આપી વિખરાઇ જવાથી શાન્તિથી વરઘોડા પસાર થયા હતા ! શ્રી રામનારાયણ પાઠકે સ્વૈરવિહારમાં એક પ્રશ્ન કર્યો છે-માણસ જિંદગીમાં મૂરખમાં મૂરખ ક્યારે બને છે ? જવાબ છે કે લગ્ન વખતે. કારણ એ કે જીવનમાં જે કાર્ય એ કોઈ દિવસ ભાગ્યે કરતો હોય છે તે તે વખતે કરે છે. ફેંટો બાંધે છે, ઘોડે ચડે છે, રાત્રે પણ માથે છત્ર ધરાવે છે, વગેરે. એવી આ પણ એક જાતની મૂરખાઇ કે બીજું ? આવા પ્રસંગે થોડી ચડસાચડસી થાય, મજાક થાય અને ભગત બંધાય એની ના નહિ. પરંતુ એ ઠેઠ મૂરખાઇમાં પરિણમે ત્યાં સુધી વાત જાય એમાં એકે પક્ષની શોભા ન કહેવાય. બીજું બેંડ પ્રથમથી રસ્તો બદલી આગળ ગયું હતું, તો એ પ્રમાણે પાછળના બેંડે રસ્તો બદલ્યો હોત તો કંઇ હાર્યું ન ગણાત. પણ તો તો આમ બધાંએ જાણ્યું તે કોણ જાણત?

### રાસમાં હરિજન માટે કૂવો ખુલ્લો મૂક્યો

ગાસમાં બે વરસથી શ્રી આશાભાઇ લલ્લુભાઇ પટેલ હરિજનો માટે કૂવો ખુલ્લો મૂકવાના પ્રયત્ન કરતા હતા. ગામ લોકોએ પણ સંમતિ આપી હતી. પરંતુ મુશ્કેલી એ હતી કે હરિજનો પાણી ભરવા ખુશી ન હતા. એમને ઘણું સમજાવ્યા પણ માન્યા ન હતા. છેવટે ગામના કૂવે વાંધો હોય તો કસ્તુરબા દવાખાના માટે જે જગા લીધી છે તેના કૂવે પાણી ભરવા સમજાવ્યા. છેવટ એમાં સમત થયા અને ત્યાં પાણી ભરવા લાગ્યા. બે વરસ પછી આજે પણ સ્થિતિ એની એ છે. તા. ૨૧-૫-૪૭ ના રોજ જિલ્લાના ડી ડી. કલેક્ટર અને મામલતદારના પ્રયત્ને હરિજનોને પાણી ભરવા સમજાવ્યા—ફરજ પાડી. અમલદારોથી દબાવા ટેવાયેલી એ પ્રજા ના ન પાડી શકી. ચોરામાં બધા હા કહીને તો ગયા. પરંતુ ઘેર જતાં બધા બદલ ચાલ્યા ગયા. છતાં થોડા જે હતા તેમની ઉપર દબાણ થયું એટલે ન છૂટકે કૂવે પાણી ભરવા આવ્યા. પાણી ભર્યું. રોજ બોલાવીને એમ અઠવાડિયું ચાલ્યુ પરંતુ તેમાં ગામની પાંચેક બહેનોએ વાણીનો મેળો નાખવાનું બંધ કર્યું એટલે આખું ગામ એ મેળો બંધ કરે તો પોતાનું અહિત થાય એ બીકે હરિજનો કૂવે પાણી ભરતા બંધ થઈ ગયા. પછી તો રોજની રૂઢિ પ્રમાણે

જ જુદો ચોકો! આ પ્રસંગ સમજાય તેવો છે. ગુલામોનો કાયદો રદ થયો ત્યારે એની સામે ગુલામોએ જ વાંધો લીધો હતો. સૈકાઓથી જે પ્રજામાં અસ્પૃશ્યતાનું લોહી વહેતું રહ્યું હોય, તેવી અજ્ઞાન, નિરક્ષર, વહેમી, કંગાલ અને કુપમંડુક પ્રજા પાસેથી બીજી શી આશા રખાય? આ ઉપરથી અસ્પૃશ્યતાનું કામ કરનાર કાર્યકરોને ખ્યાલ આવશે કે એમનું કામ ફક્ત સવર્ણોનું માનસ બદલવાનું એટલું જ નથી, પરંતુ અસ્પૃશ્ય વર્ગનું માનસ પણ કેળવવું પડશે. ભલે આ ચીલો ચાલુ ન રહ્યો. છતાં રાસની પ્રજાને અમે અભિનંદન આપીએ છીએ. સત્યાગ્રહની લડતમાં જેમ એણે મોખરે રહી નાક રાખ્યું છે તેમ આમાં પણ પહેલ કરી છે. એ કૂવાને અસ્પૃશ્ય ગણી પ્રજાએ નાજ્ય નથી ગણ્યો, પરંતુ કૂવે પાણી ભરવાનું ચાલુ રાખ્યું છે એ એમને અસ્પૃશ્યતા તરફ સૂગ નથી એ બતાવે છે. પરંતુ આટલેથી એમનું કામ પતી જતું નથી. હરિજનો કૂવે પાણી ભરતા થાય એ જાતનું નવું વલણ પ્રજાએ લેઇ એમની બીક દૂર કરવી જોઇએ

## ‘બાજ ખેડાવાળ’માં પ્રસિદ્ધ થયેલ પત્ર અંગે સંપાદકોનો ખુલાસો

સં. ૨૦૦૨ ના શ્રાવણ માસની પ્રસંગકથામાં ‘બાજ ખેડાવાળ’ માસિકમાંથી પ્રસિદ્ધ થયેલો પત્ર ઉતાર્યો હતો. એ અંગે ‘બાજ ખેડાવાળ’ના જૂન ’૪૭ના અંકમાં સંપાદકો તરફથી નીચેનો ખુલાસો જાહેર થયો છે. “૧૯૪૬ના જુલાઇ માસના ‘બાજ ખેડાવાળ’માં ઉપર્યુક્ત (પરદેશમાં કાળાં કૃત્યો) શીર્ષક નીચે પૂર્વ આફ્રિકાવાળા એક પાટીદાર પિતાનો જે કાગળ છાપવામાં આવ્યો છે, તે પત્ર બનાવટી હોવાનું અમારા ધ્યાન પર લાવવામાં આવ્યું છે, જે બાળાના લગ્નનો ઉલ્લેખ કર્યો છે તેના પિતાના વકીલ અને જે જ્ઞાતિબંધુ (દવે ...સોજીત્રાના અને આંગાના વતની) ના ઉપર આક્ષેપો થયા છે, તેમના વકીલ તરફથી અમોને જણાવવામાં આવ્યું છે કે આ સઘળી બિના ઉપજાવી કાઢેલી છે, એવું પૂરવાર કરી શકાય તેમ છે, આ તર્કટ માટે જવાબદાર વ્યક્તિની તપાસ ચાલુ છે. આ સત્ય બિના અને તેને અંગેની સંપાદકીય ટીકા–ખાસ કરીને કોમને કલંક વગેરે માસિકમાં પ્રગટ થવાથી તેમની સીધી અથવા આડકતરી રીતે માનહાનિ થઈ હોય તેથી તેમની તરફ હમદર્દી દર્શાવીએ છીએ અને તે માટે અમો દિલગીરી જાહેર કરીએ છીએ.” એ પત્ર અમે પણ ઉતાર્યો હતો એટલે ‘બા. ખે.’ના સંપાદકોની માફક અમે પણ એ અંગે ખેદ દર્શાવવાની ફરજ સમજીએ છીએ.

## પત્રો અંગત વેરઝેર સંતોષવાનું સાધન નથી

આજે ચાલતાં જ્ઞાતિ માસિકો જ્ઞાતિના પ્રશ્નો ચર્ચવાની દૃષ્ટિએ ચાલતાં હોય છે. તેમાં અંગત ટીકાઓ અને ચર્ચાઓ આવતી હોય છે.

પરંતુ એની પાછળ કોઈ અંગત વેરવૃત્તિ હોતી નથી. સંપાદકો–તંત્રીઓની એ નીતિને જાળવી રાખવામાં લખાણ મોકલનારનો પણ ફાળો છે. કાર્યાલયમાં ઘણી માહિતી ઓળખીતા, બિનઓળખીતા તરફથી આવતી હોય છે. એમાં ખાત્રી કરવાની હોય છે, છતાં કોઇ બનાવટી પ્રસંગો ભળી જાય છે. તે માટે નનામા પત્રો ઉપર ધ્યાન ન આપવું તે અને નામઠામમાં પણ એ માહિતી માટે પૂરતી તપાસ કરવી એ બે ઉપાય છે. તેમ છતાં લખાણ મોકલનાર જો પોતાનું અંગત વેરઝેર સંતોષવાનું સાધન પત્રને ન માને તો તો આ પ્રશ્ન સરળ થઇ જાય. બાકી, કોઈ વખત ગોથું ખાઈ જવાનો પ્રસંગ બન્યા વગર ન રહે. તે વખતે સંપાદક–તંત્રીને માટે ઝીંદાદિલીથી પોતાની ભૂલ કબૂલ કરી લેવી જોઈએ, એજ ઉત્તમ માર્ગ છે. કાકા કાલલેકર કહે છે તેમ, વૃત્તવિવેચકને સમાજમાંના સજ્જન દુર્જન, સારાનરસા, પોતીકા પારકા બધાની આબરૂ પ્રિય હોવી જોઈએ.

### શ્રી વિઠ્ઠલભાઇ પટેલ કોલેજનો શુભારંભ

ચારુતર વિદ્યામંડળ તરફથી વલ્લભ વિદ્યાનગર–આણંદમાં આ સાલે શરૂ થનાર સાયન્સ અને આર્ટ્સ એમ બે કોલેજો ન્યાયમૂર્તિ એમ. સી. ચાગલા, મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલરના શુભારંભ પ્રવચન સાથે તા: ૨૧–૬–૪૭ના રોજ ચાલુ થઈ છે, એ એક આખા પ્રદેશને માટે આનંદનો પ્રસંગ છે. એના હેતુઓ વિષે આ માસિકમાં ઘણું કહેવાઇ ગયું છે એટલે આ પ્રસંગે એનું પુનરાવર્તન નહિ કરતાં અમે નવઘડતરના દેશના આજના કાર્યમાં એ અમૂલ્ય ફાળો આપે તેવા નાગરિકો ઘડશે એમ ઇચ્છી તેની ફત્તેહ ઇચ્છીએ છીએ

**લવાજમ બાકી હશે તેમને આવતો અંક વી. પી. થશે**

જે ગ્રાહક ભાઇબહેનો પોતાનું લવાજમ રૂબરૂમાં અગર કોઈ મારફત કાર્યાલયમાં સગવડે મોકલી આપે છે, તેમને લવાજમ બાકી પડતાં તરત વી. પી. કરવામાં આવતું નથી. એ પ્રમાણે હજુ સુધી જેમનું લવાજમ નથી આવ્યું તે ભાઇબહેનોને જણાવવાનું કે આપનું લવાજમ હવે તા. ૨૫–૭–'૪૭ સુધીમાં મોકલી આપશો. બાકી હિસાબની સરળતા ખાતર આવતો અંક વી. પી. કરવામાં આવશે, જે છોડાવી આભારી કરશો.

Reg. No. B. 1785

# પાટીદાર

સ્થાપક : સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ

૨૦૦૩ ] જુલાઈ-'૪૭ [ શ્રાવણ

સ્ત્રીઓને આપણે માત્ર સ્ત્રીઓ જ બનાવી રાખી છે, તેમને મનુષ્ય થવા દીધી નથી અત્યંત સ્વાર્થની ખાતર હેરી. જે દિવસથી તેના સતીત્વને જ અતિ મહત્ત્વનું માની લીધું છે, અને તેના મનુષ્યત્વની બિલકુલ પરવા કરી નથી, તે દિવસથી તેનું દેવું ચડતું રહ્યું છે. એ દેવું એનું પડેલાં ચૂકતે કરવું જ પડશે. સતીત્વને હું તુચ્છ સમજતો નથી, પરંતુ એને જ એના નારીજીવનનું ચરમ અને પરમ કલ્યાણ સમજવું એને હું કુસંસ્કાર માનું છું. કારણ કે મનુષ્યનો મનુષ્ય થવાનો સ્વાભાવિક અને સાચેસાચો અધિકાર છે. એ અધિકારને દબાવી દઈ જેણે જેણે બીજી કોઈ પણ બળની વસ્તુને અધિક મહત્ત્વની બનાવી દેવાનો પ્રયાસ કર્યો છે તેણે બીજાને પણ છેતર્યાં છે, ને પોતાને પણ છેતર્યો છે. તેણે બીજાને મનુષ્ય થતાં અટકાવ્યા છે, અને પોતાના મનુષ્યત્વને પણ અજાણતાં તુચ્છ બનાવી દીધું છે.

— શરદબાબુ

☆

તંત્રી

ઈશ્વર પેટલીકર

આ માસિક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં શ્રી. આશાભાઈ ગોરધનભાઈ પટેલે ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ માટે છાપ્યું. તા. ૨૫-૭-'૪૭

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય—'પાટીદાર' મંદિર, આણંદ

શ્રાવણ સં. ૨૦૦૩ ] જુલાઈ–'૪૭ [ વર્ષ • ૨૪ અંક • ૧૦


# સમસ્ત પાટીદાર પરિષદ


શ્રી જશભાઇ સોમાભાઈ પટેલ
મંત્રી, શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઇ


એક ભાઇએ મને પ્રશ્ન કર્યો: "આપણા દેશમાં ઝડપભેર રાજકીય ક્રાન્તિ થઈ રહી છે. આઝાદી હવે તો બારણાં ખખડાવી રહી છે. આવા તબક્કે રાજદ્વારી ફેરફારો સાથે સામાજિક ફેરફારો કરવા પણ આવશ્યક છે. હિંદુસ્તાનને દુનિયાના અન્ય દેશોની હરોળમાં ગૌરવવંતુ સ્થાન અપાવવું હોય તો દેશમાં સામાજિક ક્રાન્તિ આવશ્યક છે. જ્ઞાતિઓ, તેમાંય વળી પેટા જ્ઞાતિઓ અને તેમાંય 'જમાલભાઇના જુદા ચોકા' જેવા સંખ્યાબંધ વાડાઓ. આ બધા વાડાઓ એકત્રિત કરવામાં આવે તો, વીણાના તૂટેલા તાર સાંધ્યા બાદ જે સૂરીલું ગાન સંભળાય તેવું સુંદર પરીણામ નિપજાવી શકાય. મુંબઇનો પાટીદાર યુવક સંઘ આ કાર્ય હાથ ધરે તો!"

ઘણા વખતથી મારા મનમાં પણ આ પ્રશ્ન ઘોળાયા કરતો હતો. તૂટેલી માળાના મણકાની પેઠે વેરવિખેર પડેલી આપણી જ્ઞાતિને એક તારે સાંકળવામાં આવે તો આપણી નિશ્ચયી, એકનિષ્ઠ, પ્રમાણિક, અને મહેનતુ કોમ પોતાને અને દેશને કેટલી લાભદાયી થઈ પડે! સમસ્ત પાટીદાર કોમના આગેવાનો એક વ્યાસપીઠ પર બેસી જ્ઞાતિની ઉન્નતિ અર્થે વિચારણા કરે અને તેનો અમલ કરે તો!

કાર્ય ઘણું જ કપરું છે. વળી આજથી બે વર્ષ પર આટલી મોટી જવાબદારી ઉપાડે એટલી સંઘની શક્તિ પણ ન હતી, એટલે એ વિચારને તત્કાળ પૂરતો તો સ્વપ્નસૃષ્ટિમાં જ રમવા દીધો.

થોડા વખત પર એક ભાઈએ ઉપરનો પ્રશ્ન કર્યો. મને સમય પણ સાનુકૂળ લાગ્યો. વસ્તુની અગત્યતા પણ એટલીજ લાગી. એટલે વડીલોની અમે સલાહ લીધી. એમણે તો ઉત્સાહમાં આવી કહ્યું," અમે પણ ઘણા વખતથી આવી પરિષદ બોલાવવા ઇચ્છીએ છીએ. થાય તો ઘણું જ સરસ. કરો, અમારો સંપૂર્ણ સાથ છે." પછી તો અમારો ઉત્સાહ વધ્યો. બીજી સ્થાનિક પાટીદાર સંસ્થાઓના કાર્યકરોની સલાહ લીધી. બધા સંમત થયા એટલે વધુ જોમ આવ્યું. બહારગામનાં શિરનામાં મળ્યાં એટલા ભાઈઓને તેમજ સંસ્થાઓને પત્રો લખી તેમનાં સલાહસૂચનો મંગાવવાનું કાર્ય આરંભ્યું. ઘણાખરા ભાઈઓના જવાબો અમારા કાર્યને સહકાર આપવાનું જણાવતા આવ્યા.

તેમાં વળી કાર્યના શુભચિહ્ન તરીકે તા. ૬ ઠ્ઠી જુલાઈએ ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ મુંબઈમાં આવ્યા હતા, ત્યારે એમને રૂબરૂ મળવાની તક ઝડપી લઈ તેમની સાથે આ પ્રશ્ન દરેક દૃષ્ટિકોણથી ચર્ચ્યો. એમણે સંપૂર્ણ સહકાર આપવાનું જણાવ્યું. પરંતુ એક બાબતની અગત્યતા જણાવી કે આવી પરિષદો ભરાય છે, ઠરાવો થાય છે, પણ એજ ઠરાવોના ઘડવૈયા તેનો ભગ કરે છે. આવી વસ્તુઓનું પુનરાવર્તન ન થાય તે માટે યુવકોએ કટીબદ્ધ થવું જોઈશે. એકેએક યુવક પ્રતિજ્ઞા લેવી જોઈશે કે જે ઠરાવો થયા છે તેનો અમલ અમે તો ચોક્કસપણે કરીશું અને બીજા પાસે કરાવવા અમારા સર્વ પ્રયાસો કરીશું.

અત્યારે અમારી દૃષ્ટિ સમક્ષ પરિષદ બોલાવાનો ઉદ્દેશ નીચે મુજબનો છે.

(૧) કચ્છ, ગુજરાત, કાઠીઆવાડ તેમજ અન્ય સ્થળોએ વસતા પાટીદાર ભાઈબહેનોને એક વ્યાસપીઠ પર ભેગા કરવાનો, (૨) 'સમસ્ત પાટીદાર સમાજ' નામની કાયમી સંસ્થા સ્થાપી પ્રતિવર્ષ તેનું સંમેલન જુદા જુદા સ્થળે મળે એમ કરવાનો, (૩) સામાજિક રીતરિવાજોમાં કાયમી સુધારા કરવાનો, (૪) જ્ઞાતિનું કેળવણીનું ધોરણ ઊંચું લાવવા માટે, વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થીનીઓનો અભ્યાસ આગળ વધારવા માટે બધીજ જાતની સગવડો-પુસ્તકો, ફી, સ્કૉલરશીપ, લોન-અપાય એવું કાયમી ફંડ ઊભું કરવાનો. (૫) આ પરિષદે પસાર કરેલા ઠરાવોના પાલન અર્થે ઠેરઠેર યુવક સંઘો સ્થાપી તેમની દ્વારા ઠરાવોનું પાલન કરાવવાનો. સમસ્ત કોમ નોકરશાહી સરકારની જેમ સડી ગઈ છે એટલે સર્વવ્યાપી સુધારા જ જરૂરી છે. છતાં એક સાથે આખો લાડવો નહિ ગળી જતાં, દલપતરામના શબ્દોમાં કહું તો—

"સજ્જન ધીરેધીરે સંભળાવો સુધારાનો સૂર,
લાખો કીડી પર લાડવો આખો મૂકીએ તો મરી જાય,
ભૂકો કરી ભભરાવીએ તો ખાસી રીતે ખાય."

એમ એકદમ બધીજ બાબતમાં સુધારા નહિ કરતાં ધીમેધીમે સમાજના પ્રત્યેક અંગ સુધારતાં-ભલે વધુ વખત લાગે-આખો સમાજ સુધરી જશે. બાકી એક સાથે સંખ્યાબંધ ઠરાવો કરવાથી એ ઠરાવો કાગળના બંડલમાં રહે છે અને એનો અમલ આપણે તો નહિ પણ છેવટે ઉધાઈને કરવો પડે છે, એ તો અનુભવની વાત છે. આથી અમારો એકજ ઉદ્દેશ છે કે ભલે થોડું કરીએ પણ એ થોડું ચોક્કસ અને કૃતનિશ્ચયી હોવું જોઇએ. ભલે પરિષદ એકજ ઠરાવ કરે પણ એ ઠરાવ ચોપડે નહિ પણ વ્યવહારમાં મૂકાય તોજ પરિષદની સાર્થકતા. બાકી હો હા કરી, સંખ્યાબંધ ઠરાવો કરી, વિખરાઈ જવાનો અર્થ નથી.

પરિષદ ડિસેમ્બરની આખરમાં ભરવાનો વિચાર છે. સમય લાંબો જણાય છે પણ કાર્ય પણ એટલુંજ ભારે અને જવાબદારી ભર્યું હોવાથી આ બાબતમાં વાચક ભાઇબહેનો પોતાના વિચારો, મંતવ્યો, સલાહસૂચનો અને અભિપ્રાયો 'પાટીદાર' દ્વારા અથવા તો સંઘને પત્ર દ્વારા જણાવશે તો આભાર થશે.

આ ઉપરાંત આપની ધ્યાનમાં હોય તેવી આપણી જ્ઞાતિની સંસ્થાઓ તેમજ જ્ઞાતિના આગેવાનોનાં નામ તેમજ શિરનામાં અમને મોકલી આપશો તો કામ ઘણુંજ સરળ થશે.

પાટીદાર જ્ઞાતિના ઇતિહાસમાં પ્રથમ વાર મળતી સમસ્ત પાટીદાર પરિષદની સફળતા માટે સર્વ ભાઇબહેનો સંપૂર્ણ સહકાર આપશે, એ આશા વધુ પડતી નહિ લેખાય.*

---

* શિરનામું:— મંત્રી, શ્રી પાટીદાર યુવક સંઘ,
પાટીદારસમાજ બિલ્ડીંગ, ફ્રેન્ચ પૂલ, મુંબઈ–૭

---

## વિના-ઓછા-લવાજમ ફંડમાં મદદ

નડિયાદના શ્રી હરિભાઇ મરઘાભાઇ દેસાઇ તરફથી તેમનાં પૌત્રી બહેન શરદકાન્તાના લગ્ન પ્રસંગે રૂા. ૧૧, ઓડના અને મોલો રહેતા શ્રી મણિભાઈ સોમાભાઇ પટેલ તરફથી શિ. ૧૦, મોમ્બાસાના ડૉ. ઇશ્વરભાઇ એસ. પટેલ તરફથી શિ. ૫, તથા મોલોથી શ્રી ઇશ્વરભાઈ એસ. પટેલ તરફથી શિ. ૪. મળ્યા છે, જે સાભાર સ્વીકારી તે ફંડમાં જમા કર્યા છે.

# "અમને કંઈ લોભ નથી!"

શ્રી. શંકરભાઈ સો. પટેલ

૧

કાળિદાસ: ખુશાલભાઈ, આ અમારા શનાભાઇની દીકરીનો વિવાહ તમારા ભત્રીજા જોડે કરવા વિચાર છે. એ દીકરી સારું ભણેલીગણેલી છે, દેખાવડી છે, સ્વભાવે સારી છે. કામકાજ કરે તેવી છે.

ખુશાલભાઈ: શનાભાઇનું કુટુંબ કેવું?

કાળિદાસ: એમનું કુટુંબ પણ સારું છે.

ખુશાલભાઇ: તો બીજું અમારે શું જોઇએ?

કાળિદાસ: તો બોલો, અમે રૂપિયા આપવા ક્યારે આવીએ?

ખુશાલભાઈ: સારું મુહૂર્ત જોઇને તમને ફાવે ત્યારે આવો.

કાળિદાસ: આવતી અગિયારશનું મુહૂર્ત સારું છે, તો તે દિવસે આવીશું. કેમ, બરાબર?

ખુશાલભાઈ: હા; પણ......

કાળિદાસ: બોલો, કંઈ કહેવું છે?

ખુશાલભાઈ: કહેવાનું તો કંઈ નથી; પણ......

કાળિદાસ: પણ શું? બોલો તો ખરા.

ખુશાલભાઈ: જુઓ, અમને કંઈ લોભ નથી; પણ દીકરીને તથા જમાઈને જણસો તો સિત્તેરએંશી તોલા કરાવવી પડશે.

૨

લલ્લુભાઈ: શિવાભાઈ, અમે તમારી દીકરી માટે રણછોડભાઇને મળી આવ્યા.

શિવાભાઈ: બોલો, શું થયું?

લલ્લુભાઈ: થવાનું શું? હા પાડી.

શિવાભાઈ: લેવડદેવડની કંઇ વાત થઈ?

લલ્લુભાઈ: લેવડદેવડ કંઇજ નહિ. જાન પણ નહિ આવે. ફક્ત છોકરો ગોરવાળંદ તથા એકબે ભાઈબંધ સાથે પરણી જશે. માટલી—માટલાં પણ કહે છે કે અમારે નથી જોઈતાં.

શિવાભાઈ: તો તો બહુ સારું.

લલ્લુભાઈ: પણ જુઓ, રણછોડભાઇના કાકાએ કહ્યું છે કે અમને કંઈ લોભ નથી, પણ તમે તમારી દીકરીને જણસો કરાવો તેમાં આપણું સારું દેખાય એ જરા ધ્યાન રાખજો.

શિવાભાઈ: કઈ જાતનું?

લલ્લુભાઈ: બીજું કઈ જાતનું હોય? એ તો એમ કે બીજી જણસો કરાવીએ તે બેગી બંધી તથા પહોંચાસાંકળાં પણ કરાવવાનાં.

૩

સોમાભાઈ: મોતીભાઈ, તમે કન્યા તો જોઈ. હવે બોલો આગળની વાત.

મોતીભાઈ: આગળ તો બીજું શું કહેવાનું હોય?

સોમાભાઈ: જુઓ, અમે પરઠણ તો ગોળના રિવાજથી વધારે આપી શકીએ તેમ નથી; પણ તમારે જો સારી કન્યા તથા સારાં સગાં જોઈતાં હોય તો અમને હા પાડજો.

મોતીભાઈ: અમારે પણ સારી કન્યા તથા સારાં સગાંજ જોઈએ છે. અમને કંઈ લોભ નથી.

સોમાભાઈ: તો વાત નક્કી?

મોતીભાઈ: હા, પણ વહેવારમાં અમારું ખોટું ન દેખાય તેમ તમે વર્તજો.

સોમાભાઈ: કેવી રીતે?

મોતીભાઈ: જુઓ, તમારા ગામની કન્યા અમારા પાડોશમાં હમણાંજ પરણાવી. એને જે દાગીના, કપડાં, વગેરે કરાવ્યું હોય તેનાથી જરા સારું તમે કરાવજો. એને પચાસેક તોલા જણસો કરાવી છે અને એકેક હજારનાં કપડાં કર્યાં છે. મંગળમાં પણ પાંચસાત તોલા આપ્યું છે, અને લંગર માટલી કરી છે તેની ઉપર પણ પાંચેક તોલાનો અછોડો બાંધ્યો છે.

સોમાભાઈ: વહેવારમાં સારું દેખાડવું હોય તો અમે અમારી મોટી દીકરીની જણસો પણ કન્યાને પહેરાવીને વરાવીશું.

મોતીભાઈ: ના, એમ તો ન બને. એ તો તમારે બધું નવેસરજ કરાવવું પડે.

૪

રણછોડભાઈ: કેમ અંબુભાઈ, તમે ડાહ્યાભાઈની કન્યા જોઈ આવ્યા ને?

અંબુભાઈ: હા, મારે નડિયાદ કામ હતું ત્યારે ભેગાભેગું એમને ત્યાં જતો આવ્યો.

રણછોડભાઈ: કેમ, કન્યા પસંદ છે?

અંબુભાઈ: હા, કન્યા તો સારી છે.

રણછોડભાઈ: તમને ડાહ્યાભાઈ કેવા લાગ્યા?

અંબુભાઈ: ડાહ્યાભાઈ તથા તેમના ઘરનાં માણસો પણ સારાં છે.

રણછોડભાઈ: તો વિવાહનો શો વિચાર છે?

અંબુભાઈ: વિવાહનો વિચાર તો મારો સોળેસોળ આની છે.

રણછોડભાઈ: તો હું ડાહ્યાભાઈને મળી વાત કરું. કેમ, બરાબર?

અંબુભાઈ: હા, પણ મારા દાદાને મારે પૂછવું પડશે.

રણછોડભાઈ: શું પૂછવાનું છે?

અંબુભાઈ: લેવડદેવડ સંબંધી.

રણછોડભાઈ: તમારા પોતાના વિચાર એ સંબંધી કેવા છે?

અંબુભાઈ: હું પોતે તો જાણે લેવડદેવડને ખાસ મહત્ત્વ આપતો નથી, મને કંઈ લોભ પણ નથી; પણ મારા દાદાને મારે રાજી રાખવા જોઈએ.

રણછોડભાઈ: તમારા દાદા તો જૂના વિચારના તથા લાલચુ છે, એટલે એ કંઈ થોડામાં ઓછા રાજી થવાના છે?

અંબુભાઈ: એમ તો ખરું.

રણછોડભાઈ: ત્યારે એમ કહોને કે તમે તમારે મોઢે માગવાને બદલે તમારા દાદા મારફત સોદો કરવા માગો છો!

---

# ભણેલી બહેનોની મૂંઝવણ

**શ્રી. લલિતાબહેન ગોરધનભાઈ પટેલ, ધર્મજ**

[ જેઠ માસના અંકમાં બહેનો માટે આ નિબંધ માગ્યો હતો. ફક્ત ચાર નિબંધ મળ્યા છે, જે આપણી ભણેલી બહેનો કેટલી જીવનમાં ઠૂંઠવાઈ ગઈ છે, તે બતાવે છે. મોં ખોલીને બોલવા જેટલુ ય જાણે ચેતન ન રહ્યું હોય તેમ તો નથી બન્યું ને? આ જ નિબંધ ચ. એ. સોસાયટીએ પણ માગ્યો હતો, એને પણ આવો જ જવાબ મળ્યો હતો. આ નિબંધને રૂ. ૧૫નું પહેલું ઇનામ મળ્યું છે. બીજું ઇનામ વડોદરાનાં કુ લીલા પુરુષોત્તમદાસ પટેલને મળે છે. એ નિબંધ આવતે અંકે.—તંત્રી ]

મુંઝવણ! અને તેય વળી ભણેલી બહેનોને! કોઈને પણ કલ્પના ન આવે કે શાળા કોલેજોમાં વિદ્યાર્થીઓ સાથે અભ્યાસની હરીફાઈ કરતી, ચર્ચામંડળમાં પોતાના હરીફને હંફાવતી, આધુનિક ફેશનમાં રાચનારી, નંદનવનની કલ્પનાઓ કરતી અને કવિશ્રી ન્હાનાલાલની રસપંક્તિઓના ઘૂંટડા પીતી આપણી આધુનિક બહેન અંદરથી મુઝાતી હશે. પરંતુ તેમના અંતરમાં જરાક ડોકિયું કરો અને તમને એક નહિ પણ અનેક મુઝવણો એને કોતરી ખાતી જણાશે. એનુ શું કારણ હશે ભલા?

હોશિયારીની વાત કરીએ તો કેટલાંકને જન્મથી જ બુદ્ધિ હોય છે અને કેટલાંકને પ્રસંગો બુદ્ધિશાળી બનાવે છે. આપણી ચરોતરની થોડી બહેનોને વડીલોએ ભણાવી અને હોશિયાર બનાવી. આપણી બહેનો ભણીને હોશિયાર બના એ જોઈ માતાપિતાએ પુત્રીને કેળવણી આપ્યા બદલ ગર્વ પણ ધર્યો. બીજા પણ ધારે છે કે, તે ભણેલી છે એટલે તેને ચિન્તા નથી, મુઝવણ નથી, ડર નથી. પરંતુ હું તો માનું છું કે તેને ભણતરથી ઘણી જ મુઝવણ ઊભી થઈ છે. ઘણું ખરૂં તો પુત્રીને ભણાવવા પાછળ માબાપની સ્વાર્થી દૃષ્ટિ જ રહેલી હોય છે. ઘણા એમ માને છે કે ભણશે તો ઝટ 'ઠેકાણું' પડી જશે, પરણુ ઓછી આપવી પડશે. તો વળી ઘણા તો 'ફલાણા-ભાઈએ ભણાવી તો આપણે ય ભણાવવી જ' અને તે બદલ ગર્વ લેવાજ ભણાવે છે. આજ કારણોસર કેળવણી મળી છે. સોમાં પા ટકાજ કેળવણીની દૃષ્ટિએ કેળવણી પામી છે.

આથી બહેનોનું ભણતર એક આયનાની બે બાજુઓ જેવું બની ગયું છે. એક બાજુથી તે કેળવણીનો જ સીધો રસ્તો દેખે છે અને બીજી બાજુ આયનામાં મુખ પણ જોઇ શકાય તેમ નથી. કારણ 'ઠેકાણું' પડી જતાં સેવેલી મહત્ત્વકાંક્ષાઓ, સ્વર્ગીય કલ્પનાઓ અને ભાવિ સ્વપ્નાઓ ઉપર ભારે શીસું રેડાઈ જાય છે! વળી સંસ્કાર ગમે તેટલા સરસ ઝીલાયા હોય પણ તે પ્રમાણે બહેનોને વર્તવા દેનાર થોડાંક જ માબાપ હશે, બલ્કે નથી તેમ કહીએ તોપણ ચાલે. કન્યાને અનેક ગોનેગ સ્વપ્નો સેવતી કરી પછી હવે તો તેના લાયક વર મળતો નથી, ઓછું ભણાવી હોત તો સારૂં હતું, વગેરે વિચારોથી તેની કેળવણીની ગાડીને અધવચ્ચેથી જ લાલબત્તી બતાવી અટકાવી દેવામાં આવે છે ત્યારે એ બિચારીની મુઝવણનો કંઇ પાર રહેતો નથી.

આ જ મુઝવણની અવસ્થામાં 'દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય' એ પ્રમાણે કંઈજ ખ્યાલ વિના પરણી બેસે છે અને પછીથી જ વધુ મુઝવણનો અંક ભજવવાનો આવે છે. કારણ, અભ્યાસ અને પુસ્તકો, બહેનપણીઓ અને ચર્ચાઓ વગેરે કરતાં તે ગૃહકાર્યમાં પણ પ્રવીણ થયેલી હોતી નથી અને શ્રીમંત જમાઇ મેળવવાની હોંશવાળી માતાએ પણ તે શીખવવાની જરૂર જોઇ હોતી નથી. એટલે પાછળથી તેની સ્થિતિ 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે ઘાટનો' જેવી થાય છે—કેળવણી અધૂરી અને કામમાં કંઈજ શરૂઆત કરવાની અને અધૂરામાં પૂરી જો કડક સાસુ મળી તો ખલાસ. રોજ મ્હેણાં-ટોણાંની ઝડીઓ વરસે તેય મુઝાતા મને સહન કરવાની! આવી સ્થિતિમાં

તેને એમજ થાય કે ન ભણી હોત તો સારું થાત. વળી શિક્ષણથી તેની નાજુક લાગણીઓ તીવ્ર થઇ જાય છે અને જરાજગમાં તે ઝણુઝણી ઊઠે છે અને પરીણામે તે હિસ્ટીરિયા કે ઘેલછા કે બીજા અસાધ્ય કે દુઃસાધ્ય રોગોનું ઘર બની રહે છે. માબાપની લાગણીઓ સાચવવા જતાં તે આટલું સહન કરે છે પણ માબાપ તો જરાય વિચાર કરતાં નથી પણ ઊલટાનું દીકરીના આવા સુખથી તૃપ્તિનો ઓડકાર અનુભવે છે. પણ કુળ, ગોળ કે જ્ઞાતિના વાડા તોડી પોતાની કન્યાને યોગ્ય વર શોધી આપવાનું અને તેને ખરી સુખી કરવાનું તો જાણે સમજતાં જ નથી.

વળી કોઇ જગ્યાએ કન્યા માતાની મરજી વિરૂદ્ધ ભણતી હોય છે ત્યારે મુંઝવણનો પાર નહિ. જ્યારે ને ત્યારે તેને કેળવણી વિરૂદ્ધ સંભળાવવામાં આવે, તેની સારી ટેવોને ભણતરના પરીણામરૂપ ગણવામાં આવે અને તે જે કહે તે તેમને મન ખરાબ જ. કેટલીક ભણેલી બહેનો સુંદર કાવ્યો તથા લેખો લખે પરંતુ તેમનાં માબાપને મન તો શાહી અને કાગળોનો બગાડ જ! ભણતરથી સુધરેલી બહેનોને સમાજની કુરૂઢિઓ. જૂની લગ્નપ્રણાલિકાઓ, કુરિવાજો, વગેરે ગમતાં નથી, અને તેમનાં યુવાન લોહી કંઇક સુધારો કરવા, માટે થનગની રહ્યાં હોય છે. પરંતુ તેમનાં માબાપોની એકહથ્થુ સત્તા આગળ તેમનું કંઈ જ ચાલતું નથી અને તેમને મૂંગે મોઢે બેસી રહી સહન કરવું પડે છે. ભણેલી બહેનોને સુધરેલા રિવાજ, સ્નેહ અને સાદાં લગ્ન, ગોળ-ખંડન વગેરેની જરૂર હોય છે, કલ્પનામાં રચેલાં મનોરાજ્યોને સત્ય કરવાની મહેચ્છા હોય છે પણ માબાપ તેમને અડચણકર્તા નીવડે છે. આવી બહેનોનાં માબાપ પોતે પોતાની દીકરીને સુધારે છે, ભણાવે છે, પરંતુ પોતે તેમ કરી દીકરીને ભણતર પ્રમાણે સુધારાને પંથે જવા દેતાં નથી તે અયોગ્ય છે. શરૂઆતમાં બહેનોમાંથી જો કોઇ પહેલ કરે તો એકવાર સારૂં નહિ લાગે પણ પછીથી બધી બહેનો તે રસ્તે જશે. પરંતુ ઘણી બહેનો મનમાં ઇચ્છા છતાં પહેલ કરતાં અચકાય છે. કારણ તેમને બીક હોય છે કે કહેનાર તો એમજ કહેશે કે 'જોયું'? આ બહુ ભણાવ્યાનું ફળ!' અને એટલેથી જ ન પતતાં ઘણાંય કાચા જ્ઞાનનાં ને મનમાં માબાપ પોતાની પુત્રીઓનાં ભણતર બંધ કરાવે અને પોતે જ તેનાં નિમિત્ત થાય, એ શું ઓછો મુંઝવણ છે?

વળી એમ પણ બને છે કે છોકરાઓને પરકણુની લાલચે વહેલા પરણાવી દેવામાં આવે છે એટલે જ્યારે તેઓ ભણી રહે છે ત્યારે એક બે બાળકોના બાપ બની ચૂકેલા હોય છે અને તેવડી જ ભણી રહેલી કન્યાને,

મોટે તેરતું જ ભણેલો કુંવારો છોકરો પોતાના ગોળમાં શોધવો મુશ્કેલ બને છે અને તેથી કન્યાના પિતાને કન્યા બોજારૂપ લાગે છે. અને પરીણામે વર કરતાં કન્યા મોટી હોય તોપણ વિચાર કર્યા વિના ઝુકાવે છે. અને સમજુ બાળા પણ પોતાના નસીબને દોષ દેતી મુઝાઈને બેસી રહે છે. ગોળ બહાર જવાનો તો તે શબ્દ પણ કાઢતી નથી, કારણ તેથી તો તે જ ઠપકાને પાત્ર થાય.

વળી ઘણી જગ્યાએ દેખાય છે કે જ્યાં સુધરેલાં માબાપ છે ત્યાં તો સુધરેલા વિચારો છે, ભણતર છે અને ત્યાં બહેન ધારે તે કરી શકે છે. સારૂં ભરતગૂંથણ, સુંદર લેખ, સુધરેલા રિવાજો, ઓછી ધામધૂમથી લગ્ન એ તમામ કરી શકે છે. પણ ખરેખરી ભૂલ અહીંજ થાય છે. હાથીના ચાવવાના જુદા અને દેખાડવાના દાંત જુદા છે, એ પ્રમાણે સુધરેલા લોકો બીજાને સલાહ આપે છે, બીજાનાં તેવાં કાર્યોને વખાણે છે, બડાશો મારે છે, પરંતુ તેમને ત્યાંજ તેવા પ્રસંગો આવતાં તેઓ અંતરાય નાખે છે અને ભણેલી બહેન બિચારી અંતરમાં રડતી, મુઝાતી બેસી રહે છે.

આપણા લોકો સુનર્યા, દેશપરદેશ ફર્યા, બીજી બાબતો-કેળવણી, ફેશન, વિચારો, ભાષા, પહેરવેશ વગેરે-પારકાઓ પાસેથી સ્વીકારી, પરંતુ બિચારી મુઝાતી ભણેલી બાળાને તો અડચણકર્તાજ રહ્યા. ઊલટાનું પોતાનો સુધારો બતાવવા ભણાવીને છેવટ મુઝાતી કરવામાં વધારો કર્યો! ગોળનાં બંધન ઢીલાં કરવાને બદલે સખત કર્યાં અને ઘટાડવાને બદલે અનેક રિવાજો વધાર્યા.

આમ એકંદરે આજની આપણી ભણેલી બહેનો મુઝાનીજ રહી છે. પછી ભલે કારણો જુદાં હોય. કોઇ અભણ, અશિક્ષિત માતાના વર્તનથી, કોઇ સુધારો કરવાની ઇચ્છા છતા ન કરી શકવાથી, કોઇ અધુરેથી અભ્યાસ બંધ કરી બેસી રહેવાથી, કજોડાં લગ્નથી, કેળવણીને ગૃહકાર્યના અસંબંધથી, તો કોઈ વળી માબાપ સામે કેવી રીતે બંડ ઊઠાવવું એ વિચારોથી, વગેરે એક નહિ તો બીજા કારણે પણ ભણેલી બહેનો મુઝવણ પામી રહી છે. અને તેનો ફક્ત એક માત્ર ઉપાય સમાજિક ક્રાંતિ એજ છે. અને તે કરવાની તેઓમાં શક્તિ આવે એ જ પ્રભુપ્રાર્થના.

---

# પ્રથમ પગલું

## શ્રી છગનભાઇ ચતુરભાઈ પટેલ

ગુજરાતની જમીન એકંદર રીતે જોતાં રસાળ અને ફળદ્રુપ છે. વસ્તીના પ્રમાણમાં જમીન જોઇએ તેટલી પણ છે. છતાં ખેડૂતો ઘણી ગરીબ સ્થિતિમાં સડે છે.

આ સ્થિતિ માટે અનેક કારણો છે. મારા મતે સૌથી મોખરે આવતું કારણ તેમની આત્યન્તિક નિરક્ષરતા છે. ખેડૂતો પરાપૂર્વથી ચાલ્યા આવતા રિવાજો મુજબ ખેતી કરે છે. આજુબાજુમાં બનતા રોજબરોજના બનાવોથી અજ્ઞાત હોવાના કારણે કયો પાક તૈયાર કરવામાં તેને વધારે સારો લાભ થશે તેનો વિચાર કરી નિર્ણય કરવા જેટલી આવડત તેને હોતી નથી. તેના ઘરડાઓ તેના ગામમાં જે જાતનો પાક લેતા હતા તેજ પાક તે પણ લીધે રાખે છે. ખેતીમાં નવીનતા કરી વધારે ઉત્પન્ન લેવાની આવડતનો તેનામાં તદ્દન અભાવ છે. તેના આચારવિચાર પણ હજી પુરાતન છે, તેમાં કંઇ પરિવર્તન થયું નથી. પરીણામે લગ્નમરણ પ્રસંગે એ ખોટા ખર્ચ કરી દેવામાં ડુબે છે. ભવિષ્ય માટે સંગ્રહ કરવાની ટેવ નહિ હોવાથી ગમે તેવી શરતે શાહુકારો પાસેથી ઉપાડ કરે છે, અને બી માટે ગમે તેવા ભાવ આપી જોઇતું બી લે છે. આ અને આવાં અનેક કારણો છે, જેને માટે તે પોતે જવાબદાર છે.

આ ઉપરાંત આ દેશની ન્યાયની કોર્ટો અને મુલકી કોર્ટો ખેડૂતની મર્યાદિત શક્તિને વધુ નાખવાના કારણરૂપ અનેક રીતે બને છે. એક નાના સરખા તુમાર માટે કામ ધંધો છોડી ચાર પાંચ ગાઉ આવીને રેલ્વે સ્ટેશને જઇને માણસોથી ખીચોખીચ ભરેલા ત્રીજા વર્ગના ડબામાં મુસાફરી કરી મામલતદાર કે કલેકટર સાહેબની ઑફીસે તુમારના કામે જાય ત્યાં તેને કારકુનો નાહક રખડાવે અને આખરે થાકીને તેમને ચાપાણીના પૈસા આપે ત્યારે તેનો તુમાર સાહેબના મોંનું દર્શન કરવાનું સુભાગ્ય પ્રાપ્ત કરે! સાહેબ બધી બાબતોની સંપૂર્ણ ચોકસાઇ કર્યા સિવાય ઠરાવ કરે. આ ઠરાવની નકલો માટે પાછો લખચોરાસીના ફેરામાં પડે અને આખરમાં નસીબદાર હોય તો ન્યાય મળે, નહિ તો આગળ વધે. અને આખરે મરે ત્યારે આ તુમાર તેના દીકરાને વારસામાં આપતો જાય!

આવી જ સ્થિતિ કિસાનની આ પવિત્ર દેશની ન્યાયની કોર્ટમાં થાય છે. તેની જમીન કોઇએ ગેરકાયદેસર કબજે લીધી હોય અને તે કબજો મેળવવા દીવાની કોર્ટનો આશ્રય લે તો ૭ વરસ સુધી કદાચ તેને હુકમનામું મળે

નહિ ! ૭ વરસ સુધી મુદતો પડે. બિચારો ગરીબ ખેડુત ઢગલાબંધ સાક્ષીઓ લાવી તેનું ખર્ચ ભોગવે અને મુદતો પડયે જાય.

આ દરમિયાન વકીલો, વકીલોના ગુમાસ્તા અને કછુઆ દલાલો આ ગરીબને અનેક બહાને લૂંટે છે. વકીલો ઘણી થોડી ફીથી આ ખેડુતનું કામ કરવા તૈયાર થાય છે અને પછી અનેક બહાને તેની પાસેથી પૈસા પડાવે છે. વકીલો કરતાં તેમના ગુમાસ્તા આ ગરીબો પાસેથી પૈસા પડાવવાની તરકીબો કરવામાં વધારે સિદ્ધહસ્ત હોય છે.

હિન્દી ન્યાયાધીશો મુદતો નાખતાં જરા પણ વિચાર કરતા નથી કે તેથી પક્ષકારોને કેટલી હાનિ થાય છે અને કેટલી અગવડ થાય છે. એકજ તારીખે અનેક કામ રાખે છે. તેમાં દરેકમાં થોડું થોડું કામ કરી દરેકને મુદત આપે છે. આ પ્રથા સામાન્ય થઇ પડી છે. મુકદમાને પૂરો સાંભળી લીધા પછીથી ઠરાવ લખવામાં પણ બેત્રણ માસ કાઢી નાખે છે. પાંજરામાં સાક્ષીઓના વર્તન બાબત જે છાપ પડી હોય તે આ અરસામાં લુપ્ત થાય તે સંભવિત છે. આવી રીતે રખડાવી રખડાવી જે ન્યાય મળે છે તે પણ વિશુદ્ધ નહિ હોવાનું વધારે સંભવિત છે. એટલે ઘણા મુકદમામાં તો અપીલ થવાની એ નિર્વિવાદ અને ચોક્કસ હોય છે. અપીલ પણ ત્રણ વરસ તો સહેજે લે. આ પછીથી થએલા હુકમનામાની બજાવણીમાં પણ તેટલો સમય અને શક્તિ વેડફાઈ જાય છે.

વકીલો અને ન્યાયાધીશો આ વસ્તુસ્થિતિથી એટલા બધા ટેવાઇ ગયા છે કે તેમાં કંઇ ખોટું હોવાનો ખ્યાલ તેમને આવતો નથી. ન્યાયાધીશો પણ આવી શોચનીય દશામાં છે એટલે પ્રજા બિચારી મૂગી મૂગી પીસાય છે અને પોતાની મર્યાદિત શક્તિને આ પ્રમાણે વેડફાતી સહન કરે છે. કોંગ્રેસ કાર્યકરોમાંથી ઘણાને આ સ્થિતિનું સ્વયં ભાન હોવા છતાં આ નિંદનીય સ્થિતિને મીટાવવા માટે કોઈ અવાજ સરખો પણ કરતા નથી. રાષ્ટ્રીય ગણાતાં વર્તમાનપત્રો પણ આ વિષયનો ઉલ્લેખ સરખો કરતાં નથી. એક બાઇએ એકી વખતે બે જોડકાં બાળકોને જન્મ આપ્યો, એ સમાચાર તેમને જલદી મળે છે, પણ પ્રજાનું લોહી ચૂસતી આ ન્યાયાધીશીઓ, વહીવટી કચેરીઓમાં હમેશ બનતી બાબત તેમના ધ્યાનમાં આવતી નથી.

કોંગ્રેસ-પ્રધાનો સત્તારૂઢ થયા ત્યારથી દેશને સ્વર્ગ બનાવવાની નવી નવી યોજનાઓ વર્તમાનપત્રોનાં પાનાં ઉપર ચમકે છે. આજે નળકાંઠાને તો કાલે ભીલપ્રદેશને સ્વર્ગ બનાવવાને વિચારેલી યોજનાઓ આ પત્રોનાં પાના ઉપર

છપાય છે. આમાંથી કોઇ યોજના હજી સફળ થઇ જાણી નથી અને સફળ થશે કે કેમ તે શંકા છે. કારણ કે, આ દેશમાં સત્તાધારી અધિકારીઓ નાનેથી મોટા બધા લાંચરૂશ્વતની બદીથી સડે છે અને ફરજનું બિલકુલ જ્ઞાન તેમને છે નહિ. કોંગ્રેસ પ્રધાનો ઊંચા આદર્શોવાળા છે. દેશહિત સાધવાની તેમને જરૂર ધગશ છે. કામ કરવાનો ઉત્સાહ પણ છે. છતાં જ્યાંસુધી આ વસ્તુસ્થિતિનો, વિચાર કરી તેને સુધારવાનાં પ્રથમ પગલાં નહિ ભરે ત્યાં સુધી તેમની કોઈ યોજના સફળ થવાની આશા આકાશ કુસુમવત્ છે. જેટલી વહેલી આ સ્થિતિ સમજાય તેટલું વહેલું લોકકલ્યાણ થશે એ વાત નિઃશંક છે.

મારા મતે કોંગ્રેસ કાર્યકરો અનેકવિધ પ્રવૃત્તિઓમાં પડી ગયા છે, તેને બદલે વિચારપૂર્વક અમુક જ કામ હાથમાં લે અને બધી શકિત તેમાંજ કેન્દ્રિત કરે તો જરૂર શુભ પરીણામો આવશે. જે તંત્ર તેમને મળ્યું છે તેમાં ઘણો સડો છે. મુલકી ખાતાના તુમારો અને ન્યાયની અદાલતોમાં આવતા મુકદમાઓનો ઝડપથી નિકાલ થાય તે માટે જલદી યોગ્ય ઉપાયો કરવા જોઇએ. દેશમાં કેળવણી વ્યાપક બને અને નિરક્ષરતાનો જલદી નાશ થાય એ બાબત ઉપર ખાસ તાત્કાલિક લક્ષ આપવાની જરૂર છે. કેળવણી વ્યાપક થશે અને અજ્ઞાન નષ્ટ થશે એટલે લોકોમાં જડ ઘાલી બેઠેલા વહેમો આપોઆપ નાશ પામશે. એટલે અસ્પૃશ્યતાનું પાપ વિના કાયદે જશે અને કોમ કોમ વચ્ચેનું વૈમનસ્ય પણ જશે.

કોંગ્રેસી ધારાસભ્યોએ કિસાનોનું કલ્યાણ દૃષ્ટિ સમક્ષ રાખી અનેક કાનુનો કર્યા છે, પણ તેથી કિસાનોને લાભ થયો નથી. હું માનું છું કે 'ઋણ રાહત કાયદો' અને 'ગણોત ધારો' વગેરે કાયદાઓ કરવાની કોઇ જરૂર નહોતી. કારણ કે 'ડેક્કન એગ્રિકલ્ચરીસ્ટસ્ રીલીફ એક્ટ' ઘણાં વરસો પહેલાં પસાર કર્યો છે અને તેમાં ખેડુતોના લાભની ઘણી બાબતોનો સમાવેશ થાય છે. આ કાયદાનો લાભ ખેડૂતો લઇ શકયા નથી, કારણ કે ન્યાયનું તંત્ર ઉપર જણાવ્યા પ્રમાણે નિરર્થક અને ખર્ચાળ થયું છે. એટલે ખેડૂતો કોર્ટનો આશ્રય લે તો પણ ભાગ્યે છતીને આવે. સામો પક્ષ પૈસાવાળો હોવાથી પૈસા ખર્ચીને કામ ગમે તેટલા વરસો સુધી લંબાવ્યે જાય. આખરે ખેડૂત થાકીને પોતાનો ન્યાયી હક જતો કરે અગર ગમે તેવી શરતે સમાધાન કરે. ન્યાય તો ગરીબોને મળવો દુર્લભ છે. જ્યાં સુધી કાયદાનો અમલ કરનાર તંત્ર સુધરે નહિ ત્યાં સુધી કાયદાઓ નિરર્થક માનવા રહ્યા. આટલું સાદું

સત્ય જો કોંગ્રેસી કાર્યકરો સમજે તો પ્રજા જરૂર સુભાગી થાય. કોંગ્રેસી પ્રધાનો મુસાફરી ઘણી કરે છે પણ કામ ઘણું ઓછું થાય છે. કોંગ્રેસી પ્રધાનોને સુચના આપનારા કોંગ્રેસી કાર્યકરો પણ ઘણા ભાગે ખરી વસ્તુ સ્થિતિથી અજ્ઞાત હોય છે.

કિસાનો દીનહીન છે, કારણ કે તેઓ અજ્ઞાન, નિરક્ષર, વહેમોના ગુલામો છે. જમાના જૂના આચારવિચારોમાં સડે છે. નવા જમાનાને અનુકૂળ ખેતીનાં સાધનો મળતાં નથી. સડેલા સરકારી તંત્રમાં તેમની રહીસહી શક્તિ વેડફાઈ જાય છે. તેમની ફરિયાદ કોઈ સાંભળતું નથી.

---

# ભણેલી બહેનોનું જીવનદર્શન

### શ્રી સુમનભાઈ ભા. અમીન

આજે પાટીદાર જ્ઞાતિમાં આંગળીને વેઢે ગણાય એટલી બહેનો ભણેલી છે. છતાંયે એ ભણેલી બહેનો અભણ બહેનોની હરોળમાં છુપી રહી છે—બલ્કે એથીયે અધિક દુઃખી જીવન ગાળી રહી છે, એનું કારણ શું? એ ભણેલી બહેનો સમાજને અનુકૂળ થતી નથી કે સમાજ ભણેલી બહેનોને અપનાવતો નથી? આ કોયડા જેવા પ્રશ્નમાં કોણ કેટલું જવાબદાર હશે? ભણેલી બહેનોની મૂંઝવણો મોટે ભાગે જૂના અને જડ વિચારમાંથી જન્મે છે. કહેવાતા કુલીનો, સ્વાર્થીઓ અને શ્રીમંતો તેને પોષે છે. અને બહેનોએ લીધેલી તાલીમ તથા તેમનાં જીવનની વિચિત્ર લાલસાઓ એ સમસ્યાઓને ગુંચવે છે.

રૂઢિઓ અને ધરેડો ગમે એટલી જૂની અને સુંદર હોય પણ જ્યારે એ જીવનનો વિકાસ રુંધતી હોય ત્યારે તેને ફેંકી દેવી જોઈએ. એક ગુલાબના છોડનું ઋતુએ ઋતુએ વિકસવું એ સુધારો, રૂપાન્તર કે નવીનતા નથી તો બીજું શું છે? સુધારો, રૂપાન્તર, નવીનતા એ તો નિયતિનું એક સત્યચક્ર છે. એને કોણ અટકાવી શકશે? સુધારાને રોકનાર રૂઢિચૂસ્તો એટલુંયે કેમ સમજતા નહિ હોય કે જે પામર જીવો પોતાનાજ શરીરમાં થતા સુધારા અને રૂપાન્તરની નવીનતાને (બુઢાપાને) રોકી શકતા નથી તે સમાજનાં રૂપાન્તર કયાં સુધી રોકી શકશે? પાટીદારસમાજ મિથ્યાભિમાન સિવાય કબૂલ કરે તો હજી પાંચ પરોડપહેલાંજ એ શિષ્ટસમાજમાં ગણાતો થયો છે. પરંતુ હજીએ એ શિષ્ટ ગણાતા સમાજમાં અશિષ્ટ રિવાજો તો એટલા જ દોષપૂર્ણ અને જડ રહ્યા છે. આજે મૂઠીભર સ્વાર્થી માણસો લાખો માણસોના વિકાસ રૂંધતા સમાજના સિંહાસને રાજ્ય કરે છે.

આજે ચોક્કસ પ્રમાણમાં અમુક પુરુષવર્ગ પોતાની કુળવાનશાહી પર મુસ્તાક થઇ નફ્ફટ બનતો જાય છે. કારણ, એ જાણે છે કે એ ભણેલી બહેનોને પોતાની પાસે આવ્યા વિના બીજો એકે આરો નથી. એટલે એમની એ શેખીનો પારો કદી નીચે ઉતરતો નથી. ત્યારે બીજી બાજુ ભણવામાં જ સર્વસ્વ માનતી કેટલીક બહેનો ઘરસંસારનો વીંટો વાળી માત્ર આંખો મીંચી ભણ્યે જાય છે. એ ભણે છે અમુક ચોક્કસ ઉન્નત અરમાન સાથે, પરંતુ સમાજમાં આવીને ઊભી રહે છે ત્યારે તેનો સંસાર ભડકે બળે છે!

આજની બહેનોએ મેળવેલી તાલીમમાં એ તાકાત નથી કે જેની ફૂંકે એ જડ રિવાજોનો સામનો કરતી જીવી શકે. એની કેળવણીમાં એ સંસ્કાર નથી કે પોતાના બલિદાનથી એ સમાજનો સીનો પલટી શકે. એની કેળવણીમાં એવી ઉચ્ચ ભાવનાઓ નથી કે એ કુળવાનશાહીનો મોહ છોડી શકે. એની કેળવણીમાં એ તાકાત નથી કે આંખમાં આંસુ સાથે એ આનંદી શકે. આવું ભણતર ભણેલી બહેનોને ગરીબી પણ પરવડતી નથી અને શ્રીમંત પતિઓના સ્વભાવે ય પરવડતા નથી! બાકી જે ભણેલી બહેનો ગરીબી પચાવી શકશે તેમને પતિ તો શું પણ બ્રહ્માંડની કોઇ મુશ્કેલી નહિ મૂઝવી શકે. આવી બહેનો તાલીમ મેળવે છે ત્યારે પતિ નથી મેળવી શકતી અને પતિ મેળવે છે ત્યારે જીવનનો આનંદ નથી મેળવી શકતી. આ પ્રમાણે ભણેલી બહેનોની કલ્પનાશક્તિ સમાજ રુંધી લે છે.

આજની ભણેલી બહેનો વિચિત્ર રીતે એકાંગી બની ગઈ છે. એ ભણે છે પરંતુ સ્ત્રીજીવનથી વંચિત રહીને. માત્ર અક્ષરજ્ઞાનથી કંઈ આદર્શ નારી ન બનાય. આવી બહેનો નથી મા બની શકતી, નથી પત્ની બની શકતી, એને હંમેશાં વિદ્યાર્થી અવસ્થાની સ્વચ્છંદી મિત્રતા ગમે છે—જે સમાજને નથી પરવડતી. વિવાહિત જીવનનો પરિમલ ત્યારે જ ફોરે જ્યારે ઉભયનો જીવન હેતુ એક જ હોય. પરંતુ આજની બહેનોનો વ્યવહારુ ખ્યાલ એવો છે કે સાધન-સંપત્તિ હોય ત્યાં જ આપણે લગ્ન કરવું જોઇએ. જ્યારે સત્યમાં પોતાને સાચી જનની બનાવી શકે એવા સુશીલ યુવકને જ પોતાનો દેહ આપવો જોઇએ. આવો આજની ભણેલી બહેનોના જીવનમાં વિચિત્ર વિરોધ છે. પરીણામે એ બહેનોને ઇચ્છા વિરૂદ્ધ પરણવું પડે છે. પોતાપણું ખોવું પડે છે દાસી બની જીવવું પડે છે. જીવનચૂંથણાં ચૂંથાવાં પડે છે અને પરીણામે શરીરનો વધારો કે જીવનનો કંટાળો જ શેષ રહે છે.

લક્ષ્મી આંબાની કેરી જેવી આજની ભણેલી બહેનો છે. જેમ ઝાડ ઉપર ફળ કેરીનું હોય પણ થડ જુદું હોય એમ ડિગ્રી લઈ જીવતી બહેનોને કેરી

જેવી ગણીએ. પરંતુ એને પોષણ આપનાર થડ તો આંબાનું નથીજ. એ બહેનોને સાચી કેરી તો ત્યારેજ કહીએ કે જ્યારે સંસ્કારના થડ ઉપર ફાલી–ફુલી અક્ષરજ્ઞાનની મંજરીએ એ મ્હોરે. ધરતીમાંથી કડવો રસ ચૂસી મોટા થએલા વૃક્ષને કોઈ કુશળ કિશાન મહેનતથી મીઠાં ફળ દેતું કરે, એમ આજની ભણેલી બહેનો અક્ષરજ્ઞાનના ભણતરથી સંસારમાં મીઠાં ફળ ઉપજાવવા મથી રહી છે. લીમડાના આંબા થશે તો કોને અળખામણા લાગશે? પરંતુ આંબાજ ઉગશે અને ઉછળશે તો અધિકડા મીઠા અને રળિયામણા હશે.

આજનાં યુવક અને યુવતી, બંનેની રાહ ખોટી છે. બંનેને એક સાથે જીવવાનું છે. બંનેની જીવન–સામગ્રી ગમે તેટલી ભિન્ન પ્રકારની હોય પણ એ મેળવણી દૂધ–સાકર જેવી સુગમ્ય હોવી જોઈએ.

જે બહેન માત્ર ડિગ્રીના મોહથી કે સારો પતિ મળવાની લાલચથી ભણશે તેને આખરે અનુકૂળ પાત્ર નહિ મળવાથી એ ભણતરની ભૂલ જીંદગીભર સાલશે. કારણ તેનામાં પરાણે ઊભું કરેલું સ્વમાન જાગ્રત છે, અભણ બહેનોનો મૂંગો સંયમ તેની પાસે નથી. સુખની સ્વર્ગીય ભાવનાઓનો ભંડાર તેની પાસે છે, અભણ બહેનોની અટલ શ્રદ્ધા તેની પાસે નથી શરીરની નાજુક સુઘડતા તેની પાસે છે, પરંતુ અભણ બહેનની શારીરિક સુખાકારી નથી. અક્ષરજ્ઞાનની વાકૃપટુતા તેની પાસે છે, અભણ બહેનોમાં ક્વચિત હોય છે એ સંસ્કારની શીતળતા તેની સરસ્વતીમાં નથી. હાલની ભણેલી બહેનો ફૂલ જેવી દેખાય છે પણ તેમના જીવનમાં ફૂલની સુગંધ નથી. એમનું જીવન તો અભણ બહેનોથીયે અધિક દયાપાત્ર છે. કાગળનાં ફૂલ જેવું છે.

દરેક સમાજમાં એક એવો યુગ આવે છે, જ્યારે સમાજના હિતને ખાતર અમુક વ્યક્તિઓએ ઉદાર દિલે પોતાના સુખચેનનો બલિ દેવો પડે છે. એમ આજના જડ સમાજનો રૂઢિરૂપી ખીલાવાળો દરવાજો તોડવા જ્યારે યુવાન ઐરાવતો માથું મારે ત્યારે હસતા મુખે ભણેલી બહેનોએ ઊંટ બનવું પડશે. સહકાર આપવો પડશે. ભણેલી બહેનોનાં આવાં બલિદાનોમાંજ એ ભયંકર કિલ્લામાં પૂરાયેલી પોતાની અભણ બહેનોની મુક્તિ છે અને પોતાના જીવનની જટિલ મુંઝવણનો માર્ગ છે.

---

# ઘેર ચાલી ગઈ!

દવાખાનામાં દરદી તરીકે હું ઓરડી લઈને રહ્યો હતો. અશક્તિ ખૂબ હોવાને કારણે ખાટલાની નીચે ઊતરી શકું એવી સ્થિતિ ન હતી. વાતચીત પણ ઓછી ને ઓછો વખત કરી શકતો.

મારી બન્ને બાજુ દરદીઓની ઓરડીની કતાર હતી. ભાતભાતના દરદીઓ અવનવાં દરદોથી પીડાતા પણ હતા. કોઈને આરામની જરૂર હતી તો કોઈ જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા પડ્યા હતા. કોઈનાં સગાંવહાલાં આનંદમાં હતાં કેમકે દરદીને ચાર પાંચ દિવસમાં રજા મળવાની હતી ત્યારે કેટલાંકની હરેક ક્ષણ ચિન્તામાં પસાર થતી હતી. મરણને આરે આવેલા દરદીની ચિન્તા કરતાં એનાં સગાંવહાલાંમાં અનેક ઘણી ચિન્તા ઘર કરી બેઠી હતી. ખરી ચિન્તા કરતાં માની લીધેલાં ચિન્તાનાં કારણો માનસિક કષ્ટ વધુ આપતાં હતાં.

આખો દિવસ ને રાત મારી ઓરડીથી એક ઓરડી છોડીને બીજી ઓરડી તરફ ડૉક્ટરો ને પરિચારિકાઓની દોડધામ ખૂબ રહેતી. રાત્રે અડધા અડધા કલાકે પરિચારિકાઓ આવે ને જાય. એ ઓરડીના દરદીની સ્થિતિ ગંભીર લાગતી હતી. મને સ્હેજ એને વિષે જાણવાની ઈન્તેજારી થઈ.

"આ બધી શાની ધમાલ છે?" મેં પૂછ્યું.

"એ તો એક છોકરી માંદી છે. મરશે કે નહિ મટે એ વિષે ડૉક્ટર કંઈ કહી શકતા નથી પણ બધો પ્રયત્ન કરી છૂટે છે." મને જવાબ મળ્યો. મારે આટલેથી જ કુતૂહલવૃત્તિ સંતોષવી પડી

મારી તબીઅત જરા ઠીક થઈ એટલે વધારે જાણવાને પૂછ્યું, તો જવાબ મળ્યો કે "એ...ગામની દીકરી થાય. એના બાપ ને તેમના એક ભાઈબંધ સેવાચાકરી કરે છે. અવારનવાર એમના ભાઈ આવે છે, જાય છે."

"એ છોકરી કુંવારી છે?" મેં પૂછ્યું.

"ના રે. પરણેલી છે."

"ત્યારે સાસરા પક્ષનું કોઈ નથી?"

"ના. એ તો સ્હામુંય જોતાં નથી. એનો ધણી બિચારો ફેરો મારી જાય છે. હજી તો જવાન છે. કોઈક વાર રડી પણ દે છે. પરંતુ એથી કંઈ વધારે એનું જોર લાગતું નથી."

"પણ એને થયું છે શું?"

"એને ડૉક્ટરે ઑપરેશન કર્યું છે. કરતી વખતે કહેલું કે કેસ ખૂબ બગડ્યા પછી આણ્યો છે, છતાં પ્રયત્ન કરી જોવા હાથમાં લીધેલો. ઑપરેશન કર્યા પછી પાક્યું. ઊલટીઓ શરૂ થઈ ને પછી તો એવી સ્થિતિ થઈ કે મોં વાટે ઝાડો થતો. પેશાબ પણ કૃત્રિમ રીતે કરાવવો પડતો. છોકરી ખૂબ રિબાય છે. કંઈ કંઈ નળીઓ મોઢામાં ને પાછળ બાંધી છે.

બિચારી પડી પડી આ બધું સહે છે. ન હલાય કે ન ચલાય. ભગવાન એવું દુઃખ તો દુશ્મનનેય ન આપશો." મને કહ્યું.

"છોકરી ગભરાતી હશે ખરી?" મને લાગ્યું.

"ના રે, એની છાતી તો જાણે પથ્થરની લાગે છે. હજી તો સત્તર અઢાર વરસની છે. મુકાઇને સદ વળી ગએલી છે. હાડકાં ને ચામડું રહ્યું છે. ડોળા તગમગે છે. એમાં જ બધું તેજ છે. એના બાપને ખૂબ હિંમત આપે છે કે મરવું તો એકવાર છે, પછી ચિન્તા શી, એમ કહે છે."

"ત્યારે તો આપણે ઘેર જઈએ તે પહેલાં મારે એને મળવું પડશે." એમ મેં ઈચ્છા બતાવી.

"તે મળજો. તમારી ખબર પણ પૂછે છે, કારણ કે અહીં તો ઓરડીઓમાં રહેતા એકબીજાનાં દરદ ને સગાંવહાલાંથી માહિતગાર બની જાય છે."

"એને પેટનું દરદ હતું?" મેં પૂછ્યું.

"હતું તો પેટમાં પણ શું નામ તે ખબર નથી. નામ અટપટું છે. એ છોકરીનું શરીર પહેલાં તો લટ્ઠ જેવું હતું. ધમાકે પાણીનું બેડું લાવે. દસ શેર ચપટીવારમાં દળી નાખે. હસમુખી હતી. કામ કરે પણ જાણે કર્યું નથી, એમ છૂટી જ ફરે. મોટા ગામમાં પરણાવી. સાસરે દુઃખ દેવું શરૂ થએલું. છોકરી ઘેર આવી પણ રોજ રોજ સુકાતી જાય. પૂછીએ ત્યારે કશુંય ના બોલે. વૈદ ડૉક્ટરોની દવા કરી પણ કંઈ ના મટ્યું. અરે દરદ જ ના પરખાયું. એટલે છેવટે અહીં લાવ્યા ને ડૉક્ટરે ફોટો પાડ્યો. નિદાન કર્યું કે પથરી બાઝી છે ઓપરેશન કર્યું ને પથરી કાઢી. ડૉક્ટરે કુતૂહલથી એ પથરી તોડી જોઈ તો અંદરથી સેફ્ટી પીન નીકળી."

"એટલે?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"એ જ, આપણા સમાજની સગરીની વાત છે. છોકરીએ કશુંય કહ્યું નહિ. ટૂંકમાં વાત એવી છે કે એની સાસુએ એ પીનને છોકરીને દુઃખ દેવા અંદર દાખલ કરી દીધેલી... એની આગળ પાછળ ક્ષારથી પથરી બાઝી ને હવે છોકરી ભગવાનને ઘેર જવાની તૈયારીનાં પોટલાં બાંધી રહી છે. આવી છોકરી અમને મૂકીને..." એમનાથી બોલાયું નહિ. ડૂસકાં જ સંભળાયાં

જ્યારે મારે ઘેર જવાનું થયું ત્યારે એટલું ચાલીને છોકરીનાં દર્શને ગયો. ખાટલામાં એ જ નળીઓ લટકાવેલી હતી. રૂડી રૂપાળી બહેન ફિક્કી પડી હતી. મોઢા ઉપર હાસ્ય હતું પણ દુઃખની કારમી યાતના ને 'લોહી વિનાની' ચામડી એને બરાબર પ્રગટ થવા દેતાં નહિ.

મેં એને પ્રણામ કર્યા. એણે ઝીલ્યા.

"બહેન, તું ખરેખર બહાદુર છે. ભગવાનનું સ્મરણ કરજે." એણે ડોકું હલાવ્યું. ઘેર આવ્યા પછી ત્રીજે દિવસે જાણ્યું કે એ ભગવાનને ઘેર ચાલી ગઈ!

—મુસાફર

# કોયડો

## ઇશ્વર પેટલીકર

નારણે પ્રથમ તો બી. એ. થયા પછી પરણવું એમ વિચાર્યું હતું. અને મૂરતિયાની શોધમાં આવતા કન્યાપિતાને એ પ્રમાણે એ જવાબ પણ આપતો હતો. કોઈ સારા ઘરનું માગું આવતું ત્યારે બાનું મન લોભાઈ જતું, પરંતુ નારણના પક્ષે બાપુજી અને કાકા હતા એટલે બાનું કંઈ વળતું નહિ.

પરંતુ બી. એ. થયા પછી પણ નારણે પરણવાનું ઠેલ્યું. હવે એણે એમ કહેવા માંડયું કે એમ. એ. થયા પછી હવે જે થાય તે. બાની ધીરજ તો ખૂટી ગઈ હતી, પરંતુ નારણના નવા વિચારમાં બાપુજી અને કાકા પણ સંમત હતા.

વર્ષોથી પતિને અને દિયરને ઓળખની બાને સમજાતું ન હતું કે દીકરાની જેમ એ બંને ક્યારથી સુધારક થઈ ગયા હતા?

બા કોઈ દિવસ સુધારાની વાત કરતી ન હતી. એને તો એકજ મહેચ્છા હતી કે નાતના રિવાજ પ્રમાણે દીકરાદીકરી પરણી ઠેકાણે પડે એટલે બસ. જો કે, બાપુજી અને કાકા એવા સાવ પછાત ન હતા. એ સુધારાની લાંબી લાંબી વાતો કરતા. નાત જવી જોઇએ, ગોળ તો સૌ પહેલા જવા જોઇએ, પોતાના પગ ઉપર ઊભા રહે તેવા થાય ત્યારે જુવાનોએ પરણવું જોઇએ. માબાપો પોતાના માથા ઉપરથી જે દિવસે દીકરાદીકરી પરણાવવાનો બોજો ફેંકી દેશે ત્યારે દેશના લોક સુખી થવાના છે. આજે તો છોકરી જન્મે ત્યારથી માબાપને માથે બ્રહ્માંડનો ભાર આવ્યો હોય તેમ તે દબાઈ જાય છે. આવી પ્રજા તેથીજ અકાળે વૃદ્ધ થઈ જાય છે. લગ્નમાં એક પાઈનું ખર્ચ ન થવું જોઇએ. તોજ એમાં નિરર્થક વેડફાતી લક્ષ્મી કુટુંબના પોષણમાં વપરાય, કેળવણીમાં વપરાય. આજે તો માણસ ખાતો નથી, પીતો નથી, કે બાળકોની પાછળ કેળવણી અંગે ખર્ચી શકતો નથી, તેનું કારણ ખોટા ખર્ચા.

આવી વાતો બાપુજી અને કાકા સાંભળનાર હોય ત્યાં સુધી રેડિયાની માફક ગગડાવ્યે જતા. પરંતુ દીકરી પરણાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે એમાં મોટું મીંડું! ગોળમાંય, જે કુટુંબવાળા એમને નીચા માની કન્યા લેવા ના પાડતા હતા તે ઘેર એમણે કન્યા આપવા બધા પ્રયત્ન કર્યા. નાતમાં કોઇએ નહિ આપી હોય તેટલી ખાનગી રકમ આપી. બહારથી દેખાડયું કે અમે કંઈ આપ્યું નથી. વરના પિતાને છાનું રાખવામાં શું જતું હતું? એ પોતે પણ સુધારક દેખાતો હતો.

બા એકલીજ ઘરમાં મનમાં બળી રહી હતી. છાશમાં માખણ જાય અને ગાઈ ફૂવડ દેખાય, તેવો ઘાટ એને થતો લાગ્યો. મોંબાંધીને લે તેમ આપ્યું, છતાં આપ્યાનું (ખર્ચ કર્યાનું) ગૌરવ લેવાય નહિ. વળી દીકરીને લાયક છોકરો ન કહેવાય. એમ પણ હતું. છતાં બાને એનો ખાસ વાંધો ન હતો. છોકરા કરતાં એ તો ઘરને કન્યા આપતાં હતાં.'

આમ બાપુજી અને કાકા કેવળ સુધારાની વાત કરતા એટલું જ, બાકી આચરણ તો ચહી રામ પ્રમાણે હતું. છતાં નારણના લગ્ન બાબતમાં એ અત્યાર સુધી દીકરાનું કહ્યું માનતા હતા એ બાને સમજાતું ન હતું. બાપુજી એવા વ્યવહારુ હતા કે મનનો ઊંડો ભેદ બૈરાંને ન કહેવો, એમાં જ સલામતી માનતા હતા. તેમાંય દીકરીના લગ્ન વખતની છાની લેવડદેવડ કહેવાથી એ છાની નહોતી રહી તેનો એમને જાત અનુભવ થયો હતો. બાએ બૈરાં સાથે વાતો કરતાં કહ્યું હતું—શાના મોટા સુધારક. અમારી પાસે મોં બાંધીને રકમ લીધી છે. છાને ખૂણે આપી તેના કરતાં એટલી જો જાહેરમાં આપી હોત તો નાતમાં અમારી વાહવાહ થાત. પણ છાશમાં માખણ ગયું અને ઉપરથી ફૂવડ ઠર્યાં.

બાપુજી ઘણા વખત એનો બળાપો કરતા. પરંતુ બાને એ સમજાતું જ નહિ: 'રકમ આપી છે તો પછી છાની શું કરવા રાખવી?' આપ્યા છતાં ન આપ્યાનો ડોળ કરવામાં મોટાઈ છે, એ નવી મોટાઈની વ્યાખ્યા બાપુજી સમજ્યા હતા એટલી બા નહોતી સમજી, એનીજ આ મોંકાણ હતી.

એટલે નારણને અત્યાર સુધી ન પરણાવવા પાછળની સુધારક વૃત્તિ એમણે કદી બાને કહી ન હતી. એ એટલું જ કહેતા કે છોકરાઓ ભણે ત્યાં સુધી ન પરણે એ તો ઘણું સારું કહેવાય. નાની ઉમરમાં લગ્ન થાય તે કરતાં એ પોતે પોતાના પગ ઉપર ઊભા રહેતા થાય પછી પરણે એમાં હું માનવાવાળો છું.

✱

બા અત્યાર સુધી જેમ તેમ દબાઈ ચંપાઈ બેસી રહી. પરંતુ નારણે બી. એ. થયા પછી જ્યારે ના પાડી ત્યારે બાની ધીરજ ન રહી. બાપુજીની જૂની દલીલ ન ચાલી ત્યારે એમણે મનનો મેલ કહ્યો: 'તમે બૈરાં વાતમાં સમજો નહિ ને. એક દહાડો છોકરો મોટો કુંવારો હોય તે લાંછનરૂપ ગણાતું. આજે એ કિંમતી ધન ગણાય છે. જેમ નાતમાં સૌથી વધારે પૈસાદાર કોણ તેની ગણતરી થાય છે, તેમ સૌથી મોટો ભણતો કુંવારો છોકરો કોનો તેની પણ ગણતરી થતી હોય છે.' બાપુજીએ બાને ધીમેથી ઉમેર્યું: 'અને એનો ઉપયોગ કરતાં આવડે તો ધન મળે એટલું જ નહિ, પણ સારા

કુટુંબની (જે ઘરની કન્યા પોતાને ઘેર ન આવે તેવી) કન્યા સાથે સાથે મળે.'

છતાં બાએ નારણને હવે પરણાવવો જોઇએ તે આગ્રહ જાળી રાખ્યો. અને શંકા બતાવી કે છોકરાઓને એમના મન પ્રમાણે ચાલવા દેવા ઠીક ન કહેવાય. જો કંઈ બહારથી......'

બાપુજીએ એને ત્યાંજ બોલતાં અટકાવી કહ્યું: 'એ તો બધી આવડતની વાત છે. છોકરો જાણે બાપ મને પૂરી સ્વતંત્રતા આપે છે, બાપ જાણે કે હું સ્વતંત્રતા આપું છું તે મારા દાવમાં આપું છું. નારણ ભલે જાણે કે હું નથી પરણવું માટે નથી પરણતો. પરંતુ સાચી વાત તો એ છે કે મારે એને નથી પરણાવવો માટેજ એ નથી પરણ્યો.'

'પણ તેય કયાં સુધી?'

'મેં બેત્રણ જે નિશાન ધાર્યાં છે તે પડે તો હમણાં તરત હા પાડું. નારણને તે ઘડીએ પાછો એ રસ્તે સમજાવવો એ માગ હાથમાં.'

'તો જીવાભાઇએ હમણાં પૂછાવ્યું હતું તે શું ખોટું હતું? ૫૦-૬૦ તોલા જણશો આપવાનું કહેતા હતા. અને એ પ્રમાણે બીજું આપણે કહીએ તે આપવા પણ ખુશી હતા.'

બાપુજી હસીને બોલ્યા: 'પૈસાની તને હજી ભૂખ રહી છે? ૫૦-૬૦ તોલા, એ તો તારા બે છોકરા આફ્રિકા જે કમાય છે તેમના બેત્રણ મહિનાની આવક. એ લોભે આ છોકરો આપવાનો નથી.'

બા પણ કંઈ વિચારતી હોય તેમ ન બોલી. બાપુજીએ ઉમેર્યું: "પૈસાનો વિચાર કરવાનો હોય તો એને આગળ ભણાવવાનીજ કયાં જરૂર છે? વેપારમાં આફ્રિકા ધકેલી દીધો હોય તો એય કમાતો થઈ જાય. પરંતુ ભગવાને પૈસા જોઇએ તેટલા આપ્યા છે. દીકરી પણ ટોચ ઘેર પરણાવી છે. હવે તો બે છોકરા સાધારણ ઘેર પરણાવ્યા છે, તેનું સાટું નારણને ટોચ ઘેર પરણાવી વાળી દેવું છે.'

'પણ એવું કોઈ પૂછવા આવશે તેની આશામાં કયાં સુધી બેસી રહેવું?'

'કોઇ પણ ધંધામાં ધીરજ અને ખંત વગર કંઈ પ્રાપ્ત થતું નથી.' અને એવી જે શકયતા હતી તેનો બાપુજીએ ઇસારો પણ કર્યો. બા અંદરની વાત જાણ્યા પછી જંપી ગઈ.

નારણ લગ્નનો પ્રશ્ન ધકેલ્યા કરતો હતો એનું બીજું કારણ હતું. લગ્નનાં દરેક યુવક જેમ સ્વપ્નાં સેવે છે તેમ એણે સેવ્યાં હતાં. પરંતુ એના બે ત્રણ મિત્રો એમાં છેતરાઈ ગયા હતા. કોઇએ જે ગણતરી કરી હતી તે ખોટી પડી હતી. કોઇએ જે ગુણ પત્નીમાં છે તેમ માની લગ્ન કર્યું હતું તે

પ્રત્યક્ષ જીવનમાં આવતાં દેખાયા ન હતા. ત્રીજો બિચારો એક મિત્ર તો સાવ લગ્નના કાદવમાં ફસાઈ પડ્યો હતો, એમ કહીએ તો પણ ખોટું ન હતું. એટલે નારણ કોઈ ઉતાવળિયું પગલું ભરવા માગતો ન હતો. પોતે પૂરતો વિચાર કરીને, મિત્રોએ જે ભૂલ કરી છે તે તો નહિ જ કરે, એમ માનતો એ લગ્ન ઠેલી રહ્યો હતો.

વળી વસંત તરફ એની નજર મંડાઇ હતી. ઇન્ટરમાં ભણતી એ છોકરી, એમનાજ ગોળની હતી. એના પિતા ડૉક્ટર હતા. નારણ એમને ઘેર કોઈ કોઇ વખત જતો આવતો. નાતમાં લગ્નની મુશ્કેલી અને લેવડદેવડના રિવાજોની ચર્ચા થતી. એ પ્રસંગે પોતે પણ પોતાના વિચારો વ્યક્ત કરતો. એ પ્રશ્ન પોતાનો છે અને ઘરનાં એમાં કંઇ રોકી ન શકે એમ પણ સવાલ જવાબમાં બોલી નાખતો.

તે વખતે એના મનમાં એ થયા કરતું હતું કે વસંતની વહેલી મોડી માગણી આવે તો નવાઈ નહિ. અને સાચું પૂછો તો એને એમ. એ. થવાની કંઇ ઉમેદ ન હતી, પરંતુ એ નિમિત્તે વસંતનો સંબંધ જો થોડો લંબાય, અને પોતાની મહેચ્છા ફળે એજ અભિલાષા હતી.

પરંતુ બીજી સાલ વસંત એક ત્રીસ વર્ષના, બે બાળકોના પિતા, વિધુર વકીલ સાથે પરણી ગઈ અને નારણનું સ્વપ્ન વીખરાઇ ગયું. નારણને તે ઘડીએ ડૉક્ટર ઉપર અને વસંત ઉપર અપરંપાર રીસ ચઢી હતી. બસ! પોતાની પસંદગી ન થઇ તેનું કારણ પોતાના કુટુંબમાં કન્યા ન આપવાની એમની મોટાઈ. ભણ્યા છતાં આટલી જડતા! પતાવ્યું એટલે મૂકયે જ છૂટકો માની નારણે એમ. એ.નું બીજું વર્ષ ખેંચી કાઢ્યું. અને લગ્નના ઉમેદવાર તરીકે એ ઊભો રહ્યો ત્યાં એના ઉપર માગાં આવવાં શરૂ થયાં.

અત્યાર સુધી તો એને એમ લાગતું હતું કે પોતે લગ્ન ઉપર ઘણો વિચાર કર્યો છે પરંતુ એનો ઉપયોગ કરવાનો આવ્યો ત્યાં એને લાગવા માંડ્યું કે પોતે ગૂંચાતો જાય છે.

કોઈ છોકરી દેખાવડી હોય છે તો એણે ધારી હોઈ તેટલી ભણેલી નથી. કોઈ ભણેલી હોય છે ત્યારે એણે જેવી ઇચ્છી હોય છે તેવી સુંદર નથી. કોઈ સુંદર અને ભણેલી હોય છે તો એનું શરીર નબળું લાગે છે. કોઈ વળી પ્રમાણમાં નીચી હોય છે. એક બધી રીતે અનુકૂળ હતી ત્યારે નારણને થયું કે પોતાના કરતાં ઊંચી છે. અને માપી તો ખાસ્સી ત્રણ ઇંચ એની ઊંચાઈ વિશેષ હતી.

પ્રથમ તો લગ્ન વિષે પોતાને કોઈ પૂર્વગ્રહ નથી, એમ નારણ માનતો હતો. પરંતુ એ છોકરીને જ્યારે ઊંચાઇને કારણે એણે ના પાડી ત્યારે એને

પોતાને પણ લાગ્યું કે એ વસ્તુને અને લગ્નજીવનની સફળતાને શો સંબંધ? એની પાસે કોઇ જવાબ ન હતો છતાં એનું મન માન્યું નહિ.

એક છોકરી એને બધી રીતે ગમી હતી ત્યારે થોડી રંગે શ્યામ હતી. નારણના મને પ્રશ્ન કર્યો: 'સુંદરતાને લગ્ન જીવનમાં કેટલું સ્થાન?' લગ્ન જીવનની સફળતાનો આધાર સ્વભાવ પર નિર્ભર છે, એમ એણે ઘણી જગાએ વાંચ્યું હતું. પોતાનો એક મિત્ર અભણ અને સુંદર ન કહેવાય એવી પત્ની હોવા છતાં સુખી હતો એ પણ એને અનુભવ હતો. છતાં સર્વ રીતે અનુકૂળ હોવા છતાં એ કારણેજ નારણે એ છોકરીને હા ન પાડી. એની બુદ્ધિએ કહ્યું: 'ગમે તેમ, પણ ભાવિ પ્રજાનો રંગ બાપ કરતાં મા ઉપરજ આધાર રાખે છે!'

આમ છ મહિના સુધી નારણના મન ઉપર એટલો બધો બોજો રહ્યો કે પહેલાં એની પાસે જે વિચારશક્તિ હતી એ પણ જાણે કુંઠિત થઈ ગઈ હોય તેમ એ હાસ્યજનક દલીલ પણ કરી બેસતો.

દરેકને ના પાડતો નારણ બાને પણ સમજાતો ન હતો. એ કહેતી: 'ભાઈ! તું શોધે એવી, બધી રીતે સરખી તો કોઈ ના હોય. પાંચ આંગળીઓ કંઈ સરખી હોય છે?'

નારણ પણ મૂંઝાતો હતો એટલે કહ્યું: 'બા! સમજી બૂઝીને ન છૂટકે કોઇને હા પાડવી, એના કરતાં નાનપણમાં પરણ્યો હોત તો સારૂં. એમેય મન વળાય કે–માબાપે શોધ્યું તે ખરૂં!'

બાએ કહ્યું: 'તો તો અમે કહીએ છીએ તેજ હા પાડી દે ને.'

છેલ્લે છેલ્લે બે છોકરીઓનો પ્રશ્ન વિચારાતો હતો. બાપુજીએ ધાર્યું હતું તેમાંથી તો કોઇ નિશાન ન પડ્યું. પણ એજ કુટુંબની, માબાપ પણ એટલાંજ કેળવાયેલાં, પણ છોકરી ગુજરાતી એકલુંજ ભણેલી. માબાપ એમ કહેતાં કે અમે આફ્રિકા હતાં અને દીકરી દેશમાં એટલે એના ભણતર તરફ કોઇએ લક્ષ ન આપ્યું. સાચી વાત એ હતી કે આફ્રિકાથી પિતાના ખાસ આગળ ભણવાના પત્રો આવતા છતાં કુસુમ અંગ્રેજી નિશાળે ન ગઇ. એની બુદ્ધિ ભણવામાં ચાલતી ન હતી, અને એના ઉંમરના પ્રમાણમાં બીજી છોકરીઓ નાની હતી એટલે વર્ગમાં એને પોતાનો ઉપહાસ થતો એ સહેવાતો ન હતો. એટલે ઘેર દાદાદાદી પાસે રહી એ ઘરકામ શીખી હતી. આજે વખત એવો આવ્યો છે કે ગુજરાતી ભણેલાને તો કોઈ ભણેલું કહેતું નથી. છોકરી

અંગ્રેજી ભણેલી નથી, એ એકજ વાત સાંભળતાં મૂરતિયો નાકનું ટીચકું મરડે છે! વળી કુસુમ દેખાવમાં પણ સુંદર ન કહેવાય. ફક્ત બીજા પક્ષે એને કદ્રુપી ન કહેવાય, એ ખરૂં.

કુસુમના પિતાને પણ કુટુંબનું અભિમાન ઓછું ન હતું. જો કુસુમે બધી વાતે પહોંચતી હોત તો નારણના કુટુંબમાં એ કન્યા આપવા તૈયાર ન થવા પ્રેત. પરંતુ એ જેવો સુખી અને ભણેલો મૂરતિયો શોધતા હતા, એવો કોઇ હા નહોતો પાડતો એટલેજ સુધારાની વાત કરી નારણને કન્યા આપવા તૈયાર થયા હતા. નારણે એને જોઇ હતી પરંતુ એને પાસ આવી ન હતી.

બીજી બાજુ એક કન્યા, નારણે પસંદ કરી હતી તે બાપુજીને માન્ય ન હતી. છોકરીએ મેટ્રિકની પરીક્ષા આ સાલ પાસ કરી હતી. દેખાવડી પણ કહેવાય. તંદુરસ્ત પણ હતી. ઉંમરમાં થોડી નાની કહેવાય. નારણ તેવીસ વર્ષનો હતો. એ ૧૭ વર્ષની હતી. પરંતુ નારણે જે કન્યાઓ જોઇ હતી તેમાં એને આ વધુ પાસ પડી હતી. સ્વભાવ કે ગુણદોષ તો જોઈ શકાય તેમ હોતા નથી એટલે બહારથી જે ખાત્રી થઈ શકતી તે પ્રમાણે એની ઉપર નારણની પસંદગી ઉતરી હતી. પરંતુ એ કુટુંબની કન્યા લેવામાં બાપુજીને કંઈ હરખ ન હતો. પહેલા બે દીકરાઓ જ્યાં પરણાવ્યા હતા, તે કરતાં આ કન્યા હલકા કુટુંબની હતી. એની ત્રીજી પેઢીમાં સારું થયેલું હતું. એ કન્યા ભલે નારણને પસંદ હોય પરંતુ એથી કુટુંબને કોઈ રીતે ગૌરવ લેવા જેવું ન હતું.

એટલે આ બે કન્યાઓ અંગે ઘરમાં મડાગાંઠ પડી હતી. કુસુમના પક્ષમાં આખું ઘર હતું. શારદાના પક્ષમાં નારણ એકલો. બાપુજીને તો ખાત્રી હતી કે છેવટ ધાર્યું તો પોતાનુંજ થવાનું. પરંતુ એ પાકા વ્યવહારદક્ષ હતા એટલે કળથી કામ લેવાનું તેમને ઠીક આવડતું.

ગામના મગનભાઈ, જે કોંગ્રેસ છાવણીમાં વર્ષોથી કામ કરતા હતા, તેમના પ્રત્યે સ્વાભાવિક રીતે જુવાનીઆ વર્ગ માનથી જોતો. એમની સલાહ સ્વીકારતો પણ ખરો. જો કે, મોટાઓ મગનભાઈને એટલા માનથી જોતા નહિ. કોંગ્રેસમાં બધા સ્વાર્થી ભેગા થયા છે, એમ એકજ વાક્યમાં નાના-મોટા સૌને તાણી નાખતા. અને બધાને કહે એટલે વ્યક્તિગત મગનભાઇ

ખોટું લગાડતા નહિ. એ પોતે પણ કબૂલ કરતા કે, ગામ હોય ત્યાં ઢેડવાડો હોય જ. પરંતુ એમને ખબર ન હતી કે ગામના પીઢ લોક તો એમને ઢેડવાડામાં જ ગણતા. પરંતુ આ તો મનની ઊંડી વાત. એ જ વ્યવહારિયા જરૂર પડે ત્યારે પોતાના કામ માટે મગનભાઇનો પૂરો ઉપયોગ કરતા.

એ પ્રમાણે બાપુજીએ મગનભાઈને સાધ્યા. કુસુમને લેવામાં લાભ ગણાવ્યા. આ ગામમાં એ કુટુંબની કન્યા નથી આવી એ એક નવો ચીલો છે. એથી ભવિષ્યમાં ગામને લાભ છે, એમ પોતાના લાભને બદલે ગામના લાભની વિશાળતા બતાવી. મગનભાઈ પોતે પણ કોંગ્રેસી હતા છતાં, નાતજાત જવાં જોઈએ તેમ કહેતા છતાં, મોટાઇમાં ડૂબેલા હતા. કુસુમના કુટુંબવાળાંની મોટાઇ તેમને કાયમ ખૂંચતી. બીજાઓને એ હલકા ગણતા એ તરફ એમને ચીડ હતી. એ કુટુંબની કન્યા જો આવતી હોય તો એમની મોટાઇ ઉતરે, એ એમના મનમાં વસી ગયું. નારણને સમજાવવાની એમણે કમર કસી.

મગનભાઈએ નારણનો ઊંઘી ગયેલો સેવાભાવ જગાડયો. પોતાને થોડી ખોટ જતી હોય તો પણ કુટુંબને લાભ થતો હોય, ગામને લાભ થતો હોય, એવું પગલું ભરવું જોઈએ, એમ સમજાવ્યું. રૂપ એ તો નાશવંત છે, લગ્નજીવનમાં એ કંઈ ભાગ ભજવતું નથી, ખરો ભાગ તો સ્વભાવ ભજવે છે, એમ જણાવી એમણે કુસુમના સ્વભાવની ખાનદાનીનાં વખાણ કર્યાં. અંગ્રેજી કેળવણીને વખોડી અને છતાં એનો મોહ હોય તો પોતે એને કોઇ વિદ્યાલય મારફત અભ્યાસ કરાવવાની વ્યવસ્થા કરી આપશે, એવી ખોટી લાલચ પણ આપી. જો કે એ કશું શક્ય નહોતું, અઢાર વર્ષની છોકરી આજે ભણવા બેસે એમાં શો માલ હતો? અને શારદાના કુટુંબને હલકું કહીને એમણે દલીલ ન કરી, પરંતુ પોતે એને પણ સારી રીતે ઓળખે છે, કહી એ કુટુંબના—એની માના ચારિત્રની વાત કરી. અને એ મજબૂત પ્રહારે એમણે નારણના હાથમાં જે શારદાની પકડ હતી તે છોડાવી દીધી.

નારણને મગનભાઇ તરફ નાનપણથી જે માન હતું, એને લીધે એ છૂટ્યા, નારણે હા પાડી. નારણ એમ. એ. થઇ જે છોકરી સાથે નહોતો ઇચ્છતો તેની સાથે પરણ્યો. પૂરતો વિચાર કરીને!

એના મિત્રો તો હજુ ય એ કોયડો ઊકેલી શક્યા નથી.

# પ્રસંગકથા

**સમસ્ત પાટીદાર પરિષદ**

આ અંકના પ્રથમ લેખમાં શ્રી પાટીદાર યુવક સંઘ-મુંબઈએ આવતા ડીસેમ્બરમાં મુંબઈ ખાતે સમસ્ત પાટીદાર પરિષદ બોલાવવા અંગે નિવેદન કર્યું છે. હમણાં એક બ્રાહ્મણ જ્ઞાતિની પરિષદ તાજેતરમાં મળી હતી, એ અંગે વર્તમાનપત્રમાં ટીકા આવી હતી. એ પરિષદનું સંચાલન કરનાર આગેવાનો કોંગ્રેસી હતા અને કોંગ્રેસી ધારાસભ્યો પણ હતા. પત્રે સવાલ કર્યો હતો કે આજે જ્યારે નાતજાત ભૂંસી નાખવાની સ્થિતિ આવી છે ત્યારે આવી જ્ઞાતિ પરિષદો ભરવી ઇષ્ટ છે? અને તે કોંગ્રેસી ધારાસભ્યોને હાથે બને તે કેટલું વિરોધાભાસી છે? આ જ જાતનો જવાબ આપણને સામાન્ય વાતચીતમાં પણ સાંભળવા મળે છે. જે તે જવાબ આપે છે— અરે! નાતની પરિષદો ભરવી એ તો ગઇ ગુજરી થઇ. જે અનિષ્ટ છે તેને પોષવાનો શો અર્થ છે?

**જ્ઞાતિ પરિષદો ઇષ્ટ કે અનિષ્ટ?**

આ જવાબ પ્રથમ દૃષ્ટિએ માણસને વિચારતો કરી નાખે છે. જ્ઞાતિઓના અનિષ્ટ વિષે ઓછું નથી કહેવાયું. ખુદ મહાત્માજીએ ભાખ્યું છે કે અસ્પૃશ્યતા અને જ્ઞાતિઓ નહિ જાય ત્યાં સુધી હિંદુ ધર્મનો જયવારો નથી. એવી જ્ઞાતિઓનો બચાવ કરવો એ શક્ય નથી, એટલે ઉપરનો જવાબ કોઇ જ્ઞાતિની કે પરિષદની વાત કરનારને કહે છે, ત્યારે સાંભળનાર વિચારમાં પડી જાય છે. પરંતુ આ જવાબ સાચો હોવા છતાં જે લોકો આ બોલતા હોય છે તેમના મોંમાં એ શોભતો હોતો નથી. એવો જવાબ આપનારના ૯૯ ટકા આચરણ તો જ્ઞાતિની રૂઢિ પ્રમાણે કરતા હોય છે. આ કારણે જ આજે કરુણતા ઊભી થઇ છે. જ્ઞાતિ તો રહી જ; પણ એનામાં નૂર ન રહ્યું, નર્યો કાદવ જ રહ્યો. શક્તિશાળી અને ધગશવાળા સેવકો દરેક ક્ષેત્રને ઓછાવત્તા પ્રમાણમાં મળી રહ્યા છે, ફક્ત એનો બિલકુલ અભાવ હોય તો જ્ઞાતિના ક્ષેત્રમાં. પછી જ્ઞાતિમાં સડો દિવસે દિવસે ન વધે તો શું થાય? એટલે જ્ઞાતિઓ ન હોવી જોઇએ એ સિદ્ધાંતમાં આપણે માનતા હોઇએ છતાં એ પ્રમાણે આચરણ કરવાની આપણી તૈયારી ન હોય ત્યાં સુધી જ્ઞાતિઓને એ ધ્યેય તરફ પ્રગતિ કરે એ દૃષ્ટિએ પણ સુધારવાની જરૂર છે. જ્ઞાતિને સિદ્ધાંત તરીકે ન માનવી, એની પ્રગતિ તરફ સાવ બેદરકાર રહેવું, અને આચરણ જ્ઞાતિની રૂઢિઓ પ્રમાણે કરવું, એવી વ્યક્તિઓ કરતાં જ્ઞાતિની

સુધારણા માટે ધગશપૂર્વક કામ કરનાર કોઈ રીતે સંકુચિત વૃત્તિઓને પોષે છે એમ માનવાનું નથી. ફક્ત જ્ઞાતિઓમાં કામ કરનારનો ફલક વિશાળ હોવો જોઈએ. અને એણે એ રીતે કામ કરવાનું છે કે ભવિષ્યમાં નાતજાતની દિવાલો દૂર કરવામાં જ એના કાર્યની કૂચ જઈ પહોંચે. એ વિશાળ ધ્યેયને લક્ષમાં રાખી જ્ઞાતિની પરિષદો ભરાય તેમાં કંઈ અયોગ્ય નથી.

### સાચે વખતે પરિષદ ભરાય છે

મુંબઈના યુવક સંઘે પરિષદ ભરવાનો સમય સાચે જ ખરે વખતે રાખ્યો છે. ઑગસ્ટની ૧૫મીએ હિંદ નવું પગલું ભરશે. સાઠ સાઠ વર્ષ સુધી કૉંગ્રેસ જે વસ્તુ માટે લડી, તે એને મળી નથી. દેશના જે રીતે ભાગલા પડ્યા તેમાં કોઈ–કૉંગ્રેસ કે લીગ–રાજી નથી. કૉંગ્રેસને હિંદ અખંડ રાખવું હતું. લીગને પાકીસ્તાન મળ્યું છે છતાં એની જેટલી માગણી હતી તેટલું નહિ. આમ દેશની તા. ૧૫મીની ઑગસ્ટ ઉત્સાહપ્રેરક તો ન જ કહેવાય. છતાં અંગ્રેજોની ધૂંસરીમાંથી દેશ છૂટો થાય છે એ પ્રસંગ નાનોસૂનો નથી. એટલે અત્યાર સુધી રાજકીય આઝાદી સિવાય બીજી વાત કરનારને જવાબ મળેતો હતો કે — ભાઈ! આજે બધું લક્ષ આઝાદી મેળવવામાં આપવાનું છે. એ મળતાં બીજા પ્રશ્નોને તો જોતજોતાંમાં પહોંચી વળાશે. હવે દેશનો મોટો પ્રશ્ન ઉકલી જતાં, બીજાં ક્ષેત્રોમાં ધ્યાન આપવાની જવાબદારી દરેક કાર્યકરની થઈ પડે છે. છતાં આ બાબતમાં આપણે હજુ ય નહિ જાગ્રત થઈએ તો પરિસ્થિતિ કરુણ આવશે. આજે આઝાદી તો આવી પડેલી લાગે છે, છતાં મૂંઝવણનો પાર નથી. દેશમાં નિરક્ષરતાનો અંધકાર પૂરેપૂરો વ્યાપેલો છે. સ્વરક્ષણની તાકાત નથી. કુસંપનો પાર નથી. સામાજિક બાબતમાં પણ એટલા જ કાદવમાં ડૂબેલા છીએ. ખાવાને અન્ન નથી અને પહેરવાને વસ્ત્ર નથી. પછી તંદુરસ્તી તો હોય જ ક્યાંથી? એટલે દેશસેવકો જે આજ સુધી ફક્ત રાજકીય બાબતોમાં રચ્યાપચ્યા રહેતા હતા, તેને બદલે તેમણે પ્રજાના બીજા પ્રશ્નોમાં–સામાજિક, ધાર્મિક અને આર્થિક–વિશેષ રસ લેવો પડશે. એ તરફ જેટલું હવે દુર્લક્ષ થશે તેટલી પ્રજાની ઉન્નતિની ગતિ ધીમી રહેશે. આવા સમયે પાટીદાર પરિષદ ભરાય તે સુઅવસરે જ ગણાય.

### પણ જૂની રીત હવે નહિ ચાલે

દર્દી માટે ડૉક્ટર જે રીતે પગલાં લે છે, એ રીતે સમાજનાં દર્દ માટે પગલાં લેવાવાં જોઈએ. પ્રથમ ડૉક્ટર દર્દીને શું દર્દ છે તે જાણી લે છે.

પછી એ દર્દ આગળ વધતું અટકાવવું, એ એનું પ્રથમ પગલું થઈ પડે છે. દર્દ અટક્યું એટલે જે જામી ગયું છે તેને હટાવવાનો વારો આવે છે. એ પછી દર્દીએ પ્રથમની જે શક્તિ ગુમાવી છે તે પુનઃ પ્રાપ્ત થાય તે માટે ત્રીજું પગલું ભરવાનું છે. અને એ રીતે દર્દી પુનઃ હતો તેવો તંદુરસ્ત થઈ જાય એટલે ડોક્ટરનું કામ પૂરું થાય છે. સેવકોનું કર્તવ્ય પણ એ જ પગલે પગલે હોવું જોઇએ. પ્રથમ સમાજના રોગનું નિદાન કરવું. સમાજને એ અંગે પૂરેપૂરો માહિતગાર કરવો. અને એ દર્દને દૂર કરવા વળતાં પગલાં લેવાં. એમાંનાં પ્રથમ બે પગલાં, ગઇ કાલ સુધીના સમાજ સુધારકોએ ભર્યાં છે. શો રોગ છે એ કોઇનું અજાણ્યું નથી, એ રોગ જવો જોઇએ એ પણ સૌ કબૂલ કરે છે. ફક્ત આજે સવાલ આવીને ત્યાં ઊભો રહ્યો છે કે દર્દી દરદથી પૂરો હેરાન થાય છે—દુઃખીદુઃખી થઇ ગયો છે, છતાં દવા પીવા તૈયાર નથી. કડવી દવા જોઇ જેમ દર્દીને કમકમાં આવે છે, તેમ નવે ચીલે જવાની વાત આવતાં સમાજને કંપારી છૂટે છે. અને આમાં કરુણતા વિશેષ એ આવી છે કે ડૉક્ટર પોતે (સમાજસુધારક) એ રોગથી પીડાતો હોવા છતાં દવા પીતો નથી અને ફક્ત દર્દીને પીવાની સલાહ આપે છે! એટલે આજના સમાજસેવકોનું કર્તવ્ય સમાજને જાગ્રત કરવાનું કે સુધારાના લાભ બતાવવાનું નથી. સમાજ પોતે એ જાણે છે. ફક્ત જ્ઞાન હોવા છતાં આચરણ કરવાની એનામાં શક્તિ નથી. એ શક્તિ આજના સેવકોએ સેનાપતિની જેમ મોખરે કૂચ કરીને એનામાં પ્રેરવાની છે. એ રીતે આજનું કામ ગઇ કાલની રીતે થાય તેમ નથી.

## નિષ્ફળતામાંથી પણ નવું શીખવાનું છે

આવી પરિષદો ભૂતકાળમાં ભરાઇ ગઈ છે અને તેનું કંઇ પરિણામ નથી આવ્યું તેવો અનુભવ છે. શ્રી રાવજીભાઈ મણિભાઇ પટેલે આ અંગે એક વસ્તુ ચીંધી છેઃ 'આવી પરિષદો ભરાય છે, ઠરાવો થાય છે, પણ એજ ઠરાવોના ઘડવૈયા તેનો ભંગ કરે છે. આવી વસ્તુઓનું પુનરાવર્તન ન થાય તે માટે યુવકોએ કટીબદ્ધ થવું જોઈશે. એકેએક યુવકે પ્રતિજ્ઞા લેવી જોઈશે કે જે ઠરાવો થયા છે તેનો અમલ અમે તો ચોક્કસપણે કરીશું અને બીજા પાસે કરાવવા અમારા સર્વ પ્રયાસો કરીશું.' આ એમની સલાહ કિંમતી છે. એવી નિષ્ફળતાનાં મૂળ તપાસવાં જરૂરી છે. સ્વતંત્ર પ્રજાનાં મૂલ્યાંકનો અને પરાધીન પ્રજાનાં મૂલ્યાંકનોમાં આભ જમીનનો ફેર હોય છે. દાખલા તરીકે—આજે આપણે કોઈ પણ કામ કરવું હોય અને તેનો નેતા શોધવો હોય તો દૃષ્ટિ રાજકારણમાં

પડેલા પુરુષ તરફ જવાની. ગુલામ દેશમાં રાજકારણ સૌથી વિશેષ મહત્ત્વ પામે એમાં નવાઇ નથી. પરંતુ એજ એક માત્ર નથી. મગજનું કામ મગજ કરે. હાથનું કામ હાથ કરે, પગનું કામ પગ કરે, અને જઠરનું કામ જઠર કરે. શરીરને માટે તો એ બધાંય સરખાં અગત્યનાં છે. પરંતુ આજે તો રાજકારણને મગજનું અગત્યનું સ્થાન મળવાથી સ્થિતિ એવી થઇ છે કે હાથ, પગ કે જઠરનું કામ કરવાનું હોય તો પણ આપણી દૃષ્ટિ મગજ તરફ જાય છે. એમાંય વિશેષ કરૂણતા તો એ થઇ કે મગજ પોતે પણ પોતાની મર્યાદા ભૂલી એ કામ કરવા તૈયાર થઇ જાય છે! અને એનું પરિણામ નિષ્ફળતામાં આવે છે. એટલે જ્ઞાતિના અને સમાજના પ્રશ્નો ભલે રાજકારણ જેટલા અગત્યના ન હોય, પરંતુ એનું પોતાનું વિશિષ્ટ સ્થાન છે. અને એ વિશિષ્ટ સ્થાન માટે જેનું કામ હોય તેને એ સુકાન સોંપવું જોઇએ. જે ક્ષેત્ર માટે આપણે માણસો પસંદ કરીએ ત્યારે આપણી નજર એ ક્ષેત્રમાં એણે સાધેલી સિદ્ધિ તરફ હોવી જોઇએ, ભવિષ્યમાં એ અંગે કેટલું કરી શકશે એ તરફ હોવી જોઇએ, બીજા ક્ષેત્રમાં એની ગમે તેટલી સિદ્ધિ હોય તેથી આપણે અંજાવવું ન જોઇએ. ભૂતકાળ તરફ આપણે નજર કરીશું તો માલમ પડશે કે જેમને આપણે ચૂંટ્યા હતા તેનું કારણ ફક્ત એમની બીજા ક્ષેત્રોમાં સિદ્ધિ હતી—ખાસ કરીને રાજકારણમાં. પરંતુ ઘઉં ભલે સૌ ધાન્યમાં કિંમતી હોય, પરંતુ જો મારે ભાત કરવો હોય તો ચોખા જ જોઇએ. પછી હું ઘઉં ઓળાને કહું—પણ ચોખા કરતાં ઘઉં શું ઓછા કિંમતી છે? એનો ભાત કેમ ન થાય? એટલે આપણે ભૂતકાળની નિષ્ફળતામાંથી જો કંઇ શીખવું હોય તો એટલું તો ચોખ્ખુ દેખાય છે કે જેને જે અંગે ચૂંટીએ તે અંગે તેની પ્રથમ લાયકાત હોવી જોઇએ. બાકી ઘઉંનો ભાત કરવા જેવી જ સ્થિતિ થવાની.

## સામાજિક બાબતોમાં મુખ્ય પ્રશ્નો કયા?

સામાજિક બાબતો અંગે વિચાર કરતાં પ્રજાનો કેળવણીનો પ્રશ્ન આગળ તરી આવે છે. સામાજિક બાબતમાં આજની કેળવણી પાસે જેટલી આશા રાખી હતી તેટલી પ્રગતિ થઇ નથી. આજે કેળવણી ઓછી છે તે બાજુએ રાખીએ તો પણ, જેમને કેળવણી મળી છે તેના મોટા ભાગે પણ કંઈ સીધાં પગલાં ભર્યાં નથી. પરંતુ કેળવણીમાં મૂળભૂત સુધારો એ સરકારના હાથનો પ્રશ્ન છે, અને સરકાર હવે પ્રજાની આવે છે એટલે એનું નિવારણ કરવા ઘટતું કરશે એમ આશા રાખીએ. પરંતુ એ જાતની કેળવણી ૧૮ વર્ષની ઉમર સુધી મફત આપી શકે તેવી સરકારની શક્તિ થતાં વર્ષો લાગશે. તેમજ

ઉચ્ચ કેળવણી મેળવવા માટે પણ પ્રજાને ખર્ચ કરવું પડશે. સરકાર જ્યાં સુધી જવાબદારી ન લેઈ શકે ત્યાં સુધી સમાજના આગેવાનો જાગ્રત હોય તો લાયક ગરીબ વિદ્યાર્થીને હરેક પ્રકારે મદદ કરવી જોઈએ. આજે એવા છોકરા ઓછા હશે, પરંતુ આવતી કાલે એ વર્ગ વધવાનો છે. એ દરેકને જો સાવ મફત મદદ ન થઇ શકે તેમ હોય તો, થોડું કામ આપીને પણ મદદ કરવી રહી. વિદ્યાર્થીએ પણ એ જાતની તૈયારી રાખવી જોઇએ. આમ કોઇપણ સામાજિક પ્રશ્નમાં પ્રજાનો કેળવણીનો પ્રશ્ન પ્રથમ ઉપાડી લેવો જોઇએ. અત્યાર સુધી આપણે સામાજિક રીતરિવાજોને જે પ્રથમ સ્થાન આપતા આવ્યા છીએ તેને નવા કાર્યક્રમમાં કેળવણી પછી સ્થાન આપવું પડશે. અને એ જૂના રીતરિવાજમાં પરિવર્તન થાય તો જ્ઞાતિનો એ માર્ગે વપરાતો પૈસો એટલો બધો છે કે કેળવણી માટે જંગી ફંડ થઈ શકે. કુરિવાજો એટલા જાણીતા છે કે એ પ્રશ્ન અંગે અહીં ચર્ચા કરવી જરૂરની નથી. ઉપરાંત સ્વચ્છતા, ગામનાં સાર્વજનિક બીજાં કામો, રંજન કાર્યક્રમો, વગેરેને પણ સ્થાન આપવું પડશે.

**યુવક સંઘનું આ પગલું આવકારદાયક છે**

નિવેદનમાં પરિષદ બોલવા પાછળની દૃષ્ટિ જણાવી છે, જેમાં સંકુચિતતા જેવું કંઈ નથી. તેમજ સમાજના વિકાસને રૂંધે તેવી કોઈ યોજના નથી. ઉપરાંત સક્રિય યોજના અમલ લાવવાની વ્યવસ્થા પણ વિચારી છે. આ અંગે દરેક વિચારક ભાઇબહેન પોતાના વિચારો છૂટથી જણાવી, નવી પરિસ્થિતિમાં સક્રિય રીતે કામ કરવાનો રસ્તો ચીંધશે તો મદદરૂપ ગણાશે. ફક્ત સડી ગયેલા અંગેને ધીમે ધીમે સુધારવાની વાત શક્ય નથી. એ રીતમાં સફળતા મળે એમ હોય તો અધીરાઇ રાખવાનું કંઇ કારણ નથી. પણ આજ સુધીના પ્રત્યક્ષ ઇતિહાસે બતાવ્યું છે કે એમાં કંઇ વળ્યું નથી. ઊલટ, એથી તો સડેલું અંગ સાવ નકામું થતું જાય છે. એટલે શસ્ત્રક્રિયા વિના ઉપાય નથી. સાચી વાત તો એ છે કે જે પ્રશ્નમાં શસ્ત્રક્રિયાની જરૂર હોય તેમાં શસ્ત્રક્રિયા, દવાની જરૂર હોય તેમાં દવા, અને કુદરતી ઉપચારની જરૂરી હોય તેમાં તે. આજે મોખરે કૂચ કરે તેવાં યુવકયુવતીની જરૂર છે. સામાજિક કાર્યમાં સ્ત્રી જ્યાં સુધી દૂર રહેશે ત્યાં સુધી ગતિ મંદજ રહેવાની. આજે એની સ્થિતિ કૂચ કરે તેવી નથી, તો એને લાયક કેળવણી આપવી એ પણ આ પ્રશ્નોમાં આવી જાય છે. બાકી યુદ્ધની આ કારમી ઘડીએ આપદ્ધર્મ તરીકે પણ આપણે આપણા રિવાજોને સહેજ મચક આપી

નથી, એ આપણું માનસ બતાવે છે કે સુધારો ધીમે ધીમે કરવાનો વખત વહી ગયો છે. હિંદની સ્વતંત્રતાનો ધારો પાર્લામેન્ટમાં ત્રીજા વાચનમાં પસાર કરતી વખતે, ઉપસંહારમાં વડા પ્રધાન મિ. એટલીએ જણાવ્યું કે, 'હવે શબ્દોથી આશ્વાસન આપવાનો સમય વહી ગયો છે, અને આજે તો આપણે કાર્યોને અમલમાં મૂકવાના વખતમાં આવીને ઊભા છીએ.' બરાબર એજ શબ્દો આજે આપણા સમાજિક ક્ષેત્રમાં પણ એટલા જ સાચા છે. બ્રિટીશ પ્રજા એના સ્વાર્થ વિરુદ્ધની વસ્તુ હોવા છતાં સમય સમજી ગઈ, તે સમય આપણે આપણા હિતોનો હોવા છતાં નહિ સમજીએ?

## વલ્લભવિદ્યાનગરમાં એન્જિનિયરીંગ કૉલેજ

ચરોતરને આંગણે ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ ગઈ કાલ સુધી ન હતી. પરંતુ બે વર્ષમાં બે આર્ટ્સ કૉલેજો, બે સાયન્સ કૉલેજો, અને એક ખેતીવાડીની કૉલેજ મળી પાંચ કૉલેજો શરૂ થઈ છે. ઉપરાંત મેડિકલ અને એન્જિનિયરીંગ કૉલેજ માટે આખા ગુજરાતમાં સગવડ નથી, એવી કૉલેજો-માંથી એક, એન્જિનિયરીંગ કૉલેજ આવતી સાલથી વલ્લભવિદ્યાનગરમાં શરૂ થશે, એ સમાચાર સાચેજ ચરોતરની ભાવિ પ્રજાના ઘડતર માટે ઘણા અગત્યના છે. હિંદના જાણીતા ઉદ્યોગપતિ શેઠશ્રી બીરલાના પ્રતિનિધિ ગયા માસમાં વિદ્યાનગરની મુલાકાત લેઇ ગયા હતા. એ સંસ્થાથી એમને સંતોષ થયો, અને એન્જિનિયરીંગ કૉલેજ માટે રૂપિયા ત્રીસ લાખ આપવાનું શેઠશ્રી બીરલા તરફથી જાહેર થયાના સમાચાર પણ હવે તો વર્તમાનપત્રોમાં જાહેર થઈ ગયા છે. ગુજરાતમાં આવી એક પણ કૉલેજ નથી ત્યારે આવું દાન આપનાર શેઠશ્રીનું ગુજરાત-તેમાંય ચરોતર-ઋણી ગણાશે. વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈની યોજના બધી કૉલેજો એ નગરમાં ઊભી કરવાની છે. એ રીતે કેળવણીની બાબતમાં ચરોતર શ્રી ભાઈલાલભાઈનું પણ એટલું જ ઋણી રહેશે. વળી કૉલેજમાં લશ્કરી તાલીમ આપવાની યોજના પણ વિચારાય છે. એ પ્રવૃત્તિ પણ એટલીજ આવકારપાત્ર છે.

## અનાજના ભાવોથી ખેડૂતોને અન્યાય થયો છે

સરકારે અનાજના જે ભાવ બાંધ્યા છે તે ખેડૂતોને બિલકુલ પોષાય તેવા નથી, એમ દરેક સમજી શકે તેમ છે. નરસંડાના શ્રી વેણીભાઈ પ્રભુદાસ પટેલ એ અન્યાય ક્યારે દૂર થાય, એનો ખુલાસો કરતાં નીચે પ્રમાણે જણાવે છે. "ગયા વિશ્વયુદ્ધને લીધે ખેતી કરવાનાં સાધનો જેવાં કે બળદ, ઢોર, ખેતીનાં હથિયારો, ખાતર, મજૂરી અને ખેડૂતના

જીવન નિર્વાહની ચીજોના ભાવ આઠથી દસ ઘણા વધી ગયા છે, ત્યારે ખેડૂતોના પકવેલા અનાજના ભાવ સરકારે અઢીથી ત્રણ ઘણા બાંધ્યા છે. બીજી બાજુ વેપાર અને બીજા ઉત્પાદનમાં લડાઇ પહેલાંના કરતાં આ વખતમાં પાંચથી દશ ઘણો નફો મળે એવા ભાવ બાંધવામાં આવ્યા છે. ખેડૂતોનો ઉદ્ધાર કરવાના સિદ્ધાંતવાળી આપણી સરકાર બિનઅનુભવે કહો કે મૂડીવાદી માનસે કહો, તે આવી રીતે મૂડીવાદીઓ તરફ સગી માતા જેવી અને ખેડૂતો તરફ સાવકી માતા જેવી નીતિ રાખી, મુંબઇના અનાજ કમિટીના સભ્ય મિ. ડાયસ જેવા અનાજના ભાવો વધારવાની ના પાડે અને બીજી બાજુ મિલમાલિક મંડળના પ્રતિનિધિઓના દબાણથી જાડા કાપડના ૨૦ ટકા ભાવો વધારી આપે! જે મોટે ભાગે આ દેશની ૭૦ ટકા ખેડૂત વસ્તી પહેરનાર છે.

## ખેડૂત મંડળની જરૂર છે

"આ ઉપરથી સમજી શકાય છે કે જ્યાં સુધી ખેડૂતોની વસ્તીના પ્રમાણમાં ખેડૂતોના સાચા અને અનુભવી પ્રતિનિધિઓ રાજ્યકાજની દરેક સંસ્થાઓમાં અને નાનાથી મોટામાં મોટી કમિટિઓમાં નહિ મોકલી શકાએ ત્યાં સુધી ખેડૂતોનો ઉદ્ધાર થઇ શકશે નહિ. માટે ખેડૂતોએ પોતાનો ઉદ્ધાર કરવો હોય તો બીજાઓની આશાઓ છોડી ખેડૂતોએ ગામેગામ ખેડૂત મંડળો ઊભાં કરી દરેક તાલુકા, જિલ્લા અને પ્રાંતમાં ખેડૂતોનું સંગઠન કરી, ખેડૂતોમાંથીજ પોતાના સાચા અને અનુભવી પ્રતિનિધિઓ મોકલશે ત્યારેજ ખેડૂતોનો ઉદ્ધાર થશે." ('ખેડાવર્તમાન' તા. ૯–૭–૪૭) ખેડૂતોની આ ફરિયાદ સાચેજ કોંગ્રેસવાદી સરકારના અમલમાં પણ નથી સંભળાઇ, એ બીના છે. ભાવ ઓછા બાંધવાની દલીલમાં શ્રી દીનકરરાય દેસાઇએ કહ્યું હતું કે. બીજી વસ્તુઓના ભાવ પણ થોડા વખતમાં બેસવાના છે, એટલે અનાજના ભાવ વધારે બાંધવાની જરૂર નથી. ભવિષ્યના આવા અંદાજ ઉપર આધાર રાખી ખેડૂતને એક તો અન્યાય કર્યો, અને એ ભાવ ઓછા ન થયા છતાં, અનાજના ભાવમાં કોઈ સુધારો કરતું નથી. એક બાજુ અનાજની દેશમાં મોટી ખાધ છે ત્યારે ખેડૂતોને ઉત્તેજન આપી વધુ અનાજ ઉગાડવાની પ્રવૃત્તિ હાથ ધરવાને બદલે ખેડૂતોમાં અસંતોષ વ્યાપે, ખેતીને નુકસાન થાય તેવી સ્થિતિ ઊભી કરવી, એ પ્રજાકીય સરકારને માટે શોભારૂપ છે? કોંગ્રેસ એ ખેડૂતોની સંસ્થા છે એમ મહાત્માજી કહ્યા કરતા હતા, અને એથીજ ખેડૂતોની જુદી કોઇ સંસ્થા અત્યાર સુધી નથી સ્થપાઈ એમ

કહીએ તો ખોટું નથી. જો અંગ્રેજી નીતિ આવીજ રહેશે તો ખેડૂતોએ ન્યાય મેળવવા જરૂર નવી સંસ્થા રચવી પડશે.

### શ્રી દસકોશી લેઉઆ પાટીદાર મંડળ (પહેલા જથ્થો)

આ મંડળનું ધ્યેય કેળવણીમાં વિકાસ કરી જ્ઞાતિની ઉન્નતિ કરી અન્ય જ્ઞાતિઓની હરોળમાં સ્થાન પ્રાપ્ત કરવાનું છે. આથી નવા સ્થપાયેલા આ મંડળે કેળવણી અંગે નીચેનાં કાર્યો હાથ ધરવાની તૈયારી કરી છે. (૧) જ્ઞાતિના તમામ બાળકોને વિના મૂલ્યે પાઠ્ય પુસ્તકો આપવાં, (૨) અભ્યાસના ઉત્તેજનાર્થે ઈનામો વહેંચવાં અને સ્કોલરશીપો આપવી. (૩) લાયબ્રેરીઓને ઉત્તેજન આપવા શક્ય પ્રયાસો કરવા. (૪) શહેરમાં રહેવા બોર્ડિંગની વ્યવસ્થા કરવી. (૫) નિરક્ષરતા નિવારવા શક્ય પ્રયત્નો કરવા. (૬) વિદ્યાર્થીઓને ફી આપવી. મંડળનું કાર્યાલય-૨૩૮. સારંગપુર, ઘાસીરામની પોળ, અમદાવાદ-છે.

### 'અજવાળાં' નવું જ્ઞાતિ માસિક

'અજવાળાં' માસિકની ઓળખ આપતાં એના મુખપૃષ્ઠ ઉપર જણાવ્યું છે-કાઠિયાવાડની સમસ્ત પટેલ જ્ઞાતિનું માનીતું માસિક. તેના તંત્રી છે, શ્રી રતિભાઈ ઉકાભાઈ પટેલ, કાર્યાલય-'અજવાળાં' કાર્યાલય, હાથીખાના રોડ, રાજકોટ. લવાજમ દેશમાં રૂપિયા ચાર અને પરદેશમાં રૂપિયા છ. એમાં જ્ઞાતિને સ્પર્શતા સામાજિક, રાજકીય, ખેતીવિષયક વગેરે લેખોની ગોઠવણુ છે. ઉપરાંત સ્થાનિક મંડળો, તેની જરૂરિયાતો, શ્રી કાઠિયાવાડ પટેલ સેવા સંઘની પ્રવૃત્તિઓ વગેરે જ્ઞાતિ સંસ્થાઓની માહિતી છે. જુદાં જુદાં સ્થળોએ માસ દરમિયાન બનેલા પ્રકીર્ણ સમાચાર છે. પાટીદાર જ્ઞાતિ સાગર જેવી ગણાય છે. જુદા જુદા વિભાગોમાં જ્ઞાતિના પ્રશ્નો એટલા ભિન્ન છે કે કોઈ એક જ્ઞાતિ માસિક ઇચ્છે છતાં દરેકના પ્રશ્નોને સંપૂર્ણ સ્પર્શી શકે નહિ. એ રીતે સુરત જિલ્લાના પ્રશ્નોને પહોંચી વળવા 'પાટીદાર જગત'નું નવું માસિક આ વર્ષે પ્રસિદ્ધ થયાનું અમે આગળ જણાવી ગયા છીએ. એજ પ્રમાણે આજે બીજું માસિક કાઠિયાવાડની જ્ઞાતિને સ્પર્શતું શરૂ થાય છે તેને અમે આવકારીએ છીએ અને તેની સફળતા ઇચ્છીએ છીએ.

---

# શિષ્યવૃત્તિઓ

(૧)

શ્રી પાટીદાર યુવક સંઘ મુંબઇને મદ્રાસવાળા રોય પટેલ તરફથી શિષ્યવૃત્તિ અંગે રૂ. ૧૨૦) મળ્યા છે, જે આભાર સહિત સ્વીકારવામાં આવ્યા છે.

(૨)

સંઘ તરફથી જાહેર કરવામાં આવેલી સત્તર શિષ્યવૃત્તિઓની—માસિક રૂપીઆ દસની બાર માસ સુધીની–વહેંચણી નીચે મુજબ કરવામાં આવી છે. (૧) સી. ડી. પટેલ શિષ્યવૃત્તિ, નડિઆદનાં શારદાબેન મંગળભાઇ પટેલને, (૨) સી.ડી. પટેલ શિષ્યવૃત્તિ, ભાવનગરના ચુનીલાલ ગોરધનદાસ ધમસાનીઆને, (૩) ભાઈલાલભાઈ દાજીભાઈ અમીન શિષ્યવૃત્તિ, ઉમ્રેઠના ગોવિંદભાઈ નાથુભાઈ પટેલને, (૪) ભાઈલાલભાઈ દાજીભાઈ અમીન શિષ્યવૃત્તિ, નડીઆદનાં હંસાબ્હેન જેઠાલાલ દેશાઇને, (૫) શંકરભાઈ જોરાભાઈ અમીન શિષ્યવૃત્તિ, શેરથાના ગિરધરભાઇ ગોકળભાઇ પટેલને, (૬) હીરૂભાઈ ખોડાભાઈ પટેલ, શિષ્યવૃત્તિ માણસાના મોહનભાઇ રામદાસ પટેલને, (૭) પુરુષોત્તમદાસ તુળશીભાઇ પટેલ શિષ્યવૃતિ, સીપોરના છનાલાલ અંબાલાલ પટેલને, (૮) પટેલ એન્ડ દેશાઈ શિષ્યવૃતિ, સ્યાદલાના લખુભાઇ કાળિદાસ ભક્તાને, (૯) ગોરધનભાઇ ઝવેરભાઈ શિષ્યવૃતિ, તરસાલના બેચરભાઈ મથુરભાઇ પટેલને, (૧૦) એમ. પી. અમીન શિષ્યવૃતિ, ઝરારોડના પ્રાગજીભાઈ નરસિંહભાઇ પટેલને. (૧૧) જેઠાભાઈ રણછોડભાઈ પટેલ શિષ્યવૃતિ, સોજીત્રાના અક્ષયકુમાર કાશીભાઇ પટેલને, (૧૨) બીખાભાઇ ચતુરભાઇ પટેલ શિષ્યવૃતિ. નડીઆદના ચિમનલાલ કાશીભાઈ પટેલને, (૧૩) પુરુષોત્તમદાસ લલ્લુભાઇ પટેલ શિષ્યવૃતિ, અમરોલીના જયંતિલાલ રામુભાઇ પટેલને, (૧૪) રોય પટેલ શિષ્યવૃતિ, સોજીત્રાનાં જયબાળા અંબાલાલ પટેલને, (૧૫) શાન્તિલાલ મગનભાઇ પટેલ શિષ્યવૃતિ, બાળનોડના (પૂ. ખાનદેશ,) કૌટીક ગુણા રાનેને.

(૩)

બાકીની બે શિષ્યવૃતિઓ–સ્વ. વાઘજીભાઇ વી. પટેલ શિષ્યવૃતિ અને ભાઇલાલભાઇ કે. પટેલ શિષ્યવૃતિ, ૧૯૪૭ના એપ્રિલમાં લેવાયેલી મેટ્રિકની પરીક્ષામાં પાટીદાર વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓમાં સૌથી વધુ માર્ક્સ મેળવનાર વિદ્યાર્થીને અને વિદ્યાર્થીનીને કોઇ પણ જગ્યાએ આગળ અભ્યાસ ચાલુ રાખ્યો હશે તો આપવામાં આવશે. આ માટે અરજીઓ વિષયવાર માર્ક્સ, શાળાનું નામ, પરીક્ષાનો નંબર, સેન્ટર, બાપ તેમજ વાલીનું અને પોતાનું નામ, વગેરે સાથે કરવી. અરજીઓ તા. ૨૫ મી ઓગસ્ટ સુધીમાં સંઘ પર મોકલી આપવી.

**મંત્રી,** શ્રી પાટીદાર યુવક સંઘ,
પાટીદારસમાજ બિલ્ડીંગ, ફ્રેન્ચ પૂલ, મુંબઈ ૭

# ગ્રંથસ્વીકાર

**(૧) યંત્રની મર્યાદા:** લેખક–નરહરિ દ્વા. પરીખ, પ્રકાશક–ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, એક રૂપિયો.

સન ૧૯૪૦માં પ્રસિદ્ધ થયેલ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. બીજા વિશ્વ યુદ્ધે સર્જેલ હત્યાકાંડના અનુભવ પછી યંત્રની મજલ છેક અણુબોમ્બ સુધી પહોંચી છે. અને તે કેવો સર્વનાશ કરી શકે છે તે હીરોશિમાએ અનુભવ કર્યો છે. એટલે યંત્રો ઉપર અંકુશ મૂકવાની વધારેમાં વધારે જરૂર હોય તો તે આજે છે.

**(૨) પાનનાં બીડાં:** લેખક–જ્યોતીન્દ્ર દવે, પ્રાપ્તિસ્થાન–ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, ત્રણ રૂપિયા.

રંગતરંગના એક પછી એક એમ ૭ ભાગ આપીને ગૂજરાતના હાસ્ય-સમ્રાટ તરીકે જેમણે ખ્યાતિ મેળવી છે તે શ્રી જ્યોતીન્દ્ર દવેના એવા બીજા હાસ્ય લેખોનો આ સંગ્રહ છે. એમની પ્રતિભાનો એ પૂરાવો છે કે એ સામાન્ય વસ્તુમાંથી પણ હાસ્ય ઉપજાવે છે અને વાચકને હાસ્ય આપીને જ એ અટકી જતા નથી, એને પોતાને પણ વિચારતો કરી મૂકે છે. એટલે એમના લેખો તંદુરસ્ત હાસ્ય બક્ષે છે. એ એમની કલમની પ્રતિભા આ સંગ્રહમાં પણ જળવાઇ રહી છે.

**(૩) વિષચક્ર:** લેખક–ચુનીલાલ વ. શાહ, પ્રાપ્તિસ્થાન—ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, સાડાચાર રૂપિયા.

ગૂજરાતમાં આજે જે પીઢ નવલકથાકારો છે, તેમાં નિયમિત સર્જનમાં ફાળો આપ્યે જતા હોય તો એમાં શ્રી શાહનો ફાળો મોખરે છે. એ પોતે ધ્યેયલક્ષી નવલકથાકાર છે. એમની કોઈ નવલકથામાં ફક્ત આનંદ ખાતર વાર્તા એવી વસ્તુ નહિ દેખાય. અને છતાં એમની નવલકથા એટલી જ આનંદદાયક તો હોવાની જ. છાપાના શબ્દોમાં કહીએ તો 'છેલ્લામાં છેલ્લા સમાચાર' જેવી વસ્તુ–યુદ્ધ, મોંઘવારી, કાળાંબજાર, એથી નીતિના ધોરણમાં બેહદ થયેલો ઘટાડો, વિલાસ અને ખુવારી–એ વિષયને સ્પર્શતી આ નવલકથા રસપ્રદ છે.

**(૪) શિશુ રામાયણ:** લેખક–સોમાભાઈ કિશાભાઈ પટેલ, સુણાવ, (વા. આણંદ), પ્રકાશક–પોતે, બાર આના.

બાલભોગ્ય શૈલીએ રામાયણના પ્રસંગો આ પુસ્તિકામાં આપ્યા છે. બાળકોને રામાયણના આખા ઇતિહાસનું મોટું પુસ્તક પ્રથમ વાંચવા આપવાને બદલે એના જુદા જુદા પ્રસંગોને આવરી લેઇ, વાર્તાની સળંગતા જાળવતી આ પુસ્તિકા આપવામાં આવે તો તે રસપૂર્વક વાંચી જશે.

**(૫) બે આખ્યાનો:** લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે, બાર આના.

સુદામા ચરિત્ર અને નળાખ્યાન, એમ બે આખ્યાનો ઉપરની શૈલી પ્રમાણે આ પુસ્તિકામાં આપવામાં આવ્યાં છે. આજે આપણે બાળકોને ગમે તેવી કલ્પનાના ખાલી ગબારામાંથી ઉત્પન્ન થયેલી વાર્તાઓ વાંચતાં જોઈએ છીએ ત્યારે થાય છે કે આવી વાર્તાઓનાં પુસ્તકો આપવાથી એમનો વાર્તારસ પોષાય છે, અને સાથે સંસ્કાર પણ મળે છે.

Reg. No. B. 1785

# પાટીદાર

સ્થાપકઃ સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ.

૦૦૩ ] ઑગસ્ટ-’૪૭ [ ભાદરવો

અપને દેશ મેં અપના રાજ



ઝંડા! અજર અમર રે'જે

☆

તંત્રી
ઈશ્વર પેટલીકર

અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ

અ કો ર પ ટે લ અ કો ર અ કો ર પ ટે લ અ કો
પ ટે લ અ કો ર પ ટે લ ર પ ટે લ અ કો ર પ
અ કો ર પ ટે લ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો અ કો ર પ ટે લ અ કો
ર પ ટે લ અ કો ર પ ર પ ટે લ અ કો ર પ
ટે લ અ કો ર પ ટે લ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો અ કો ર પ ટે લ અ કો
ર પ ટે લ અ કો ર પ ર પ ટે લ અ કો ર પ
ટે લ અ કો ર પ ટે લ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો અ કો ર પ ટે લ અ કો
ર પ ટે લ અ કો ર પ ર પ ટે લ અ કો ર પ
ટે લ અ કો ર પ ટે લ ટે લ અ કો ર પ ટે લ

અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ
અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ અ કો ર પ ટે લ

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૩, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય—'પાટીદાર' મંદિર, આણંદ

ભાદરવો સં. ૨૦૦૩ | ઓગસ્ટ–૪૭ | વર્ષ • ૨૮ અંક • ૧૧


## સોનેરી દિવસ


શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ


આ જગતમાં જર, જમીન, અને જોરૂ, એ ત્રણ કજિયાનાં મૂળ ગણાયાં છે. પૃથ્વીના મંડાણથી તે આજ સુધીના ઇતિહાસમાં નાની મોટી લડાઈના કારણમાં એ ત્રણમાંથી એક તો કારણભૂત હશે જ. કેટલીક લડાઈઓમાં ક્રોસને મોખરે ધર્યો હશે અને કેટલીકમાં કુરાનને આગળ ધર્યું હશે અને કેટલીકમાં અધર્મનો નાશ કરવાનું બહાનું મળ્યું હશે પણ તેમાં ગર્ભિત હેતુ જર, જમીન, અને જોર પૈકી કોઈ એક તો હશે જ. અનાદિ કાળથી આજ સુધીના પૃથ્વીના પડ ઉપર થએલાં રમખાણો તે વાતની સાક્ષી પૂરશે.

ધરમૂળથી માનવસન્તતિને એ રોગ લાગેલો છે. પહેલાં રાજાઓ પોતાની વ્યક્તિગત મહત્વાકાંક્ષા પોષવાને લડાઈઓ જગવતા, હાલ પ્રજાતંત્રના યુગમાં પ્રજાઓ પોતાના સમુહની મહત્વાકાંક્ષા પોષવાને તેથી પણ ભયંકર લડાઈઓ જગવે છે. અંગ્રેજ પ્રજાએ પોતાની સલ્તનતના વિસ્તારના પ્રલોભનમાં પડી સલ્તનતમાં સૂરજ ન આથમે એટલી પૃથ્વીનું પડ આવરી લીધું. કેટલાં બસો વરસનો હિંદની ગુલામીનો ઇતિહાસ આપણને શીખવશે કે અંગ્રેજ પ્રજાએ આ મહાન દેશની કરોડોની જનતાને શા માટે અને કેવી રીતે ગુલામીની જંજીરોમાં જકડી રાખી. એમાંથી શી રીતે મુક્ત થવું એનાં પગરણ હિંદી રાષ્ટ્રીય મહાસભાએ કેટલાં ૨૭ વરસથી માંડયાં. સને ૧૮૫૭નો બળવો હિંદમાં થયેલો. અંગ્રેજ ઇતિહાસકારોએ તેને સિપાઈઓનો બળવો કહ્યો. રાષ્ટ્રભાવનાથી રંગાએલા રાષ્ટ્રસેવકોએ તેને

સ્વાતંત્ર્યનું યુદ્ધ ગણ્યું. ખરી રીતે તો તેમાં સંડોવાએલા યોદ્ધાઓ પોત-પોતાની મહત્વાકાંક્ષાથી પ્રેરાયા હતા. તેમાં પ્રજાકીય તત્ત્વ નહોતું અને પ્રજાનો સાથ નહોતો. તેથી જેની પાસે નાશકારક સાધન સામગ્રી વિશેષ હતાં તે ફાવ્યા અને અંગ્રેજી સલ્તનતની પકડ પહેલાના કરતાં વધુ પ્રચંડ બની.

તે ગુલામીની બેડીઓમાંથી જનની શી રીતે મુક્ત થાય તેની શોધમાં દેશના આગેવાનો કેટલાએ કાળથી પડ્યા હતા. ફ્રાન્સમાં ક્રાન્તિ થઇ અને પ્રજા રાજાના બોજાથી મુક્ત થઇ. અમેરિકાએ અંગ્રેજો સામે યુદ્ધ કર્યું અને તે અંગ્રેજી સત્તામાંથી છૂટ્યા. ઇટાલીની પ્રજાએ ઓસ્ટ્રીઆના પંજામાંથી છૂટવા વરસો સુધી યાતના વેઠી અને અંતે છૂટી. આ બધામાં લશ્કર, પાયદળ, બંદૂકો, તોપો, દરિયાઇ લડાયક જહાજ, હવાઇ જહાજ વગેરે અખૂટ વિનાશની સામગ્રી વપરાઇ અને અનહદ રક્તપાત થયો. આપણા નેતાઓ તે બધું જોતા અને ગમ ખાતા, પોતા પાસે આવી સામગ્રી નહોતી ત્યારે કરવું શું? કેટલાક વળી યુરોપના દેશોના મુક્તિના ઇતિહાસમાંથી શોધી કાઢયું છે કે ત્રાસવાદી છૂપી મંડળીઓ કાઢવી. અંગ્રેજો, અંગ્રેજી અમલદારો અને અંગ્રેજી રાજ્યને નીભાવી હિંદી પ્રજાને દગો દેતા એવા હિંદી અમલદારોને ઠાર કરી ત્રાસ વર્તાવવો અને પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવું એ પ્રયત્નમાં બંગાળ, પંજાબ અને બીજા પ્રાંતોમાં પ્રજાને ઉલટો ત્રાસ થયો અને હેતુ બર આવ્યો નહિ.

એટલામાં પૂ. મહાત્માજી હિંદના કિનારે ઊતર્યા. દક્ષિણ આફ્રિકામાં તેમણે પોતાની કાર્યસિદ્ધિની સાધના કરી હતી. તેમણે હિંદની જનતાને અવાજ કર્યો કે હતાશ થશો નહી ભલેને આપણી પાસે તોપો કે જંજીરો ન હોય, ઘોડેસ્વાર કે પાયદળ ન હોય, દરિયાઇ જહાજ કે હવાઇ જહાજ ન હોય. છતાં, આપણે રાક્ષસી સાધન સામગ્રી ધરાવતી મહાન અંગ્રેજી સલ્તનત સામે લડીને તેની ગુલામીમાંથી જન્મભૂમિને મુક્ત કરી શકીએ છીએ. તેના પાઠ તેમણે પ્રજાને એક પછી એક આપવા માંડ્યા. પ્રથમ પાઠ તેમણે ચંપારણ્યમાં મોતીહારીની કોર્ટમાં આપ્યો કે એક સામુલી પ્રજાજન જોખમ માથે કરીને પણ બ્રિટીશ સલ્તનતના હુકમનો અનાદર કરીને મલકાતા મુખે જેલમાં જઇ શકે છે અને સલ્તનતના કાયદાને ભૂંસી શકે છે.

બીજો પાઠ તેમણે ખેડા જિલ્લામાં સને ૧૯૧૮માં આપ્યો કે જમીન મહેસુલ જેવા વિકટ પ્રશ્નમાં પણ સરકારના અયોગ્ય હુકમ સામે પ્રજા

સામુદાયિક રીતે સત્યાગ્રહ કરીને ન્યાય મેળવી શકે છે.

ત્રીજો પાઠ નાગપુર ઝંડા સત્યાગ્રહમાં પ્રજા શીખી કે પોતાના ઝંડાની પ્રતિષ્ઠા રક્તપાત રેડવા સિવાય અણનમ મનોબળથી સાચવી શકાય છે.

ચોથો પાઠ પ્રજા બોરસદ તાલુકાના હૈડીઆ વેરાની લડતમાં શીખી કે સાધનની અને હેતુની શુદ્ધતા હોય તો ગમે તેવી સત્તાધારી સરકાર સામે સફળ સત્યાગ્રહ આદરી શકાય છે અને તેમાં સંપૂર્ણ વિજય મેળવી શકાય છે. ઉપરાંત તેવા સત્યાગ્રહથી પ્રજાની નીતિ અને શુદ્ધતા વધે છે.

પાંચમો પાઠ બારડોલી સત્યાગ્રહમાં પ્રજા જે શીખી તે સત્યાગ્રહની ફોરમ દેશભરમાં વ્યાપી ગઇ. આવી સત્યાગ્રહની લડતોના સમય દરમિઆન ખાદી પ્રચાર, દારૂનિષેધ, અસ્પૃશ્યતા નિવારણ, સરકારી કોર્ટોનો બહિષ્કાર જેવાં રચનાત્મક કાર્યના પ્રતાપે પ્રજામાં આત્મવિશ્વાસ અને જાગૃતિ વધ્યાં. આ બધા કાર્યમાં દેશના રાજકીય ક્ષેત્રમાં શક્તિશાળી અને સ્વાર્થત્યાગી સેવકો પણ ઠીકઠીક મળ્યા–જે વેલો હજી પણ ચાલે છે. આવી બધી યુદ્ધ સામગ્રીની સાથે દેશભરમાં પ્રથમ સત્યાગ્રહ મહાસભાએ સને ૧૯૩૦માં ઉપાડ્યો. અને તેની સરદારી પૂ. મહાત્માજીને આપી. પ્રજા યુદ્ધમાં ઘડાય છે. આપણે પણ ૧૯૩૦ થી ૧૯૩૪ સુધી જે યુદ્ધ ચાલ્યું એમાં ઘડાયા. આપણી શક્તિ વધી તેને પરિણામે અંગ્રેજ સરકારે ૧૯૩૫નો હિંદી કાયદો ઘડ્યો અને પ્રાન્તીય પ્રાંતિક સરકારો રચાઇ.

પણ તેથી કાંઇ પ્રજાને સ્વતંત્રતા પ્રાપ્ત નહોતી થઈ. સ્વાતંત્ર્યવાંચ્છુ પ્રજાને જ્યાં સુધી સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી તેને જંપ ન વળે. આપણે પાછી કેડ કસી અને છેવટનો નિર્ણય કર્યો કે અંગ્રેજોએ ચાલ્યા જવું જોઇએ. પૂ. મહાત્માજીએ આ સૂત્ર પ્રજા પાસે મૂક્યું ત્યારે પ્રજાને સૂઝ ન પડી. આગેવાનો પણ મુંઝાયા અને ભ્રમમાં પડ્યા કે મહાત્માજી આ શું કહે છે? તેઓ પૈકી ઘણા કહેવા લાગ્યા કે અંગ્રેજો જશે તો આપણું શું ઠેકાણું? આ હિંદુ મુસલમાનના ઝગડા, આ આપણા કોમી વાડાઓની ખેંચાખેંચી, કોઇપણ કામ એક મતે ન કરી શકીએ એવી આપણી છિન્નભિન્ન દશા, આપણી સામાજિક દુર્દશા, તન અને મનની કંગાલિયત દર્શાવતી આપણી જીવનચર્યા, સ્વાર્થાન્ધ બનેલી આપણી જીવન-દૃષ્ટિ અને દેશના અંગ ઉપરના ગુમડારૂપ આપણા રાજસ્થાનો, આ બધી આપણી રાષ્ટ્રીય ઉણપોના સમયે અંગ્રેજોને એકાએક ચાલ્યા જવાનું કહો તો અને ખરેખર તેઓ જાય તો આપણે શું કરીશું?

પણ મહાત્માજીની પ્રબળ ઇચ્છા શક્તિએ દેશનું વાતાવરણ પલટાવી દીધું. દેશની જનતામાં વિજળિક અસર થઈ અને મુંબઈની ઐતિહાસિક મહાસમિતિએ ૧૯૪૨ના ઑગસ્ટની ૮મી તારીખે રાત્રે બાર વાગે ઠરાવ કર્યો કે અંગ્રેજોએ હિંદ છોડી ચાલ્યા જવું.

ત્યારપછી શું થયું તે દેશ જાણે છે. અંગ્રેજોને આ ઠરાવ વસમો લાગ્યો. આવો ઠરાવ કરનારી સંસ્થાને નિર્મૂળ કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી. કાયદો અને નીતિરીતિનું ઉલ્લંઘન કરીને સરકારે દેશમાં જે પાશવલીલા આદરી તેના સ્મરણ માત્રથી આંખમાં લોહી તરી આવે છે. આ આઝાદીના અંતિમ જંગમાં જ્ઞાત કે અજ્ઞાત સ્વદેશ પ્રેમી યુવક યુવતીઓએ જે વીરતા દાખવી તેના સ્મરણથી હૃદય મગરૂરીથી ઉભરાય છે. અમદાવાદ અને અડાસના તે યુવાન શહીદોને કેમ ભૂલાય? સાચા સત્યાગ્રહીને છાજે એવી પવિત્ર ફરજ બજાવતાં ડાકોરમાં જેનું કરપીણ ખૂન થયું, અને જેણે સામી છાતીએ ગોળી ઝીલી તેવા શહીદ છોટાભાઇ મુખીને કેમ ભૂલાય? તે સિવાય અનેક શહીદોએ ગુજરાતમાં અને બહાર ચિમૂર જેવા સ્થળોએ જે વીરતા દાખવી તે કેમ ભૂલાય? ૧૯૪૨ના ઑગસ્ટની ૧૫મી તારીખે આપણા પ્રિય સખા મહાદેવભાઇને આપણે પૂનાના આગાખાન મહેલમાં ખોયા, તે સૌમ્ય અને પ્રેમાળ મૂર્તિને આપણાથી કેમ ભૂલાય? આપણાં પૂજ્ય માતુશ્રી કસ્તુરબાને પણ ત્યાં ખોયાં, તે પણ શી રીતે ભૂલાય? તેવીજ રીતે આપણા વીર, ધીર અને હિંદમાતાની સેવામાં સ્વનું સ્વાપર્ણ કરનાર શ્રી. સુભાષબાબુને પણ કેમ ભૂલાય?

આપણી લડત અહિંસક હતી. એટલે જાલીમોનો શારીરિક નાશ ન થયો પણ તેઓ એવી સ્થિતિમાં મૂકાયા કે તેમને આપણી માંગણી સ્વીકારવી પડી. ઘણા કહે છે કે અંગ્રેજોને જવું પડે છે તે આપણી લડતને કારણે નહિ પણ તેમના આંતર રાષ્ટ્રીય પ્રતિકુળ સંજોગોને લીધે. હું એમ કહી શકીશ કે છેલ્લાં પચીસ વરસથી સ્વરાજ્ય માટે લડત ચલાવનાર કોંગ્રેસ જેવી સબળ સંસ્થા ન હોત તો ગમે તેવા બૂરા સંજોગોમાં પણ તે વિદાય ન લેત. પણ હવે તે જાય છે. ગમે તેવું બગાડીને પણ તે ડહાપણ વાપરી જાય છે. તેમને આપણે અભિનંદન આપીએ. સત્ય અને અહિંસાના સાધનોવાળા આપણા સત્યાગ્રહના પ્રતાપે જગતભરમાં આપણી પ્રતિષ્ઠા વધી. આપણા સામાવાળા અંગ્રેજો પ્રત્યેનો આપણો રોષ ઓગળી ગયો

અને તેમના પ્રત્યે મીઠી દૃષ્ટિ થઇ. આમ જે સિદ્ધિ આપણે પચીસ વરસમાં મેળવી તે સિદ્ધિ હિંસાત્મક સાધનોથી મેળવવા પ્રયત્ન કર્યો હોત તો આપણું શું થાત! સાધન સિવાયના આપણે ભૂંસાઇ જાત અને ભૂંસાઇ ન ગયા હોત તો કરોડોનાં બલિદાન અપાયાં હોત. દેશનો મોટો ભાગ જમીનદોસ્ત થયો હોત અને આપણી સમૃદ્ધિનો વિનાશ થયો હોત. પૂ. મહાત્માજીની નેતાગીરીએ આપણને આ જોખમમાંથી બચાવ્યા. દુનિયાના કોઈ પણ દેશમાં આવો ચમત્કાર થયો નથી. તેથી જ આજનો દિવસ ( તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭ ) જગતના ઇતિહાસનો સોનેરી દિવસ ગણી શકાય. સત્ય અને અહિંસાનો આ ઓછો પ્રભાવ! આપણું સત્ય એ ખરેજ સત્ય નહોતું પણ સત્યનું ઓઠું હતું. આપણી અહિંસા એ ખરેજ અહિંસા—એટલે શક્તિશાળીની ક્ષમા નહોતી પણ નબળાનું હથિયાર હતું. આવા સત્ય અને અહિંસાના પાંગળા પડછાયાનો આશરો લેવા માત્રથી જો ચમત્કારી પરિણામ આવ્યું તો સાચેજ આપણે અહિંસા અને સત્યના સાચા પૂજારી બન્યા હોત તો શું થાત? પૂ. મહાત્માજીના જીવનમાં હાલ જે દુઃખ છે તે ન હોત. તો કોંગ્રેસની જે ભાવના ચાલીસ કરોડ જનતાની રાજકીય, સામાજિક અને આર્થિક મુક્તિની છે તે પૂર્ણ થઇ હોત. પણ હજારો વરસો સેવેલી આપણી નિર્બળતા આપણી આડે આવી, અને સાચું સ્વરાજ્ય નહીં પણ સાચા સ્વરાજ્યનો પડછાયો હાથ આવ્યો.

ગમે તે હો. પણ મળેલા સ્વરાજ્યનો સદુપયોગ કરવાનો અને તેનો દુરૂપયોગ કરવાનો અધિકાર આપણને પ્રાપ્ત થયો. આપણે ભવિષ્યમાં તેનો કેવો ઉપયોગ કરીશું તેના ઉપર આપણા સારાનરસા ભાવિનો આધાર છે. પ્રથમ તો આપણે આપણો સંકલ્પ પૂરો કરવાનો છે. આપણા દેશના ભાગલા પડ્યા તેનું આપણને દુઃખ છે, તે દુઃખ ત્યારે જ જાય કે જ્યારે હિંદ પાછું એક અને અવિભાજ્ય થાય. એ શી રીતે થાય? હિંદના ભાગલા મુસ્લીમગુંડાગીરીને કારણે પડયા એવું કહેવા કરતાં તે આપણી નબળાઇથી પડ્યા એવું કહેવામાં વધુ સત્ય અને વધુ ડહાપણ છે. આપણી શારીરિક અને માનસિક તેમજ સામાજિક નબળાઈ ન હોત તો ગુંડાગીરી કરવામાં લીગને ઉત્તેજન મળ્યું ન હોત. એટલે આપણું પ્રથમ કર્તવ્ય એ છે કે આપણી દરેક પ્રકારની નબળાઇને ટાળીએ. દરેક કોંગ્રેસી પોતાનું અને અન્યનું રક્ષણ કરી શકે એવું માનસિક અને શારીરિક બળ કેળવે, તેવી તાલીમ લે.

બીજી વાત આપણા સામાજિક ભેદભાવોને તિલાંજલી આપવાની છે. આપણે હિંદુ તરીકે નાની મોટી સર્વ કોમ એક છીએ અને હિંદી તરીકે પણ એક છીએ. તેમાંથી ઉંચનીચના ભેદ ટાળ્યે જ છૂટકો છે. અસ્પૃશ્યતા મરી ગઈ છે. પણ હજી તેનું શબ હિંદુ સમાજમાં પડ્યું પડ્યું સડે છે અને બદબો મારે છે. તેને જમીનમાં દાટી નહીં દઈએ તો તેના ઝેરી જંતુ આપણો નાશ કરશે. હિંદુ ધર્મનું રક્ષણ કરવું હોય તેણે તે શબને દાટી દઈને સાચા હિંદુ બનવું. તેમ નહિ કરે તો હિંદુ ધર્મના દ્રોહી ગણાશે. અને પોતાના ધર્મને દફનાવવામાં નિમિત્તરૂપ બનશે. પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે!

ત્રીજી વાત આપણા સમાજમાં રહેલી આર્થિક અસમાનતા આપણે દૂર કરવાની છે. અને તે નાના મોટા ગૃહઉદ્યોગો સ્થાપીને તેનો વિકાસ કરવાથી થશે. જેમ પ્રજાના માથે નિરંકુશ રાજા શબવત, જડ બોજા રૂપ છે, તેમ મૂડીવાદીઓ પણ આમજનતા પર બોજારૂપ છે. તે બોજાથી દિનપ્રતિદિન કચડાતી આમજનતાને ઉગારવી હોય તો ગરૂડધ્વજના પ્રતિક સમા રેંટિયાની આરાધના અને તેવા બીજા ગ્રામોદ્યોગ સિવાય બીજો રસ્તો નથી. જળોનો સ્વભાવ જ એવો છે કે જેના પર બાઝે તેનું લોહી ચૂસીને જીવે અને જાડી થાય, તેમ યંત્રથી નભતા મોટા ઉદ્યોગોનો સ્વભાવ જ એવો છે કે શ્રમજીવી કારીગરોને ચૂસવા અને તેમના લોહીથી તાજા થવું. આને કોઈ મીટાવી શકશે નહિ માટે ચાલુ જમાનાના ઉદ્યોગોના કેન્દ્રીકરણને જોઈને મોહ પામવાની જરૂર નથી. હજી તેના મોહમાંથી નહિ છૂટીએ તો પાછા આપણે જે મેળવ્યું છે તે ખોવાના જોખમમાં આવી પડીશું.

આ રીતે રાજકીય નિશામાં આપણે રચનાત્મક કાર્યનાં જે અંગોને ભૂલ્યા છીએ તેને આપણે ભાવથી અપનાવીએ તો આપણી વાડી ફૂલશે, ફાલશે અને સારા સંસારને તેની સુવાસ આપશે, નહી તો બીજું પરિણામ ભયંકર છે. તે એ કે આપણે પૃથ્વીના પટ પરથી સાવ ભૂંસાઇ જઇશું. પ્રભુ આપણું રક્ષણ કરે.



# ૧૫મી ઑગસ્ટ પછી

## શ્રી ચિમનભાઈ મુ. અમીન

તા. ૧૫મી ઑગસ્ટે હિંદુસ્તાન સ્વતંત્ર દેશ બને છે. એ પછી દુનીઆના દરેક દેશમાં આપણા દેશના એલચીઓ નીમાશે; અને એમની કચેરીઓમાં આપણો વાવટો ફરકશે! દુનીઆના દેશોની પરિષદોમાં આપણા પ્રતિનિધિઓ બેસશે; અને આંતર રાષ્ટ્રીય પ્રશ્નોમાં સ્વતંત્ર હિંદનાં મંતવ્યો સ્વતંત્ર રીતે રજુ કરશે! આ તારીખ પછી પરદેશ રહેતા આપણા દેશના બાંધવો ઊંચે માથે ફરતા થશે. ધીમે ધીમે આપણાં વહાણો આપણા વાવટા સાથે દુનીઆના બધા સમુદ્રો અને મહાસાગરમાં ફરતાં થશે!

પરતંત્રતા અને ગરીબાઈનો આપણને લાંબો અને કપરો અનુભવ છે. આને લીધે શરૂમાં આપણા પ્રતિનિધિઓને લઘુતા–inferiority complex–જેવું લાગશે. પરંતુ આપણી વસ્તી ઘણી મોટી છે. આપણી સંસ્કૃતિ અને જ્ઞાન પ્રત્યેની ભાવનાઓ પણ બીજા દેશો કરતાં જુદી છે. સૈંકડો વર્ષની ગુલામી અને હજારો વર્ષથી થતા બહારની સંસ્કૃતિના હુમલા છતાં આપણી સંસ્કૃતિ અને ભાવનાઓ જીવંત રહી શકી છે. એટલે એમાં જીવતા રહેવાની અદ્ભૂત શકિત છે. એ શકિત ટકાવી રાખનાર જે બળો છે તેનો સૂક્ષ્મતાથી આપણે અભ્યાસ કરવો જોઇશે. અને તે બળો કેમ વિકસે તે વિચારી આપણે દુનીઆની પ્રગતિમાં આપણો ફાળો આપવા તૈયાર થવુ પડશે. સાથે સાથે આપણે દુનીઆની બીજી પ્રજાઓની પ્રગતિનો અભ્યાસ કરી તેમાં રહેલાં બળો સમજવાં પડશે, અને તેમાંથી આપણને જે માફક આવે તે અપનાવવું પડશે. આમ થતાં દુનીઆની પરિષદોમાં આપણા દેશનો અવાજ ભારે મહત્ત્વનો ગણાશે.'

આપણી આગળની પેઢીના નેતાઓએ પચાસ–સાઠ વર્ષની સતત તપશ્ચર્યા કરી, અનેક યાતનાઓ વેઠી, એને પ્રતાપે આજે આપણે સ્વતંત્ર બનીએ છીએ. એ સ્વતંત્રતા શોભાવી દુનીઆમાં આપણો દેશ યોગ્ય સ્થાન મેળવે તે માટે હવે પછીની પેઢીએ પ્રયત્ન કરવાના રહેશે.

આ બધું થતાં થોડો સમય વીતશે. એ સમય જેટલો ટુંકો હશે તેટલું આપણે માટે તથા દુનીઆને માટે સારૂં છે. આ સમય બને એટલો ટુંકો થાય તે માટે આપણા દેશના યુવાનોએ ઘડાવું પડશે. એ જાતનું ઘડતર જલ્દી થઇ શકે તે માટે આપણે સૌથી પ્રથમ આપણી કેળવણીનો પ્રશ્ન હાથ ઉપર લેવો પડશે.

આજે આપણી કેળવણી આપણા યુવકોને આપણા દેશની વાતો કરતાં પરદેશી વાતો વધુ શીખવે છે, આપણા દેશ કરતાં પરદેશી વસ્તુઓ વધુ વાપરતાં શીખવે છે, આપણી ભાષા, પહેરવેશ અને રહેણીકરણી કરતાં પરદેશી ભાષા, પહેરવેશ અને રહેણીકરણી વધુ સારી છે, એમ માનતાં શીખવે છે. એટલે આપણા ભણેલા યુવકો ઘરના મટી જાય છે. આપણને આપણા ધર્મમાંથી વિશ્વાસ ઘટતો જાય છે, આપણને આપણી સમાજ-વ્યવસ્થા તરફ અણગમો થાય છે, પરદેશનું બધું સારું લાગે છે. આને લીધે ભણેલા યુવાનો અને સમાજ વચ્ચે અંતર વધતું જાય છે.

આનો અર્થ એમ નથી કે આપણે આપણું જ બધું સારું, એમ માની આપણી કેળવણી ગોઠવવાની છે. પરંતુ આપણી સમાજવ્યવસ્થા, સંસ્કૃતિ, રહેણીકરણી, વગેરેમાં પણ સત્ત્વ છે. બીજામાં પણ સત્ત્વ હશે. આપણામાં સમયાનુસાર ફેરફાર થતા નથી એટલે કંઈક બગાડ કે વિકૃતિઓ આવી હશે. એ વિકૃતિઓ નાશ કરવાની જરૂર છે, અને પરદેશોનું આંધરું અનુકરણ કરવાની જરૂર નથી. એ દૃષ્ટિએ આપણું અને પરદેશોનું લોકજીવન સમજી તુલના કરી જરૂરી ફેરફાર કરતા રહેવાની કળા આપણા યુવકોને આવડે તે જાતની કેળવણી આપવાની યોજના આપણે ઘડવી જોઈશે.

આપણા દેશની પ્રગતિમાં આડે આવનાર સૌથી મોટાં બે વિઘ્નો જનતાની ગરીબાઈ અને અજ્ઞાનતા છે. એ બે મુખ્ય રોગના ઉપાય થશે તો બીજા નાના રોગ આપોઆપ નાશ પામશે.

ગરીબાઈનો નાશ કરવા સરકારે તથા પ્રજાના આગેવાનોએ સહકારથી કામ કરવું પડશે. લોકોને રોજી મળે તે માટે મોટા ઉદ્યોગો સ્થાપવા જોઈશે. પરંતુ ફક્ત મોટા ઉદ્યોગોથી કરોડોની આમજનતાની ગરીબાઈ ટાળી શકાવાની નથી. એટલે ખેતીની ઉન્નતિ માટે મોટી મોટી નહેરોની યોજનાઓ કરવી પડશે, ઢોર ઉછેરની પ્રવૃત્તિને ઉત્તેજન આપવું પડશે, નાનાં ગૃહ ઉદ્યોગોને અપનાવવા પડશે.

ઉદ્યોગોથી આવેલી આવકનો ઉપયોગ લોકો પોતાની પ્રગતિ માટે જ કરતાં શીખે તે માટે લોકોને સંસ્કારવાળી કેળવણી આપવી પડશે. કેળવણીનો પ્રચાર કરતા અગાઉ લોકોને અક્ષરજ્ઞાન આપવું એ ખાસ અગત્યનું છે. તે વગર લોકોને પહોંચવું અશક્ય છે. એટલે સૌથી પ્રથમ પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવી પડશે. પછી ઔદ્યોગિક કેળવણી માટે ઠેર ઠેર કલાભવન જેવી સંસ્થાઓ કાઢવી પડશે. અને આપણા દેશનાં સાધનોનો ઉપયોગ જનતાના હિત માટે કેવી રીતે અને કેટલા પ્રમાણમાં થઈ શકે એમ છે તેની શોધખોળ કરવા માટે રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ જેવી સંસ્થાઓ પણ કાઢવી પડશે.

ધનિક વર્ગે કરોડો રૂપીઆનાં દાન કરવાં પડશે. જુવાન વર્ગે દેશ અને પોતાની ઉન્નતિ માટે સાહસિક બની રાતદિવસ કામ કરવાની વૃત્તિ કેળવવી જોઇશે.

આ બધા બનાવોની અસર આપણા સામાજિક અને ધાર્મિક જીવન ઉપર પણ પડશેજ. અને કદાચ વ્યક્તિગત જીવન ઉપર પણ કેટલાક અંકુશો આવશે. દાખલા તરીકે, આપણી માલકીના પૈસા હોય તો પણ તે દારૂ પીવા કે જુગાર રમવા વાપરી શકીશું નહિ. દેવસ્થાનોમાં જતું નાણું કદાચ દવાખાનાં કે શાળાઓ ચલાવવામાં વાપરવું પડશે. પોતાની બધી મીલ્કત પોતાનાંજ બાળકોને આપી શકાશે નહિ. ટુંકમાં દેશની પ્રજા પાસે વ્યક્તિગત રીતે કે સામુદાયિક રીતે જે લક્ષ્મી કે શક્તિ હશે તેનો ઉપયોગ અમુક પ્રમાણમાં આખા દેશની ઉન્નતિ માટેજ વાપરાવવાં જોઇએ એવી અપેક્ષા દેશ રાખશે.

આ બધું કેટલાક વર્ગને થોડો વખત અઘરૂં લાગશે. તેથી કદાચ અનેક જાતના વર્ગો અને હિતો વચ્ચેની નાની નાની અથડામણો થશે. પરંતુ હિંદુસ્તાનને છાજે એવું અગત્યનું સ્થાન આ દેશે પ્રાપ્ત કરવું હશે તો દેશના માણસોએ થોડા વખત માટે આવી અથડામણો સહેવીજ પડશે.

આને માટે પ્રજાનું માનસ તૈયાર કરવા સરકારે ભારે મહેનત કરવી પડશે. એ પ્રચાર અને તેના અમલ માટે દેશના જુવાન વર્ગે કટિબદ્ધ થવું પડશે.

સ્વતંત્ર હિંદુસ્તાનમાં આપણા પાટીદાર યુવકોએ પણ પોતાનો ફાળો આપવાનો છે. એટલે આપણે પણ આપણી ખામીઓ વિચારી તે નિવારવા તૈયાર થઇ જઇએ તે ખાસ આવશ્યક છે. જે રિવાજો આપણામાં ઐક્યના વધારવામાં આડે આવતા હોય, આપણી બેનદીકરીઓના સ્વમાનનો ભંગ કરનાર હોય (જેમ કે પરઠણની પ્રથા), જે રિવાજોથી આપણી આર્થિક અને માનસિક શક્તિનો દુર્વ્યય થઇ રહ્યો હોય (જેમ કે લગ્નના ખોટા ખર્ચ) તે બધા બંધ કરવાનો આપણે તુર્તજ નિશ્ચય કરવો પડશે.

આપણો દેશ ગરીબ છે, પ્રજા અજ્ઞાન છે, ચાલીસ કરોડનો દેશ હોવા છતાં બીજા નાના દેશો કરતાં અનેક રીતે પછાત છે. એને માટે આજ સુધી આપણે પરદેશી સત્તાને જવાબદાર ગણતા હતા. હવે આપણે સ્વતંત્ર થઇએ છીએ. હવે આપણી નબળાઇઓ લાંબો વખત ચાલુ રહેશે તો આપણે બીજા કોઇને દોષ આપી શકવાના નથી. એટલે આપણે જાગૃત થઇ આપણી પ્રગતિ રોકતાં તત્ત્વો સમજી લઇ તે દૂર કરવાનાં જબ્બર આંદોલનો જગાવવાં પડશે. પરમેશ્વર આપણને આ જાતની જાગૃતિ અને શક્તિ આપો.

# સમસ્ત પાટીદાર પરિષદ–૨

[ ૧ ]

એક મહિનાના પ્રચાર બાદ પરિષદ ભરવામાં સક્રિય સહકાર આપવાની ઇચ્છા વ્યક્ત કરતા સંખ્યાબંધ પત્રો આવ્યા છે, જેથી અમારી ખાત્રી થઇ છે કે આપણે સર્વ રાજકીય પલટા સાથે સામાજિક બાબતોમાં પલટો લાવવા ઉત્સુક છીએ. આઝાદ માનવીને છાજે તેવું ઉન્નત જીવન જીવવું હોય તો જૂની પ્રણાલિકાઓ વિસારે મૂકવી પડશે. હવે ભૂતકાળ ઉવેખવામાં માલ નથી. ગઇ કાલે શું કરતા હતા એ સંભારશો નહિ. આજે શું કરવું છે અને આવતી કાલે શું કરીશું એ વિચારો અને એ પ્રમાણે વર્તવા તૈયાર થાવ. હિંદને વર્ષોથી બગાઈની જેમ વળગેલી પરદેશી સત્તા ઉખેડી નાખી તેમ જ્ઞાતિને કુરિવાજો રૂપી વળગેલી અનેક બગાઇઓને તોડી નાખવી પડશે.

આપણી સરકાર કાયદો પસાર કરે અને તેને આપણે ફરજિયાત માન આપવું પડે, તે કરતાં આપણે જાતે સમજી એ કુરિવાજો નાબૂદ કરી શા માટે ગૌરવ ન લેવું?

આજે દેશના હિતની સંખ્યાબંધ યોજનાઓ રજુ થતી જાય છે. તે અમલમાં મૂકાય ત્યારે ખરી, પરંતુ તે દરમિયાન દેશમાં જુદાં જુદાં સંઘબળોએ જાગૃત થઇ એકમેકના સહકારથી કામે લાગી જવું પડશે. આઝાદી પચાવવી હોય, સ્વરાજ્યને સુરાજ્ય બનાવવું હોય તો નાના મોટાના ભેદભાવો, કે કુળવાનશાહી ને ખાનદાનીના વિચારો અને તેજોદ્વેષની ભાવનાઓ ભૂલી જઈ એક સાથે ખભે ખભા અને કદમે કદમ મિલાવી ચાલવું પડશે.

ગુજરાતનું શારીરિક ધન નબળું છે. ગુજરાતી પ્રજા માયકાંગલી છે. એની તંદુરસ્તી ખોટા રૂપિયા જેવી છે. આ કલંક આપણે ભૂંસવું છે. પાટીદાર એ તો ખેડૂતનો બાળક, એને તો કુદરતનો ખોળો ખૂંદવાનો સદર પરવાનો. આવો યુવક નબળો સંભવેજ કેમ? તેમ છતાં એ નિર્બળ છે, કારણ કે પરદેશી શિક્ષણે આપણને ટાપટીપ અને પરાવલંબીપણું શીખવ્યું છે. ગઇ કાલે ધરતીને ખોળે રમતો યુવક આજે કૉલેજમાં જઇ પાવડર લગાવી સ્ત્રીથી પણ વધુ કોમળ દેખાવવામાં મગરૂબી ધરે છે. એક નાની બેગ ઉચકવા મજૂર માટે ફાંફાં મારે છે. એક ફર્લાંગ ચાલવા માટે વિકટોરીઆ, બસ, ટેક્ષી કે ટ્રામ માટે કલાક સુધી ખોટી થાય છે અને બે દાદર ચડનાં

દીંચણે હાથ દેવા પડે છે. આ મનોવૃત્તિ હવે તો ત્યજવી જોઇએ. હવે ગુજરાતે ગરવી ગુજરાત થવું જોઇએ. કાઠિયાવાડે સાચું સૌરાષ્ટ્ર બનવું જોઇએ.

આપણે જગતને શ્રી. વલ્લભભાઇ પટેલ જેવા મુત્સદ્દી સરદાર આપ્યા. એ સરદારના એવા જ સૈનિક બની સરદારનું નામ ઉજ્જવળ કરવું એ શું આપણી ફરજ નથી ? ઠેર ઠેર વ્યાયામશાળાઓ સ્થપાય, જ્યાં વ્યાયામશાળાઓ બંધ થઇ ગઇ હોય તે પુનઃ શરૂ થાય, યુવાનોમાં જાગૃતિનાં પૂર ઉમટે એવું કરીશું તોજ આપણે સાચા સૈનિક બનીશું.

કેળવણીની દૃષ્ટિએ આપણે ઘણાજ પછાત છીએ. અભણ પ્રજા સ્વતંત્તાનો ભાર વહન કરવા શક્તિમાન નહિ થઇ શકે. આજના યુવકયુવતીઓને આવતી કાલના હિંદ અને એશિયાના ઘડવૈયા કરવા હોય તો આપણે કેળવણીનું ધોરણ ઊંચું લાવવું પડશે. ન્યાતવરા અને લગ્નો પાછળ ચડસાચડસી અને સ્પર્ધા કરી હજારો રૂપિયાનો વ્યય કરવા કરતાં કેળવણી ફંડોમાં એ રકમ આપી જ્ઞાતિની અને તે દ્વારા દેશની કેળવણીનું ધોરણ ઊંચુ લાવવાની ખાસ જરૂર છે.

આપણે પાટીદારો રાજકીય બાબતોમાં જેટલા આગળ વધ્યા છીએ તેટલા જ સામાજિક બાબતોમાં પાછળ પડયા છીએ. પરંતુ હવે સમય પલટાઇ ગયો છે. જે બુદ્ધિચાતુર્ય અને વ્યવહારૂ દૃષ્ટિ આપણે રાજકીય બાબતોમાં કેળવી છે એ સામાજિક બાબતોમાં પણ કેળવવી પડશે તોજ આપણો જયવારો થશે.

આગામી સંમસ્ત પાટીદાર પરિષદ કચ્છ, ગુજરાત, કાઠિયાવાડ અને અન્ય સ્થળોએ વસતા પાટીદાર ભાઇબ્હેનોને જાહેર આમંત્રણ આપે છે કે જ્યાં વસતા હો ત્યાંથી પરિષદમાં હાજરી આપવા હજારોની સંખ્યામાં પધારજો. પરિષદનો સંદેશો ગામડાને ખૂણે ખૂણે ગુંજતો કરજો. ઠેરઠેર યુવક સંઘો સ્થાપી, શારીરિક અને માનસિક વિકાસ કેળવવા, સામાજિક કુરૂઢિઓનાં બંધનો તોડવા અને ગળાબૂડ અજ્ઞાનમાં ડુબેલા સમાજનાં પડળ દૂર કરવા આજથી જ પ્રયાસો શરૂ કરજો.

પરિષદમાં ઠરાવો રજુ કરવા ઇચ્છતા ભાઇબ્હેનોને પોતાના ઠરાવો મોકલી આપવા વિનંતિ છે.

| | |
|---|---|
| પાટીદારસમાજ બિલ્ડીંગ, ફેન્ચપુલ, મુંબઇ-૭ | માનદ્ મંત્રીઓ, શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઇ. |

[ ૨ ]

શ્રીમાન તંત્રીશ્રી,

'પાટીદાર'–આણંદ,

મુંબઈમાં આવતા ડિસેંબરમાં સમસ્ત પાટીદાર પરિષદ બોલાવવા સંબંધી શ્રી પાટીદાર યુવકસંઘ મુંબઈના મંત્રીનો જે પત્ર 'પાટીદાર'ના જુલાઈ અંકમાં પ્રગટ થયો છે, તે યોગ્ય સમયે યોગ્ય હેતુસર પ્રસિદ્ધ થયો છે.

એકલા કાઠિયાવાડમાં જ પાટીદારની વસતી સત્તર લાખની ગણી શકાય. તેજ પ્રમાણે કચ્છ અને ગુજરાતમાં પાટીદારની વસ્તીનો બહોળો સમુદાય સંગઠ્ઠન સાધે તો અન્ય કોમોથી પછાત રહી ગએલ આપણી કોમનું હિત સાધવાનું કાર્ય સુગમ બને.

પાટીદાર જ્ઞાતિમા જે અનેક નાનામોટા વાડાઓ તથા પ્રાદેશિક વર્તુળો છે તે છિન્નભિન્ન કરી ઊંચ–નીચના ભેદભાવને મીટાવી સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં સમાનતાની ભાવના ખીલવી, ભાઇચારો કેળવી, વ્યાપક સંગઠ્ઠન સાધવાનો યુગ પાકી ગયો છે. આ કાર્ય થોડું વહેલું શરૂ થયું હોત તો સારૂં હતું. પરંતુ હજુ પણ આપણે જાગ્રત બનીને વ્યવસ્થિત અને યોજનાપૂર્વક આ કાર્ય ઉપાડી લઇશું તો આપણી સંઘશક્તિ કેળવીને સ્વતંત્ર ભારતમાં પાટીદાર જ્ઞાતિ પોતાનું યોગ્ય સ્થાન અચૂક પ્રાપ્ત કરશે.

આજે આપણે સામાજિક કુરૂઢિઓ અને અન્ય ગુંચવણકારી આંતરિક સમસ્યાઓમાં ઊંડા ઉતર્યા વગર સમસ્ત પાટીદાર સમુદાય વચ્ચે બંધુભાવ પ્રગટે અને સમાન ભાવથી સાથે હળતામળતા થાય એવી એકતા સ્થાપવાની સૌથી વધુ અગત્યતા ઊભી થઇ છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના પાટીદારો વચ્ચેની ઊંચ–નીચની દિવાલનો ભૂકકો કરીને સૌ જ્ઞાતભાઈઓ એક જ છીએ એ પ્રકારનું વાતાવરણ સૌથી પ્રથમ સર્જવું જરૂરી છે.

આ કાર્ય માટે પ્રથમ તો આપણાં છાત્રાલયોનાં દ્વાર કોઇ પણ પાટીદાર વિદ્યાર્થી માટે પ્રાદેશિક ભેદો રાખ્યા વગર સમાન દરજ્જે ખુલ્લાં કરી દેવાં જોઈએ અને તે છાત્રાલયોના સૂત્રધારોએ સંસ્થાની આખી નીતિ બદલી નાખવી જોઇએ અને શકય હોય ત્યાં વ્યવસ્થાપક મંડળમાં નવેસરથી રચના થવી જોઇએ કે જેથી ઉપરની ભાવના સિદ્ધ થઈ શકે. જો આપણી શિક્ષણ સંસ્થાઓમાં આ પ્રકારની વિશાળ દૃષ્ટિ રાખીને ભાઇચારો કેળવવાનો પ્રયત્ન કરવામાં આપણને સફળતા મળશે તો આપણા વિદ્યાર્થીઓના પરસ્પરના

વ્યવહારમાં ઊંચનીચના ભેદો ખસી જશે અને નવી પેઢીમાંથી પાટીદાર જ્ઞાતિના ભિન્ન ભિન્ન વાડાઓ આપોઆપ દૂર થઈ જશે. એટલે પાટીદાર પરિષદમાં આ સંબંધી યોગ્ય ઠરાવ થવો જરૂરી છે.

બીજું, સમસ્ત પાટીદાર જ્ઞાતિની એક મધ્યસ્થ સંસ્થા સ્થાપીને તેની સાથે જુદી જુદી પાટીદાર સંસ્થાઓની સંકલના કરવી જોઈએ. આ કાર્ય માટે કામચલાઉ વ્યવહારૂ બંધારણ પણ ડિસેંબરમાં મળનાર પરિષદમાં રજુ થવું જોઈએ. આવી મધ્યસ્થ સંસ્થાની દોરવણીથી ઇતર સ્થાનિક સંસ્થાને યોગ્ય માર્ગદર્શન મળશે અને જ્ઞાતિમાં એકતા અને બંધુભાવ પ્રસરાવવાનું કાર્ય સરળ થશે.

ત્રીજું, સામાજિક કાર્યકરો તૈયાર કરવા માટેની એક સંસ્થા આપણે ઊભી કરવી જોઈએ. આપણી મધ્યસ્થ પાટીદાર સંસ્થાના સંચાલન નીચે સામાજિક કાર્યકરોનું એક મોટું જૂથ ઊભું કરવું જરૂરી છે. એવા કાર્યકર્તાઓને અમુક પ્રકારની તાલીમ અપાયા પછી જ્ઞાતિ ઉન્નતિના વિવિધ કાર્યમાં રોકવા માટે તેમને જરૂરી વેતન પણ મળવું જોઈએ. આવા કાર્યકર્તાઓ દ્વારા સામાજિક સુધારણા, નિરક્ષરતા નિવારણ અને સામાન્ય રાજકીય જ્ઞાનનો પ્રચાર આપણી કોમના આમવર્ગમાં યોજનાપૂર્વક કરી શકાય.

હું માનું છું કે પરિષદમાં મોટી સંખ્યામાં ઠરાવો મૂકવાને બદલે આવી ત્રણ-ચાર અગત્યની બાબતો પર પૂરતી વિચારણા કરીને યોગ્ય નિર્ણયો લેવામા આવશે તો જે હેતુ માટે આ પરિષદ ભરાનાર છે તે મહદ્ અંશે સિદ્ધ થશે.

હાથીખાના રોડ, રાજકોટ
તા. ૨૮-૭-૪૭
રતિલાલ ઉકાભાઇ પટેલ
મુખ્ય મંત્રી, કાઠિયાવાડ પટેલ સેવા સંઘ

[ ૩ ]

મુંબઇના શ્રી પાટીદાર યુવક સંઘે સમસ્ત પાટીદાર પરિષદ ડિસેંબર માસમાં બોલાવવાનો નિર્ણય કર્યો છે, એ આવકારદાયક છે. પાટીદાર પરિષદો અગાઉ ભરાઈ ગઇ છે. એ પરિષદોમાં હજારો માણસોએ ભાગ લીધો છે. એ પરિષદોમાં ઘણા ઠરાવો થયા છે. છતાં એ ઠરાવો કાગળ ઉપર જ રહ્યા છે, કારણ કે એ પરિષદોમાં ઠરાવો રજુ કરનાર અને તેને ટેકો આપનાર સજ્જનોએ પ્રસંગ આવ્યો ત્યારે એનો ભંગ કર્યો છે. આ રીતે જે ભાઇઓ પરિષદના મંચ ઉપર બોલે એ જ ભાઇઓ ઠરાવનો ભંગ કરે તેની સમાજ

ઉપર અસર થતી નથી. જવાબદાર માણસો જ્યારે પોતાના વચનનું પોતે જ ભાન નથી રાખતા ત્યારે સમાજ એને પોથીમાંનાં રીંગણાં માની સમાજ-સુધારકોને નિંદે છે. માટે પરિષદના કાર્યકર્તાઓ, ભાષણો કરનારાઓ, ઠરાવ રજુ કરનારાઓ અને ઠરાવને ટેકો આપનાર ભાઈઓ બોલે તે જ પ્રમાણે વર્તન રાખનારા હોય તો જ તેમના વચનોની સમાજ ઉપર અસર થાય. માટે મુંબઈ પરિષદમાં આગેવાની ભર્યો ભાગ લેનારા, પરિષદમાં ભાષણો કરનારા અને ઠરાવ રજુ કરનારા તથા તે ઠરાવને અનુમોદન આપનારાઓ જે વિષય ઉપર પોતે બોલે તેને જીવનપર્યંત પોતે વળગી રહે અને પ્રસંગ આવે ત્યારે પોતાનો દેહ ભલે જાય પરંતુ પોતે જે બોલ્યા હોય તેની વિરૂદ્ધ વર્તન ન કરે એવી દૃઢ પ્રતિજ્ઞા કરે, તો જ સમાજ ઉપર અસર થાય.

જે ભાઈઓ એમ માનતા હશે કે સમાજ સુધારો થોડે થોડે થશે એ માનવું ભૂલ ભરેલું છે. સમાજને ચૂસી ખાનાર રૂઢિ રિવાજો સામે બળવો ઉઠાવી તેને જડમૂળથી જ ઉખાડી નાખે તે જ સમાજમાં સુધારો કરી શકે છે. દાખલા તરીકે, મનુષ્યના શરીરનું હાડકું સળતું હોય તે સળેલા હાડકાનું થોડે થોડે ઓપરેશન કરવામાં આવે તો ઓપરેશન સફળ થતું નથી, પરંતુ સળેલા હાડકાના સંપૂર્ણ ભાગનું ઓપરેશન કરવામાં આવે તો જ આગળ સળતું બંધ થાય અને ઓપરેશન સફળ થાય. તેવી જ રીતે અત્યારે પાટીદારસમાજમાં સમાજની શારીરિક, માનસિક, નૈતિક અને આર્થિક શક્તિનો નાશ કરનાર જે કુરિવાજોએ જડ ઘાલી દીધી છે, તે જડને એકદમ ફગાવી દેવા માટે બળવો કરવામાં આવે તો જ સમાજને ચૂસી ખાનાર રૂઢિ-રિવાજો જાય. સમાજમાંથી કુરિવાજોનો નાશ કરવા ગામે ગામ પાટીદાર મંડળો અને પાટીદાર યુવક મંડળો ઊભાં કરી એ મંડળોના સભ્યોએ નીચેની દસ પ્રતિજ્ઞાઓ લઈ તેનો અમલ કરવો અને બીજા ભાઈઓમાં પ્રચાર કરવો.

૧. કન્યાની ૧૬ વરસ અને વરની ૨૦ વરસથી ઓછી ઉમરના લગ્નમાં ભાગ લેવો નહિ

૨. વરકન્યાના લગ્નમાં વરની ઉમર કન્યાની ઉમર કરતાં નાની હોય તેમજ કન્યાની ઉમર કરતાં ૧૦ વરસથી વધુ ઉમર વરની હોય, તે લગ્નમાં ભાગ લેવો નહિ.

૩. જે લગ્નમાં વર અને કન્યા પક્ષ તરફથી પૈસા, સોનું, દાગીના, વાસણ, માંટલાંમાંટલી વગેરે આપલે થાય તેમાં ભાગ લેવો નહિ.

૪. જે જાનમાં ૨૪ માણસથી વધારે માણસ હોય તેવા લગ્નમાં ભાગ લેવો નહિ.

૫. એક દિવસથી વધારે જાન રહેવાની હોય તે જાનમાં જવું નહિ.

૬. વિધુર કુંવારી કન્યા સાથે લગ્ન કરે તે લગ્નમાં ભાગ લેવો નહિ.

૭. જે જાનમાં બેન્ડ હોય તે લગ્નમાં ભાગ લેવો નહિ.

૮. મરણ પાછળ, બારમું, માસીઓ, વરશી કે શ્રાદ્ધ કરવું નહિ અગર ખાવુંલેવું નહિ.

૯. પાછલી પ્રજાના હિત ખાતર બીડી, હુક્કાનું વ્યસન કરવું નહિ, તેમજ બીજાને તે આપવાં નહિ.

૧૦. પોતાનાં બાળકોને પૂરેપૂરી કેળવણી આપવા બનતો પ્રયત્ન કરવો.

ઉપર પ્રમાણે પરિષદના કાર્યકર્તાઓએ, પરિષદમાં ભાષણો કરનારા અને ઠરાવો રજુ કરનાર તથા તેને અનુમોદન આપનારા ભાઈઓ પ્રતિજ્ઞાઓ લેઈ જીવનપર્યંત પાળે અને વર્તન કરે અને ગામે ગામ પાટીદાર મંડળો અને પાટીદાર યુવક મંડળો ઊભાં કરી પાટીદારસમાજ સુધારકો તરફથી પ્રચાર થાય તો જ સમસ્ત પાટીદાર પરિષદ સફળ થાય.

નરસંડા
તા. ૭–૮–૪૭ } વેણીભાઈ પ્રભુદાસ પટેલ



# પાછલે બારણે

## [ નવી નવલકથા ]

સને ૧૯૩૯–૪૦ માં 'વળામણાં' અને 'મળેલા જીવ' નામની ગ્રામજીવનને આલેખતી સુંદર નવલકથાઓ લખી ગુજરાતમાં જાણીતા થયેલા શ્રી. પન્નાલાલ પટેલે આજ સુધીમાં નવલ–નવલિકા થઈને બાર પુસ્તકો ગુજરાતને આપ્યાં છે. 'પાછલે બારણે' એ એમની 'વળામણાં'ના કદ (૧૫૫ પાન)ની નવલ છે. 'વળામણાં' સન ૧૯૩૯માં સૌ પ્રથમ પ્રગટ થઈ ત્યારે સદ્‌ગત ઝવેરચંદ મેઘાણીએ તેને વર્ષની શ્રેષ્ટ નવલ ગણાવી હતી. તે પછી 'મળેલા જીવ'થી પન્નાલાલ ગુજરાતી સાહિત્યમાં જીવંત થઈ ગયા છે. તે પછીનાં એમનાં પુસ્તકો એટલી ઉત્તમ કોટીનાં નથી ઊતર્યાં. છેલ્લે છેલ્લે વાચકો અને વિવેચકો એમ પણ કહેવા લાગ્યા કે પન્નાલાલ હવે આપણને આ લગ્નજીવન અને જાતીય જીવનના પ્રેમની વાતો સિવાય બીજું કંઈ કહેશે કે નહિ?

વાચકો–વિવેચકોની એ ફરિયાદ પન્નાલાલે ધ્યાનમાં લીધી હોય તેમ 'પાછલે બારણે' વાંચતાં લાગે છે. માતૃપ્રેમ આ નવલમાં છલકાઈ ગયો છે. વાર્તાનો વિષય ઘણો જાણીતો છે. પચાસ હજારની જાગીરીવાળા ત્રીસેક વર્ષના ઠાકોરને એક મહિનાનો પુત્ર હતો. ઠાકોર અમદાવાદ દવાખાનામાં માંદા હતા. બચે તેમ હતું નહિ (પાછળથી બને છે પણ તે પ્રમાણે) ત્યાં મહિનાનો પુત્ર મરણ પામ્યો. ઠકરાણીએ પિયેરથી લાવેલ ચાકર ગલબાજીને મરેલાને સ્થાને બીજો પુત્ર વારસ તરીકે લાવી મૂકવા હુકમ કર્યો. એ ઠકરાતના તાબાના જોડેના ગામના હમીરસિંહને એટલી ઉમરના બે જોડિયા દીકરા હતા. માબાપની ઇચ્છા ન હતી છતાં ગલબાજી એમને સમજાવી એક પુત્ર મરેલા કુંવરને બદલે લાવે છે. હમીરસિંહ એક પુત્ર મરી ગયાનું જાહેર કરે છે અને વાત ટંકાઇ રહે છે. આવી વાતો રજવાડાંમાં બનતી દરેકે સાંભળી હોય છે. છતાં પન્નાલાલ આપણને એમની વાત કહેવાની કુશળ કળાને લીધે એક બેઠકે વાર્તા પૂરી કરતાં સુધી ખેંચી શકે છે, એ આ વાર્તાની મોટી સફળતા છે. 'વળામણાં' અને 'મળેલા જીવ' પછી આડે રસ્તે ચડી ગયેલા પન્નાલાલ 'પાછલે બારણે' થઇ પાછા આવ્યા એમ સહેજે લાગે છે.

પછી વાર્તા ઠેઠ કરુણાંત સુધી વહ્યા કરે છે. ગાદીએ ગયો તે પુત્ર અમરસિંહ અને ઘેર રહ્યો તે હિંમતસિંહ ઠેઠ સુધી બંને ભાઇઓ છે તે જાણતા નથી. અને તેથી રજવાડાંમાં સત્યાગ્રહની ચળવળ પછી જે રાજાપ્રજા વચ્ચે ગજગ્રાહ ચાલે છે તેવા પ્રસંગો બનતા જાય છે. ઠાકોર સત્તામાં મદ છે. હિંમતસિંહ કૉલેજમાં ભણતો અને સત્યાગ્રહની જેલમાં જઈ આવેલો સ્વતંત્ર યુવક છે. બંનેની વચ્ચે માતા કુંવરબાઈ પીસાય છે. પેટ ખોલી શકતી નથી અને દુઃખથી અંતર વલોવાયા વગર રહેતું નથી. આમાં મૂળ બને છે ઠકરાણી રાજબા. મરેલા પુત્રને બદલે જીવતો પુત્ર આપનાર કુંવરબાઇનો ઉપકાર કે અહેસાન તો ક્યાં રહ્યું પણ એ એની દુશ્મન બને છે. વચ્ચે મુશ્કેલીમાં મુકાય છે તે કામ કરનાર ગલબાજી.

કુંવરબાઈ પોતાનું દુઃખ એને કહેતાં કહે છે: 'ગલબાભાઈ! પોતાના દીકરાઓ ને વળી કૂખમાંય ભેગા આળોટેલા, એ જ એકબીજાના ગળાં કાપવા ઊભા થાય! એ બધું મારે નજરે જ જોવું પડશે! એવાં તે મેં શાં પાપ કર્યાં હશે કે......'

ગલબાજી એના જવાબમાં આશ્વાસન આપે છે: 'એવું કશું નથી, કુંવરભાભી, ધરતીનો જ દાખલો લો ને? એય મા જ છે ને? પણ તમે

જુવો છો કે એનાં છોકરાંય—અરે તમારે તો ઠીક છે પણ એનાં છોકરાં તો એક બીજાની છાતી ઉપર ચઢી બેઠાં છે. ગળે બાચકાં ભરીને લોહી ચૂસે છે...'

આમ આ બંને સગા ભાઈઓ વચ્ચે અણુજાણ્યુ ઠેઠ સુધી કલહ ચાલ્યા કરે છે. હમીરસિંહ અગાઉ ગુજરી ગયો હોય છે. કુંવરબાઈ મરવા પડે છે. ગલબાજી બધો ભેદ કુંવરને કહે છે. મરવા પડેલી માને રાત્રે છાનો, ઘરમાં પાછલે બારણે થઈ, કુંવર મળવા જાય છે—જેમ એક દિવસ ગલબાજી એ જ પાછલે બારણેથી એને ઉપાડી લાવ્યો હતો તેમ. છેલ્લી વખત પુત્રનું મોં નીરખવા જાણે કુંવરબાઈ જીવ ખેંચી રહી હોય તેમ અમરસિંહને જોતાં—ભેટતાં એનો જીવ ગયો. બંને દીકરાઓએ ઊંચકી એને ચોક ઉતારી. ગલબાજી એ દૃશ્ય નીરખી રહ્યો.

વાર્તા અહીં જ પૂરી થાય છે. એ જ એનો કલાપૂર્ણ અંત છે. પરંતુ લેખકે, ચિત્રકાર ચિત્ર પૂરું થવા છતાં એકાદ પીંછી વધુ મારી બેસે તેમ, ચાર પેરેગ્રાફ વધુ લખીને વાર્તાના કલાપૂર્ણ અંતને બદલે વ્યાસજીની કથાના અંતની જેમ—શ્રોતાજનો કહેવાની મતલબ એ છે કે કહી જેમ કથામાં બોધ તારવે તેમ—અહીં છેલ્લા પેરેગ્રાફમાં બોધ તારવી વાર્તા પૂરી કરી છે:— 'બંધ બારણે બનતા જગતના ને જીવનના ભેદ તો કાંકેય પામી શકાય, પણ આ પાછલે બારણેથી આગમન ને પ્રસ્થાન એ તો—આજીવન એક કોયડો જ રહેવાનો!'

વાર્તામાં શ્રેષ્ઠ પાત્ર દોરાયું છે કુંવરબાઈનું. દીકરાને સોંપ્યા પછી ધાવણનો પાનો ચડયો. એ એક માતૃત્વનો ઉમદા પ્રેમ પ્રસંગ છે. હિંમતસિંહનું પાત્ર તે પછી આવે છે. ઠકરાણી રાજબા દુશ્મનની ગરજ સારે છે એ માનસ સમજાય તેવું છે, પરંતુ એ કુંવરબાઈ જેટલું જીવંત નથી બની શકયું. ગલબાજીનું પાત્ર શરૂઆતમાં સારું છે, પણ પાછળથી તે વિકાસ સાધી શક્યું નથી. અને કયારેક તો એ લેખકનું દોર્યું દોરાતું હોય તેમ લાગે છે. કુંવરબાઈને આશ્વાસન આપતા ઉપર ટાંકેલા શબ્દો સરસ છે, પણ એટલું બધું, સમાજવાદી કે ગાંધીવાદી, ઊંડું તત્ત્વજ્ઞાન ગલબાજીના મોંમાં લેખકે મૂકયું છે એમ વાચકને તરત લાગે છે. અમરસિંહનું પાત્ર હિંમતસિંહ જેવું રજવાડાંના માનસ પ્રમાણે નિશ્ચયી ચિત્રાયું હોત તો વાર્તા જે કરુણાંત હોવા છતાં, કરુણતાનું શિખર સર ન કરી શકી તે કરી શકત. ઈ.

---

કિંમત રૂા. રા. પ્રકાશક: ગતિ પ્રકાશન લિ., અમદાવાદ. પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ લિ, મુંબઈ—અમદાવાદ.

# પંડે એકલો

"કેમ ભાઇ, આવો."

ત્રણેય નવજવાનો હતા. બે તો કોલેજીઅનો હતા. ત્રીજા મેટ્રિક પાસ થએલા હતા.

"કહો, કેમ આવ્યા છો?"

ત્રણેય કંઇક કહેવા આવેલા પણ ક્યાંક મુંઝવણ હતી.

એક ભાઇએ શરૂ કર્યું: "મારા ફળીઆમાં એક ભાઇ છે. મારી સામે જ ઘર છે. પંડે એકલો છે. એને ઘર હતું. એ જે ઘરમાં અત્યારે છે તે એનું જ ઘર હતું. ગઈ દીવાળીએ એના એક પિતરાઇએ લખાવી લીધું. એય જાણવા જેવી વાત છે. પણ......પણ કહી જ નાખું. એ માણસ એકલો. ખાવાપીવાનું નિયમિત મળે નહિ. બરાબર ખાવા કરવાનું આવડેય નહિ. ખાવાપીવાનાં વલખાં મારે. પેલા પિતરાઈ એ કળી ગયા. દીવાળીને ટાંકણે એને નજરમાં ઘાલ્યો. ખરી વાત તો એના ઘરને નજરમાં ઘાલ્યું. એને લુગડાં લત્તાં આણી આપ્યાં. બે ચાર દિવસ સારું સારું ખવડાવ્યું ને ઘર લખાવી લીધું. દસ્તાવેજ રજીસ્ટર કરાવ્યો. ને કહે છે કે એને મહિને પચીસ રૂપીઆ જીવતા સુધી આપવાના કર્યા છે. બાકી મકાન પેટે ફુટી બદામ આપી નથી. ઘરની કિંમત નાખી દેતાં ૭-૮ હજાર થાય."

જરા ખિન્નતાનો શ્વાસ ખેંચી એણે આગળ ચલાવ્યું. "બન્યું છે એમ કે એને પેલા પૈસા ન મળ્યા. ખાધાપીધા વગર હવે એ ખાટલે પડ્યો છે. ગંધ ગંધ થઇ રહી છે. એ પાણી માગે છે, ખાવાનું માગે છે પણ કોઈ આપતું નથી."

"તમે કેમ નથી આપતા?" મેં પૂછ્યું.

"હું તો હમણાં આવ્યો. અવારનવાર આપું છું. પહેલાં કોક આપે પણ પછી બંધ કરે. ને રોજનું લાગ્યું તે કોણ કરે? પરંતુ ખરી વાત એમ છે કે એને કોઇ મદદ કરે એ પેલો પિતરાઇ ને એના ઘરવાળી સાંખી લેવાનાં નહિ. એ તો ભાડવા જ લે છે. એમને તો એમ કે જેટલો વહેલો જાય એટલું વહેલું ઘર કબજે લેવાય. એને નીચેના ભાગમાં પડી રહેવા દે છે ને ઉપરનો મેડો તો ભાડે આપ્યો છે. એમની બીક—એ ગાળાગાળ કરે ને ઘરનાં આપણને વઢે એટલે—ચોરી છૂપીથી બધું કરવું પડે છે."

ઘરના વડીલો પાડોશી સાથે, પિતરાઈ સાથે કે ન્યાતીલા સાથે સંબંધ બગાડવામાં માનતા નથી અને આથે આથેય તેનાથી આ યુવાનો ભડકી રહ્યા છે, એ કાયરતા એમના કહેવામાં વરતાઇ આવતી હતી.

વળી એમણે આગળ ચલાવ્યું:

"એનાથી ઊઠાતું જ નથી. માંકણ, ચાંચડ–એનો તો પાર નથી. ભીંતે, પીઢોમાંય માંકણ. ચાંચડ તો ઊડયા જ કરે છે. જતાંઆવતાંને એ માખો ઉડાડવા આછછ કરે છે. પાણી પાવા બોલાવે છે. પણ એની પાસે જાય કોણ?"

"મારી પાસે શી આશા રાખો છો! તમે સાથે તો આવશોને!" મેં પૂછ્યું.

"સાથે......? હા, હા, રહીશું પણ પેલાં ઝંપવા નહિ દે."

"એ લોકો તોફાન કરે એમ લાગે છે!"

"બધા હશે ત્યાં સુધી તો નહિ બોલે પણ પાછળથી મણમણની જોખશે."

"એ તો સહન કરવું પડશે. આપણી ફરજ બજાવી લઇએ. એને નવડાવીએ, ધોવડાવીએ, દવા કરીએ. પણ પછી એને ખાવા આપવાનો, પાણી પાવાનો વગેરે બંદોબસ્ત તમારે કરવો જોઇશે. પૈસા વિષે તમે નચિંત રહેજો, કામ તમારે કરવું પડશે. તમે ત્યાં જાવ ને હું આવી પહોંચું છું."

એક નવો ઉત્સાહ લઇને એ જવાનીઆઓ ગયા. મેં તપાસ કરી. એ એકલો હતો. એને નિતનિત દહાડો ઊગે ને કોણ ખવડાવે? બે ત્રણ આગળ પડતા માણસોને મળ્યો તો કહે: "કંઈ વાંધો નહિ. એનો દા'ડો ફરતો હોય તો ખોટું શું? હરિજન સાથે લઇ જશો તોય વાંધો નહિ. અને ભાઈસા'બ, એ સાંકડા ફળિયામાંથી એ ગંદવાડ ને ગંધ જાય ને, તો બધાં સુખીઆં થાય. એને માટે કંઇક કરવું જોઇએ, બાકી ગાંડો હતો અને જીવવાનોય કેટલા દિવસ!" ન છૂટકે આ બધા હમદર્દીના બોલ બોલતા હતા. પછી હું સીધો દરદીને ઘેર પહોંચ્યો. પેલાઓ મારી રાહ જોતા ત્યાં જ ઊભા હતા.

મેડાબંધ, ટોગ્ર જેવા ઘરની ઓસરીમાં એક ગંધાતા ખાટલામાં એ સૂતો હતો. ભર ઉનાળે આખે શરીરે એણે ગોદડું ઓઢ્યું હતું. એનો રંગ મેલને લીધે વરતાતો જ ન હતો. ગોદડા ઉપર

માખો જ માખો. પાથરેલા ગોદડાની તો વાત જ ન પૂછશો. અમારા ખખડાટથી એ ગોદડું સળવળ્યું! એક સુકાએલો, મડદાનો હોય એવો હાથ બેઠે બેઠે બહાર નીકળ્યો. ત્યાં તો મોઢું ઉઘડી ગયું એટલે માખોએ એના ફિક્કા, કરુણ ને પહોળા મોઢા ઉપર મારો શરૂ કર્યો. માખોને મહાત કરવા એના હાથે ધમપછાડા માંડ્યા. એને શાન્ત રહેવાનું કહી અમે પંખાથી એ માખોને ઊડાડી. પણ એના મોં ઉપર દુઃખની, કષ્ટની, કરુણતાની અવધિ હતી. એનામાં નિઃસહાયતા હતી. આજે એને પાણી પાનાર કોઇ ન હતું. આખે શરીરે ચૂંટ ને વલૂર હતી. એ જીવનથી છૂટકારાનો દમ ખેંચવા માગતો હોય એમ લાગતું હતું. ઉંમર પાંત્રીશેકની આસપાસ હશે.

શરીરે કંપારી છૂટે એવું દશ્ય હતું. બંગાળના ભૂખમરાનું દશ્ય નજર સામે હતું.

પેલા ભાઇને સાન્ત્વન તો આપ્યું પણ સફાઈ વગેરેનું કામ શરૂ કરવાનું હતું. વાળની જટા થઈ હતી. દાઢી કેટલાય દિવસની વધી હતી. જૂનો પાર ન હતો. વાળ સાફ કરવા હજામને સંચો લઇને બોલાવ્યો. એટલામાં કુતૂહલવૃત્તિથી ફળીઆમાં માણસો ઠીક ઉભરાયાં હતાં. મોંએ લૂગડું દઇને બૈરાંઓનો અવરજવર ઠીક શરૂ થયો હતો. આગળ પાછળ ધીમે ધીમે ગણગણાટ સંભળાતો હતો: "બળ્યું બાંન, એ તો આવી નરકખાણમાં એ જ જીવે. લખ્યા લેખ મિથ્યા થાય? એને કોઈ ખાવા ના આપે ને પાણી પીવાનો ભાવે ય ન પૂછે. આપણે તો શું કરીએ! કરવાવાળો તો હજાર હાથનો ધણી છે ......અને બાંન...આ ઘર લખાઇ લઇને...... ત્યારે એમનું ય શું ભલું થશે?......"

એટલામાં વાળંદ આવી પહોંચ્યો. પેલા ભાઇને માંડ માંડ પથારીમાં બેઠો કર્યો. માથું દાઢી વગેરે સાફ કર્યાં. વધેલા નખ કપાવી નાખ્યા. એમના બેઠા ઉપરના માળીએથી બે ફાટલી ગોદડીઓ મળી આવી. બાજુના અંદરના બે ખંડ વાળી નંખાયા. ફિનાઇલથી ચોકડી-પાણીઆરું ધોઈ નાખ્યાં. ભીંતોએ ને ખૂણેખાંચરે ફિનાઇલ છાંટ્યું. યુવકો ને બીજા ભાઈઓની મદદથી એને નવડાવવા લીધો. ઝાડોપેશાબ પથારીમાં થએલાં. બધું ચોંટી ગએલું. માંકણ ને ચાંચડનો તો પાર જ નહિ. ધીરે રહીને, ચોળીને નવડાવ્યો. ત્યાં જતા પહેલાં મને કેટલાકે કહેલું કે જવા દે: ને— ધારાં પડ્યાં છે! જ્યાં એને નવડાવી રહ્યા એટલે મેં પૂછ્યું, "......ભાઈ, હવે જરા સારું લાગે છે?"

ધીમા અવાજે એણે કહ્યું, "ભગવાનને ત્યાં જવાના હવે બે દા'ડા છે, પણ નીરાંતે જઇશ."

એને પેલી ચોખ્ખી પથારીમાં લીધો. એમના એક પાડોશીએ આપેલું ધોએલું પહેરણ ને ધોતીઉં પહેરાવ્યાં. ખાવાનું આપ્યું, જે એણે ઝપાટાબેર પૂરૂં કર્યું. ખાતાં ખાતાં કહે કે, "કદાચ હવે છવાશે ખરું."

બહારનોય ખંડ સાફ કર્યો. કપડાં, ગોદડાં, ઓશીકાં વગેરે બાળી નંખાવ્યું. ધૂપ કર્યો ત્યારે મેડાવાળા ભાઈ કહે, "જરા અહીંઆંય ફિનાઇલ છાંટતા જજો. માંકણે તો મારી નાખ્યા!"

થોડા દિવસ બાદ, એક ભાઇએ મને ખબર આપી. "એ માણસ તો ફરીથી ગંધાઈ ઊઠયો છે. ગંધ આજુબાજુ ફેલાઈ રહી છે. કદાચ રોગચાળો ય થાય." ફરી પણ કોઇએ એની જોઇતી દરકાર ન લીધી. તરત જ એને દવાખાને એમ્બ્યુલન્સ કારમાં મોકલાવ્યો. ત્યાં સાફસફ કરી ઇન્જેકશન વગેરે સારવાર શરૂ કરવામાં આવી. દશેક વાગ્યે આ બધું થયું.

ત્રણ વાગ્યે દવાખાનાનો માણસ મને શોધતો આવ્યો. મને કહેવડાવ્યું હતું, "તમારો મોકલેલો માણસ બે વાગ્યે ગુજરી ગયો છે. મડદાની વ્યવસ્થા કરશો"

એટલા સમાચાર આપનાર ભાઇને લખી જણાવ્યું. એમની સાથે ત્રણેક જવાનીઆ પણ આવ્યા. પછી ખબર મોકલાવતાં મરનારના પિતરાઇ વગેરે આવ્યા. ઘર લખાવી લેનારે ય આવ્યા. એમણે જ ફરજ સમજી લાકડાં, ઘી, કાંઠીઆનું કપડું, નાળીએર વગેરેની ઉદાર દિલે ગોઠવણ કરી! સંસારનો વહેવાર કર્યો! મરનારનો જીવ ગતે બેસે એ માટે જહેમત ઊઠાવી.

હું ય મડદાની ઓરડી આગળ હતો. બીજા કોઇની મદદની જરૂર વિષે પૂછતાં એક ભાઈ બોલ્યા, "અરે મારા ભાઇ, એ તો બધું ય થઈ રહેશે. હમણાં બધા આવી પહોંચ્યા જાણોને. તમને કહેવાય! ને આમાં છે શું! એટલા પૈસા ન ખરચાય!"

હું મરનારનો કેસ વાંચતો હતો.

"......શરીરમાં કશું નથી. લોહી નહિ જેવું જ છે. ......પેટની દિવાલો સાવ ઝાટ પડી ગઈ છે...... બે વાગ્યે મરણ પામ્યો......

—મુસાફર

# ભણેલી બહેનોની મૂંઝવણ

શ્રી. લીલા પુરુષોત્તમદાસ પટેલ

ભણેલી બહેનોની મૂંઝવણ બે પ્રકારની હોય છે. કાલ્પનિક અને વાસ્તવિક. કાલ્પનિક મૂંઝવણો તેમણે અને તેમના નિકટના માણસોએ તથા સંજોગોએ ઊભી કરેલી હોય છે. દરેક કન્યાનાં માબાપ એમ ઈચ્છે છે કે તેમની કન્યા ભણીગણીને સંસ્કારી બને એટલે લગ્નના બજારમાં તેની કિંમત વધે અને તેને ઉચ્ચ કુળનો, સુશીલ, સંસ્કારી, સુશિક્ષિત, શ્રીમંત અને દેખાવડો પતિ મળે. માત્ર ભણતર એ સંસ્કાર અને યોગ્યતાની પારાશીશી નથી, એ વાત લોકો ભૂલી જાય છે.

આ બધાં વચ્ચે આદર્શોનું ભયંકર ઘર્ષણ થાય છે. કન્યા સાહિત્ય સૃષ્ટિમાં વિચરતાં અનેક કલ્પિત પાત્રો ઉપર પોતાનું મન કેન્દ્રિત કરે છે અને પોતાના આ આદર્શોને સંતોષે તેવા પતિ માટે ઝંખે છે. તેને તથા તેના માબાપને ખ્યાલ નથી રહેતો કે આદર્શ અને વાસ્તવિક જીવન વચ્ચે આભ-જમીન જેટલું અંતર છે. પરિણામ એ આવે છે કે લગ્ન પહેલાં અને પછી પોતાની સ્વપ્ન સૃષ્ટિમાં કલ્પેલાં પાત્રો અને પ્રસંગો નહિ જોવાથી બહેનો નિરાશ થાય છે, દુઃખી થાય છે અને ઘણી વાર તો જીવનથી કંટાળે છે. આ પ્રકારની મૂંઝવણો કાલ્પનિક છે અને તેનું કારણ વાસ્તવિકતાના જ્ઞાનનો અભાવ છે.

બીજા પ્રકારની મૂંઝવણો ખરી છે. ભણેલી બહેનો કે તેમના ભણતરનો દોષ કાઢવો નિરર્થક છે. ભણેલી બહેનોની સૌથી મોટી મૂંઝવણ તેમને લાયક સંબંધ મેળવવામાં રહેલી છે. બાળ લગ્નો લગભગ નાબૂદ થયાં છે, પરન્તુ તેની અસર હજી રહેલી છે. ચૌદ પંદર વરસ થતાં છોકરીનું અને અટાર વરસ થતાં છોકરાનું લગ્ન કરી નાખવામાં આવે છે. ભણતાં ભણતાં છોકરીઓ અંગ્રેજી ચોથા કે પાંચમા ધોરણમાં આવે છે એટલે તેમને પરણાવી દેવામા આવે છે. જે બચે છે તે મેટ્રિક સુધી કે તેથી આગળ પણ જાય છે. બનતા સુધી છોકરીઓ ભણતી હોય છે ત્યાં સુધી તેમના લગ્નની ઉતાવળ કરવામાં આવતી નથી. મેટ્રિક સુધી જાય કે તરતજ તેમનું ગોઠવી દેવાની ઉતાવળ માતાપિતા કરતાં બીજા લોકોને વધારે હોય છે. ભણતા છોકરાઓ તો ભાગ્યેજ કુંવારા હોય છે. ગોળની મર્યાદા ન હોય તો મુસ્કેલી ન રહે, પણ અત્યારે

તો અમુક ગામમાંજ, અમુક ખડકીમાંજ, અને અમુક ઘરમાંજ કન્યા આપી શકાય એવા ખોટા મોહને લીધે ગ્ય વરની તાણ પડે છે. શોકની વાત છે કે આવા મિથ્યા દંભમાંથી આટ આટલી કેળવણી મેળવવા છતાં પણ પાટીદારો છૂટા થઇ શકતા નથી. ભણેલી કન્યાઓને ભણેલા વર નથી મળતાં અથવા મુશ્કેલી પડે છે એ વાત તદ્દન ખોટી છે. ખરી વાત એ છે કે અમુક વાડામાંથી એવા વર નથી મળતા. કોઇ સમાજ સુધારક રસ લઇને કોઇ પણ મોટી કૉલેજમાં ભણતા પાટીદાર છોકરાઓ અને છોકરીઓની તપાસ કરે તો જણાઇ આવશે કે ભણતી છોકરીઓ ઘણી અલ્પસંખ્યામાં છે, જ્યારે છોકરાઓની સંખ્યા ઘણી મોટી હશે. આમાં ૫૦ ટકા તો પરણ્યા વગરના હશે, પણ તેઓ અમુક વાડામાં નહિ હોવાથી કુળ ભૂખ્યા પાટીદારો માટે નકામા ગણાય છે. આમ હોવાને બદલે કંઈ નહિ તો રોટી વહેવાર ત્યાં બેટી વહેવારનો સિદ્ધાંત પાટીદારસમાજ સ્વીકારે તો ભણેલી બહેનોની આ પ્રકારની મુશ્કેલી કંઇક અંશે દૂર થઇ જાય. આ મુશ્કેલીમાં ભણેલા છોકરાઓ પણ વધારો કરે છે. પૈસા કે કુળના લોભે તેઓ અભણ કન્યાઓને પરણે છે કે તેમને પરણવાની ફરજ પાડવામાં આવે છે. આવાં કજોડાં લગ્નો કરવાથી તેઓ અને તેમની પત્નીઓની મૂંઝવણો વધી પડે છે. એટલું સારૂં છે કે ભણેલી બહેનોને અભણ વર સાથે પરણવાનું આપણા સમાજમાં થતું નથી. બીજી ઘણી જ્ઞાતિઓમાં આવું થયાના દાખલાઓ મોજુદ છે.

હાલનું શિક્ષણ પણ એવા પ્રકારનું છે કે ભણેલી બહેનોની મૂંઝવણો ઘટાડવાને બદલે વધારે છે. ગૃહ જીવનમાં ઉપયોગી ન હોય એવા વિષયો તેમને શીખવવામાં આવે છે. અક્ષર ગણિત, ભૂમિતિ, ભૌતિકશાસ્ત્ર જેવા નિરુપયોગી વિષયો તેમને શીખવાના હોય છે, જ્યારે શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, પાકશાસ્ત્ર, ગૃહવૈદક, માંદાની માવજત, સીવણ, ગુંથણ, સંગીત જેવા અતિ ઉપયોગી વિષયોથી તેમને અજ્ઞાન રાખવામાં આવે છે. ભણેલી કે અભણ બધી બહેનોને ગૃહજીવનમાં તો પડવાનું હોય છે જ. ભણતરના બોજાને લીધે અભણ બહેનો જેટલી ગૃહજીવનમાં ભણેલી બહેનોની તૈયારી હોતી નથી. આથી જ્યારે તેમને ગૃહજીવનનો બોજો ઉપાડવાનો આવે છે ત્યારે તેઓની સ્થિતિ પાણીની બહાર માછલી હોય એવી થાય છે. તેઓ મનમાં મૂંઝાય છે. જૂનવાણી સાસુ, સસરા અને નણંદને સંતોષ આપી શકતી નથી અને પતિ જો ઓછી સમજવાળો અને ઢીલો હોય તો ગૃહજીવનમાં કટુતા પ્રસરે છે અને તે દુઃખી થાય છે. જો શિક્ષણની પ્રથામાં

ફેરફાર કરવામાં આવે અને બહેનોને સામાન્ય જ્ઞાન ઉપરાંત તેમની જરૂરી એવા વિશિષ્ટ વિષયોનું જ્ઞાન અપાય અને જીવનની તૈયારી માટે કેળવવામાં આવે તો તેમની મોટા ભાગની મૂંઝવણો દૂર થાય.

આ ઉપરાંત ભણેલી બહેનોને સામાજિક મુશ્કેલીઓ પણ ઘણી હોય છે. સમાજનાં જૂનવાણી બળો સામે સંગ્રામ કરવાનું ભગીરથ કામ તેમને માથે આવી પડે છે. લગ્ન પ્રસંગે આપ લે કરવાના ખોટા રિવાજો તેઓને પસંદ ન હોય તો પણ તેનો વિરોધ કરી શકતી નથી. વિરોધ કરે તો પણ તેમને કોઇનો ટેકો મળતો નથી અને તેમનો અવાજ ગુંગળાઇ જાય છે. સમાજને સુધારવાની, બદલવાની તેમને તમન્ના હોય છે, ખોટા દંભ તેમને પસંદ નથી, વિધવાની સ્થિતિ જોઇને તેમનું હૃદય રડી ઊઠે છે, ગરીબોનું શોષણ તેમનાથી જોઇ શકાતું નથી, સામાજિક અન્યાયો સામે તેમનો અંતરનાદ બળવો પોકારે છે, માનવી માનવી વચ્ચેના કૃત્રિમ ભેદો તેમને માન્ય નથી, ખોટા ખર્ચા કરી વિનાશ નોતરવાનું તેમને પસંદ નથી, સ્ત્રીઓની પશુ કરતાં પણ હલકી સ્થિતિ જોઇને તેઓનો આત્મા કલ્પાંત કરે છે-પણ આ બધા માટે તેઓ કંઇ કરી શકતી નથી, કારણ કે તેમને ભણેલા યુવકોનો પણ ટેકો નથી. આજકાલના યુવકો આ બધા રિવાજોને તિલાંજલી આપવાને બદલે તેને ઉત્તેજન આપે છે, એ તેમને માટે શરમજનક વાત છે. તેઓ આવતી કાલના સમાજના સ્તંભો છે અને તેઓ જો સુધારા નહિ કરે તો એકલી બહેનો મૂંઝાયા સિવાય બીજું શું કરી શકશે?

આમ બધી રીતે વિચાર કરતાં આપણે જોઇએ છીએ કે ભણેલી બહેનોની મૂંઝવણો ઘણી છે. આ બધી મૂંઝવણો દૂર કરવા માટે દરેક પાટીદાર યુવક અને યુવતીએ પ્રયત્ન કરવાની જરૂર છે. સર્વ દુઃખોનું મૂળ ગુલામી છે. રાજકીય ગુલામી દૂર થતાં સામાજિક, આર્થિક, ધાર્મિક અને રૂઢિનાં બંધનો તૂટી પડશે-કહો કે તોડી પાડવાં પડશે. ન્યાત જાતના ભેદો દૂર થશે-કરવા પડશે. વ્યક્તિ સમાજને માટે છે અને સમાજ વ્યક્તિને માટે છે, આ ભાવનાનું સત્ય સ્વીકારાશે તોજ આવતી કાલની સ્ત્રી પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકશે.

❀

# પ્રસંગકથા

**આપને દેશ મેં આપના રાજ**

તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭નો દિવસ હિંદના ઇતિહાસમાં જ નહિ પરંતુ જગતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલો રહેશે. પોતાની સ્વતંત્રતા ખાતર દુનિયામાં ઘણા નાનામોટા દેશો લડયા છે. સ્વતંત્ર પણ થયા છે. પરંતુ આ દિવસ જેવી ભવ્યતા ઇતિહાસે ભૂતકાળમાં જોઇ નથી. વગર હથિયારે, સત્યાગ્રહની અનોખી લડત દુનિયાને હિન્દુસ્તાને સફળ કરી બતાવી છે. આજે આપણે આ જમાનામાં છીવીએ છીએ એટલે એની ભવ્યતા જેટલી મહાન છે એટલી આપણને નહિ દેખાય. પાંડવો અને રામના ધર્મ-યુદ્ધથી આપણે મુગ્ધ થઇ જઇએ છીએ, તેટલા આ જીતથી આપણે મુગ્ધ નથી થયા, કારણ કે આ જીત આપણી આંખ આગળ ભજવાઇ છે. પરંતુ ભવિષ્યનો ઇતિહાસકાર આ જીતથી જરૂર સૌ કરતાં વિશેષ મુગ્ધ થશે અને એ જીતના રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના સ્મરણથી ધન્યતા અનુભવશે.

**મહાત્મા ગાંધીજીનો જય!**

હિંદે અંગ્રેજી સત્તાનો ઇન્કાર શરૂઆતથી કર્યા કર્યો હતો. પ્રજામાં સ્વરાજ્યની અને સ્વતંત્રતાની ભાવના નહોતી ત્યારે દેશી રાજકર્તાઓએ પ્રથમ એનો સામનો કર્યો, તેના ફળ રૂપે ૧૮૫૭નો સંગ્રામ સમગ્ર દેશમાં ખેલાયો. એ સંગ્રામ પ્રજા માટે નહોતો ખેલાયો પણ સત્તા માટે ખેલાયો હતો. પ્રજાતંત્રની ભાવના તે સમયે હિંદમાં નહોતી એટલે એ સ્થિતિની કિંમત ઓછી આંકવાની કંઇ જરૂર નથી. મતલબ કે, પરદેશી સત્તા તે વખતના રાજકર્તાઓને નહોતી ફાવી. પરંતુ તે પછીના ત્રીસ વરસમાં પ્રજામાં જાગ્રતિ આવ્યાની શરૂઆત રૂપે ૧૮૮૫ માં હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ. આજની રીતે તે વખતની મહાસભા એક તમાસા જેવી લાગે. પરંતુ કોઇ વસ્તુનું મહત્ત્વ તે સમયના ગજથી માપવું જોઇએ. એ માપે જોતાં લાગશે કે અંગ્રેજોએ નહિ ધારી હોય તેટલી વહેલી પ્રજા જાગ્રત થઈ ગઈ. સાંસ્થાનિક સ્વરાજની માગણી કરી. ૧૯૦૫માં બંગભંગની લડતમાં પ્રજા જીતી. પરંતુ તે પછીના ઇતિહાસના સર્જક મહાત્મા ગાંધીજી છે. ચાલીસ કરોડની અભણ, નિશસ્ત્ર અને સ્વતંત્રતાનો જુસ્સો ગુમાવી બેઠેલી પ્રજાને ક્રમે ક્રમે સ્વાધીનતા ભણી દોરી જવી, એની નાડ પારખી સત્યાગ્રહનું નવું શસ્ત્ર દેશ આગળ મૂકનાર ગાંધીજી હતા. એ સમયે બુદ્ધિશાળી માણસોએ એ ધૂનને હસી પણ કાઢી હતી. સાચી રીતે જોઇએ તો હિંદી

પ્રજાએ મહાત્માજીના એ હથિયારને એની મૂળ ભાવના સાથે આજ સુધી સ્વીકાર્યું પણ નથી. બીજો કોઈ રસ્તો પ્રજા પાસે હતો નહિ એટલે નિર્બળના હથિયાર તરીકેજ પ્રજા સત્યાગ્રહની લડત લડી છે. અને છતાં એવી નિર્બળતાનું પરિણામ પણ સફળ આવ્યું તે આપણે નજરોનજર જોયું. મહાત્માજીનો એ જય છે.

## પાકીસ્તાન એ આપણી નિર્બળતા

હિંદની સ્વતંત્રતા કોંગ્રેસની છતને લીધે નહિ પણ આંતરરાષ્ટ્રીય રાજકારણને લીધે આવી છે એમ માનનાર વર્ગ પણ છે. એ હકીકતમાં અલ્પાંશ સત્ય છે. જો એ કારણેજ સ્વતંત્રતા મળી હોત તો એ આફ્રિકાને પણ મળી હોત. પરંતુ હિંદના જેટલી આફ્રિકન પ્રજા જાગ્રત નથી એટલે એ તો ગુલામજ રહી. એટલે દેશમાં કોંગ્રેસ જેવી મજબૂત સંસ્થા ન હોત તો આંતરરાષ્ટ્રીય સંજોગો બદલાયા છે છતાં અંગ્રેજો હિંદ ન છોડત. અને જો ફક્ત કોંગ્રેસના વિજય માત્રથી સ્વતંત્રતા આવી હોત તો પાકીસ્તાન ન જન્મ્યું હોત. દેશી રાજ્યોનો પ્રશ્ન ગુંચવાયો ન હોત. એટલે સ્વતંત્રતા એ કોંગ્રેસની છતનું મુખ્ય કારણ છે તેમ પાકીસ્તાન એ કોંગ્રેસની નિર્બળતાનું મુખ્ય કારણ છે. અને કોંગ્રેસની નિર્બળતા એટલે આપણી નિર્બળતા.

## છતાં આજે આપણા અંતરમાં હરખ છે

આપણો આદર્શ–અખંડ હિંદનો–સિદ્ધ થયો નથી છતાં આપણા અંતરમાં આજે હરખ છે અંગ્રેજોના હડી ગયાનો. એ ન જાય ત્યાં સુધી આપણો પ્રશ્ન ઉકલે તેમ ન હતો એટલે એના જતી વખતે આપણે ગુંચવાઈ પડ્યા છીએ એમ અફસોસ કરવો વ્યર્થ છે. એકસો નેવું વર્ષ ઉપર ૧૭૫૭માં બ્રિટિશ લશ્કરે હિંદી લશ્કરની મદદથી પ્લાસીના યુદ્ધમાં બંગાળ પ્રાંત છતીને હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યના પાયા નાખ્યા હતા, તે સામ્રાજ્યનો આજથી અંત આવે છે, એ કંઈ ઓછા હરખની વાત નથી. લડાઈના અંતે છતનાર પક્ષને પણ હરખાવા જેવું ખાસ લાગતું નથી, કારણ કે એનો પક્ષ પણ ઓછો ખુવાર થયો હોતો નથી. એમ આજે આપણી સાથે રહેવા માગતા આપણા પાકીસ્તાની ભાઈઓને, જેઓ પણ આ છતના પૂરેપૂરા હિસ્સેદાર છે, તેમને આજે આપણાથી છૂટા પડવું પડ્યું છે, એ આપણને હરખ ઉપજાવે તેવી બીના નથી. છતાં આપણી મોટી ઘાંટી, અંગ્રેજોને હટાવવાની, આપણે તરી પાર ઉતર્યા છીએ તો એ બીજી ઘાંટીને તરી પાર ઉતરીશું એમ આજે તો આશાવાદી બનીને એ માર્ગે કુચ કરવી, એ એકજ માર્ગ આપણી સામે છે.

## હવેજ આપણી કસોટી શરૂ થાય છે

જે યુગપુરુષે આ છૂત આણી તે આજે પોતાની હાર માને છે. દેશ જ્યારે ઉત્સવ ઉજવે છે ત્યારે એ અપવાસ કરે છે! અખંડ હિંદનો આદર્શ આજે એનો ધુળમાં મળ્યો છે. સામી બાજુથી પાકીસ્તાન ન ઇચ્છનાર આપણે મગજ ગુમાવી બેઠા છીએ. પાકીસ્તાનનો આખો લાડુ ન મળતાં પંજાબ, બંગાળ અને આસામના ટુકડા થયા એથી એ મેળવનારને પણ તૃપ્તિનો ઓડકાર આવ્યો નથી. મહાત્માજી આશા સેવે છે કે પાકીસ્તાન થોડા વખતમાં હિંદુસ્તાનમાં પાછું આવી જશે. એવું થાય તો આપણા હરખનો પાર ન રહે. પણ એનો આધાર આપણા ઉપર છે, એ વાત આપણે ભૂલી જઇએ છીએ. સ્વતંત્ર હિંદમાં પાકીસ્તાનને પાછું લાવવું હોય તો એ ત્યારેજ શક્ય બને કે હિંદ હિન્દુઓનું નથી પણ ધર્મના ભેદભાવ સિવાય એમાં રહેતી હરકોઇ પ્રજાનું છે એમ દરેકને લાગવું જોઇએ. સ્વતંત્ર હિંદના કાયદા એવા હોવા જોઇએ. બહુમતિ પક્ષના હિંદુઓનું વર્તન પણ એવું હોવું જોઇએ. આજ સુધી આપણે દોષનો બધો ટોપલો અંગ્રેજોને માથે મૂક્યા કર્યો છે. એ દોષિત પણ હતા. છતાં આપણે આપણી જાતને સારી માની બેઠા છીએ તેટલા સાચેજ સારા છીએ કે કેમ, એ કપરી કસોટી હવે શરૂ થવાની છે. એમાં આપણે પાર ઉતરીશું તો પાકીસ્તાન હિંદમાં આવશે. અને નહિ આવે તો પણ, હિંદ દુનિયાના રાષ્ટ્રોમાં એક શક્તિશાળી રાષ્ટ્ર થશે. ફરીથી કોઇની ગુલામીમાં નહિ આવે. પાકીસ્તાની આપણા ભાઇઓને, દૂર રહીને પણ ઉપયોગી થઇ શકીશું.

## આ કાર્ય ધારીએ છીએ તેટલું સહેલું નથી

આપણામાં મૂળ તો ભેદભાવનો પાર નથી. નાતો, પેટા નાતો, ઊંચ-નીચના ભેદભાવ, અસ્પૃશ્યતા અને ધર્મના નાનામોટા પંથો! આ આપણી વચ્ચેના જ ભેદભાવ આપણે નથી ભૂંસી શકતા ત્યાં મુસલમાન, પારસી, ખ્રિસ્તિ કે પછી બીજા કોઇ ધર્મીને સમાન દરજ્જે સ્વીકારવા જેટલી તૈયારી આજે બતાવી શકીએ, એ ગજા બહારની વાત છે. મૂળ આપણને લોહીમાં એ વારસો મળ્યો છે ને તેમાં આપણો આ રોગ જોઇ અંગ્રેજી સત્તાએ એ રોગમાં ઝેર ઉમેર્યું. અને તેથી સત્ય છુપાવ્યા વગર કહીએ તો આપણા દિલમાં, શું હિંદુ કે શું મુસલમાન, બહાર દેખાડીએ છીએ એટલી અંદર પરસ્પર સદ્‌વૃત્તિ નથી જ. આપણા રોગિષ્ટ શરીરમાં અંગ્રેજી સત્તાએ રેડેલું ઝેર રગેરગમાં વ્યાપી ગયું છે. એટલે ન્યાયથી જોઈ શકે તેવો બનેમાંથી કોઇ આમપક્ષ નથી. આવા સમયે જે સત્તા સ્થાને બેઠા છે

એમની જવાબદારી અનેકગણી વધી જાય છે. જેમના એ પ્રતિનિધિ છે તે પક્ષની બહુમતિ પ્રમાણે એ કરવા જાય તો સામા પક્ષને કોઈ વખત અન્યાય થવાનો સંભવ છે. એટલે આગેવાનોનું કર્તવ્ય, ન્યાય શું છે તે જોઈ પોતાના પક્ષને તે સમજાવવાનું છે અને તેમ કરતાં પક્ષ વિરુદ્ધ જાય તો એને માન આપી ખસી જવાનું છે, પણ એને તાબે થવાનું નથી. એ રીતે આગેવાનો મક્કમતાથી વર્તશે તો આમપ્રજામાં ઉભરાઈ ઊઠેલું ઝેર થોડા વખતમાં બહાર નીકળી જશે, અને સ્વતંત્ર હિંદ એના ધ્યેય તરફ ઝડપથી કૂચ કરશે.

## રાજકારણમાં ધર્મને ભેરવવાની ચાલ હવે જવી જોઈએ

રાજકારણ અને ધર્મ એ અલગ વસ્તુ છે. છતાં પોતાના સ્વાર્થ ખાતર અંગ્રેજી સત્તાએ એને ભેળસેળ કર્યાં હતાં એમ કરીને એને તો હિંદમાં ગંદી રમત રમવી હતી. બંને પક્ષોને ભેગા નહોતા થવા દેવા, અને થયા પણ નહિ. હવે આપણે એ ગંદી રમત ચાલુ રાખવી છે? આજે ગોવધનો પ્રશ્ન હિંદમાં એવો ગણાય. હિંદુધર્મના ગૌપ્રતિવાળો કહે છે કે હવે હિંદમાં ગોવધ બિલકુલ બંધ થવો જોઈએ. ન થાય તો ઉપવાસ કરવાની પણ રણભેરી બજાવાય છે. હિંદુઓ ગાયને પૂજાયોગ્ય માનતા હોય તો તેને પૂજે, પાળે અને કતલ ન કરે. પરંતુ બીજા કોઈ પક્ષને તેમ કરવાની એ કાયદાથી શી રીતે ફરજ પાડે? તો તો હિંદમાં હિન્દુઓનું રાજ છે એમ થયું. સામી બાજુ દાખલો અપાય છે કે પાકીસ્તાનમાં એવા કાયદા થાય છે એનું શું? એ સાચું હશે, પરંતુ આપણે કંઈ એવો આદર્શ થોડો ઘડ્યો છે કે પાકીસ્તાન કરે તેમ આપણે કરવું? એટલે સ્વાયત્ત હિંદ કોઈ એક પક્ષના ધર્મની લાગણીને માન આપી કાયદા ઘડે તો એને સર્વનું રાજ કહેવું યોગ્ય નહિ ગણાય. તેમજ વારંવાર પાકીસ્તાનનો દાખલો આપવાનો પણ અર્થ નહિ રહે. આજે અમેરિકા, ઇંગ્લેન્ડ શું કરે છે એ જેમ આપણે જોતા નથી તેમ પાકીસ્તાન અંગે માનીશું તો જ આપણી લઘુમતીઓને ન્યાય આપી શકીશું. ધર્મનો પ્રશ્ન એ દરેક વ્યક્તિનો છે. એ બાબતમાં કોઈ પક્ષ અડચણકર્તા ન નીવડે એટલું રાજ્યે જોવાનું ગણાય. બાકી બહુમતિ પોતાની લાગણીનો જ વિચાર કરે તો આજે જેમ ગોભક્તોને એનો વધ કાયદાથી અટકાવવામાં ધર્મ દેખાય છે, તેમ અનાહારીઓને માંસાહાર કાયદાથી અટકાવવામાં ધર્મ દેખાય. એમ જુદા જુદા પક્ષો પોતાની લાગણી નિમિત્તે કાયદાનો આશરો શોધે એ કેમ બને?

### સત્તા માટે ખેંચતાણ થશે

ગુલામી હતી ત્યાં સુધી એને ફેડવા લડનાર કોંગ્રેસ એકલી હતી. સ્વતંત્રતા આવી ત્યારે એના હિસ્સેદાર થવા રાજાઓ અને લીગ જાગી. લીગે પાકીસ્તાન મેળવ્યું અને રાજાઓ સ્વતંત્ર થયા. અને એટલે દરજ્જે હિંદની સ્વતંત્રતા ખંડિત થઇ. પરંતુ હવે ઘણા પક્ષો સત્તા માટે દેશમાં ખેંચાતાણ કરશે. કોઈ ધર્મને નામે બોલશે. પરંતુ એ હથિયાર હવે બૂઠું થઈ ગયું છે એટલે હિંદમાં એની છત થાય એવી આજે નિશાની નથી. એટલે સામ્યવાદ, સમાજવાદ કે એવા કોઈ બીજા વાદને નામે લોકોમાં પ્રચાર કરવામાં આવશે. હિંદ પ્રજાસત્તાકનો અનુભવ આટલા મોટા પ્રમાણમાં કરતું હોય તો આ પહેલો પ્રસંગ છે. સ્વરાજ્ય આવશે એટલે દુઃખ નહિ રહે એવી સાદી સમજ સામાન્ય પ્રજામાં છપાયેલી છે. આજે સ્વરાજ્ય આવ્યું છે છતાં દુઃખનો પાર નથી. પહેરવાને વસ્ત્ર નથી, રહેવાને ઘર નથી. કાળાં બજાર, લાંચરૂશ્વત અને જૂઠાણાનો પાર નથી. આ બધો વારસો આપણી પ્રજાકીય સરકારને મળ્યો છે. આપણા બચાવી પાડેલા ઘરનો દુશ્મને છેવટ આપણને કબજો સોંપ્યો છે. પરંતુ એણે આખું ઘર બાળી મૂકયું છે. જે મળ્યું છે તે ફક્ત ઘરનું ભોંયતળિયું છે. નકામાં ઉપરનો બળેલો કાટમાળ દૂર કરવાની મહેનત આપણને સોંપી છે. એ સ્થિતિમાં કોઈ પણ પક્ષ કે વાદ પ્રજાને આજે ને આજે સુખી કરી નાખે એ સ્થિતિ નથી.

### કોંગ્રેસને તક આપવી જોઇશે

એટલે આજે સ્વરાજ્ય આવ્યું ને પ્રજા આજ ને આજ સુખ શોધશે તે કોઈ પક્ષથી બનવાનું નથી. આજે કોંગ્રેસ સરકાર છે એટલે એનો લાભ લેઇ બીજા પક્ષો એની વિરૂદ્ધ પ્રચાર કરશે. લોકો તો દુઃખી છે એટલે માની બેસવાની બીક છે કે કોંગ્રેસ કશું કરતી નથી. વળી પ્રચાર કરનાર પક્ષ લોકોને મોટાં મોટાં વચનો આપશે. પોતે સત્તા ઉપર આવશે તો કોઈને નાનું ભૂખ્યું નહિ રહેવા દે, બધાંને બધી સગવડ મળશે, એમ કહી પોતાનું મહત્વ બતાવશે. પરંતુ પ્રજાએ જાણી લેવું જોઇએ કે ખુદ ભગવાન આવે તો પણ હિંદને તરત સુખ મળે તેવી કોઈ સ્થિતિ નથી. બ્રિટનની મજૂર સરકારનો દાખલો એ માટે આપણી સમક્ષ મોજૂદ છે. ચૂંટણી વખતે એણે પ્રજાને જે વચનો આપ્યાં હતાં તે એ મૂર્તિમંત કરી શકી નથી. કારણ કે, પક્ષની ઉમેદ એ એક વાત છે, અને એને સફળ કરવી તે બીજી વાત છે. એટલે પ્રજા સ્વરાજ્ય આવ્યું છતાં સુખ ન આવ્યું એવી અધીરાઈ ન બતાવે, એ

આજે જરૂરનું છે. હિંદમાં કોંગ્રેસ એ જૂની અને મજબૂત સંસ્થા છે. મૂડીવાદીઓની લક્ષ્મીથી એનું શરીર પોષાયું હશે તો આમજનતાના લોહીથી એનો આત્મા પોષાયો છે, એ ન ભૂલવું જોઈએ. જે સંસ્થા આપણને સ્વરાજ્ય સુધી દોરી લાવી તે જનતાના સુખ માટે સમાજવાદના આદર્શે નહિ દોરી જાય એમ માનવાનું કોઈ કારણ નથી. એને ખંડિયેર થયેલા ઘરને ફરી ચણવા ઓછામાં ઓછો એક દસકો મળવો જોઈએ. એટલા સમયમાં એ પોતે આજે જેવી પ્રાગતિકોને જૂનવાણી લાગે છે તેવી રહેશે તો એ આપોઆપ જનતાનો વિશ્વાસ ગુમાવી બેસશે.

## કોંગ્રેસમાં પલટો નહિ આવે એમ માનવાનું કારણ નથી

કોંગ્રેસના તંત્ર વિષે ચોમેરથી ફરિયાદ ઊઠે છે. એ ફરિયાદમાં વજૂદ પણ હશે. પરંતુ એનો બધો દોષ કોંગ્રેસના કાર્યકર્તાઓને માથે ઢોળવા કરતાં એમાં દરેકની જવાબદારી છે એમ સ્વીકારતા આપણે થઈશું ત્યારે એ ફરિયાદ કરવાની રહી નહિ હોય. કોંગ્રેસમાં આજે સૌથી વધારે સડો છે એમ જો લાગતું હોય તો એનું કારણ આજનો જમાનો છે. લડાઈએ દરેક ક્ષેત્રમાં સડો ઘાલી દીધો છે. એથી કોંગ્રેસ મુક્ત રહેવી જોઈતી હતી, છતાં ન રહી એટલું જ ઉપરની ફરિયાદમાં જો તથ્ય હોય તો કહી શકાય. આજે મંચ ઉપર એ સંસ્થા છે એટલે એના દોષ આપણને દેખાય છે. આવતી કાલે એની જગાએ બીજી સંસ્થા મંચ ઉપર આવશે તો એમાં એવો સડો નહિ હોય તેવું માનવાનું કોઈ કારણ નથી. આગેવાનો કે કાર્યકર્તાઓ પ્રજામાંથી ઊભા થાય છે. પ્રજામાંથી જેટલા પ્રમાણમાં સડો દૂર થશે તેટલા પ્રમાણમાં આગેવાનોમાંથી એ દૂર થશે. છતાં એનો અર્થ આગેવાનો જવાબદાર નથી એમ કહેવાનો કે કોંગ્રેસનો બચાવ કરવાનો આ લખીને કોઈ ઉદ્દેશ નથી. ફક્ત આજે આપણે સ્વતંત્ર થયા છીએ ત્યારે આપણું હિત જોવા માટે દીર્ઘ દૃષ્ટિની જરૂર છે એટલું જ કહેવાની મતલબ છે. બાકી કોંગ્રેસ સત્તા ઉપર આવી છે એટલે એ મદમાં પડી જશે તો એને ગબડતાં કોઈ રોકનાર નથી. પરંતુ એ બધું, જે પક્ષે હિંદ માટે હજુ કંઈ કર્યું નથી, એના વચનોથી જ માની લેવું આપણે માટે આપણા ભલાને ખાતર હિતાવહ નથી. સત્તા ઉપરના પક્ષે પણ એટલું ધ્યાનમાં રાખવાનું છે કે પ્રજા આગળ કોઈ પણ સંસ્થાની સેવા જમા રહેતી નથી. ભૂતકાળમાં કોઈ સંસ્થાએ કે વ્યક્તિએ પ્રજાની ગમે તેટલી સેવા કરી હોય, પરંતુ વર્તમાન કે ભવિષ્યમાં એની આશા ન હોય તો પ્રજા ભૂતકાળનો અહેસાન માની કોઈને સાંખી લેતી નથી. સત્તા ઉપર બેઠેલી કોંગ્રેસે આ વાત બરાબર ધ્યાનમાં રાખવા જેવી છે. ભૂતકાળની એની કીર્તિગાથા એણે ગાવી બંધ કરી પોતાની નજર વર્તમાન અને ભવિષ્ય તરફ માંડવી પડશે. બાકી બ્રિટિશ સામ્રાજ્યને આ યુદ્ધ જીતી આપનાર ચર્ચિલની પ્રજા

ન થઈ તો કોંગ્રેસની થશે, એમ માનવું ભૂલ ભરેલું છે. પરંતુ કોંગ્રેસ સ્વતંત્ર હિંદની આમજનતાની ખાતર પલટો નહિ ખાય તેમ આજે માની બેસવું અગર કોઇ મનાવે તો સ્વીકારી લેવું, એ આપણી ટુંકી દૃષ્ટિની નીતિ ગણાશે.

**સ્વતંત્ર હિંદને કેવો આકાર આપવો એ આપણા હાથમાં છે**

સ્વતંત્રતા જેમ માણસને મુક્ત કરે છે, તેમ સાથે સાથે જવાબદારી પણ લાવે છે. આપણા મગજમાં, સ્વતંત્રતાની જ્યારે આપણે વાત કરીએ છીએ ત્યારે ફક્ત મુક્તિજ ઘૂમતી હોય છે. એની સાથેની જવાબદારીનો ખ્યાલ નથી એમ કહીએ તો પણ ચાલે. અને એ જવાબદારી આપણે નહિ સમજીએ. સ્વીકારીએ તો સ્વતંત્રતા ઝૂંટવાઈ જશે. અને એમ નહિ બને તો પણ સ્વરાજ્યની પાસે આપણે જે મોટી મોટી આશાઓ રાખી છે તે નહિ ફળે. ગઈ કાલે આપણે જે માનસવાળા હતા તેજ માનસ સ્વતંત્ર થયા પછી પણ આપણે રાખવા માગતા હોઇશું તો મહાત્મા ગાંધીજી આપણને સ્વરાજ્ય સુધી દોરી લાવ્યા, તેવા સો મહાત્માજીઓ દેશમાં હશે તો પણ આપણે સ્વરાજ્ય ભોગવતી પ્રજા હોઇશું છતાં સુખી નહિ થઇએ. સ્વરાજ્યની લડત લડવી એ થોડા માણસોથી બને તેમ હતું, અને એવા થોડાઓ લડયા પણ ખરા. પરંતુ સ્વતંત્ર હિંદને ઘડવું એ થોડાઓનું કામ નથી, સૌનું કામ છે. અને એ જવાબદારી સમજીશું તોજ સ્વતંત્ર થયાનો અર્થ છે. બાકી અસ્પૃશ્યોને સ્વતંત્ર હિંદમાં પણ આપણે અસ્પૃશ્યો રાખવા માગતા હોઇશું, મજૂરોનું ચૂસણ ચાલુ રાખવા માગતા હોઇશું, સ્ત્રીઓને આજની જેમ ગુલામ રાખવા માગતા હોઇશું, મુસ્લિમ સંસ્કૃતિથી સુગાતાં રહેવા માગતા હોઇશું, કે નાતજાતના નાના નાના વાડામાં ભરાઈ રહી, જૂનાપુરાણા કુરિવાજોમાં છવી ખાવામાં રાચતા હોઇશું તો સ્વતંત્રતાનો કંઈ અર્થ નથી. એટલે જેને સ્વતંત્રતા પ્યારી છે તે સામાની સ્વતંત્રતા પણ એટલીજ સ્વીકારે અને સમાન દરજ્જે એના ન્યાયી હકને સ્વીકારવા કાયમ તૈયાર રહે, એ સાચા સ્વતંત્ર હિંદીની ફરજ ગણાવી જોઇએ.

**જેમના ભોગ અને ત્યાગે સ્વતંત્ર થવા ભાગ્યશાળી થયા**

**તે સૌને કોટિ વંદન!**

સ્વતંત્રતાની આપણી લાંબી કૂચમાં નામી અને અનામી કેટલાય દેશાભિમાની વીરોએ બલિદાન આપ્યાં છે. જુવાર સનારની સંખ્યા તો તેથી અનેક ગણી છે. એમાંના થોડા એ દિવસ જોવા ભાગ્યશાળી પણ થયા છે. એ સૌનાં નામનો અહીં ઉલ્લેખ કરવો શકય નથી, એટલે આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના નામમાં સૌ સમાઈ જાય છે માની સૌને વંદન કરીએ. મહાત્મા ગાંધીજીની જય! જય હિંદ!



**એ પ્રસંગે દાન**

પલાણાના શ્રી. છોટાભાઈ ઈશ્વરભાઈ પટેલે આઝાદ દિન નિમિત્તે શાળાને રૂપિયા એક હજાર ને એકનું દાન આપ્યું છે. ધન્યવાદ.

# ગ્રંથસ્વીકાર

(૧) **બાલવિનોદ માળા** (સેટ ત્રીજો): સંપાદક–નાગરદાસ ઇ. પટેલ, ચિત્રકાર–જગમોહન મીસ્ત્રી, પ્રાપ્તિસ્થાન–બાલવિનોદ કાર્યાલય, મુંબઇ. આ ત્રીજા સેટમાં અગાઉના બે સેટ જેમ ૨૦ પુસ્તકો છે. દરેકની કિંમત ચાર આના છે. ભેટ પુસ્તક 'અબુહસન' એ વિશેષ છે. તેની કિંમત આઠ આના છે. બાલવિનોદમાળાના ત્રણે સેટની કિંમત સાડાતેર રૂપિયા. વી. પી. ખર્ચ દોઢ રૂપિયો. આ સેટનાં પુસ્તકોમાં નીચે પ્રમાણેના વિષયનાં પુસ્તકો છે. '**સુદામા**'ની પુરાણ કથા, '**વડોદરા**'ની પ્રવાસ કથા, '**લાખો**' '**લીલાવતી**' ને '**દારડાંવાળો**'ની લોક કથાઓ, '**વાલિયો**'ને '**તડાકિયો**'ની સાહસ કથાઓ, '**અલાદીન**' '**અલીબાબા**' '**જમાદરાજ**' '**સિંદબાદ**' અને '**અબુહસન**'ની અરેબિયન નાઇટ્સની જાણીતી કથાઓ, '**મંજરી**' '**હીરામણ**' '**હંસા**' અને '**રત્નાં દે**'ની પરીકથાઓ અને '**વામનજી**' '**મીનીમાશી**' '**સારંગીવાળો**' '**ઢીંગલો**' અને '**ગુલીવર**'ની જગત સાહિત્યની જાણીતી બાલવાર્તાનાં રૂપાંતરો આપવામાં આવ્યાં છે.

આ રીતે પુસ્તકોમાં વિવિધતા છે. શ્રી. નાગરદાસ બાલસાહિત્યના અચ્છા લેખક છે એટલે ભાષા બાલભોગ્ય અને પ્રવાહી છે. બાલવિનોદમાળાનું ત્રીજું આકર્ષણ તેની ચિત્રો સાથેની સુંદર છપાઇ છે. અને છતાં આજે ગુજરાતી સાહિત્યમાં પ્રગટ થતા બાલસાહિત્યમાં કિંમતમાં એ સસ્તું છે.

(૨) **ખેડૂત**: તંત્રી–નટવરલાલ દવે, સહતંત્રી–મગનભાઇ પટેલ, આણંદમાંથી, આણંદ તાલુકા વિકાસ મંડળ તરફથી તા. ૧૫મી ઑગસ્ટે નવું પખવાડિક શરૂ થયું છે વાર્ષિક લવાજમ રૂપિયા બે છે. એનો ઉદ્દેશ જનતામાં જાગ્રતિ લાવવાનો છે. અને તેથી વિકાસ મંડળે ખોટ ખાઇને, સામાન્ય જનતાને પોષાય તેવું નજીવું લવાજમ રાખ્યું છે.

(૩) **ગ્રામ સ્વરાજ**: કાર્યવાહક તંત્રી–જનકરાય વસાવડા, સુરતથી સહકારી શિક્ષણ મંડળ તરફથી તા. ૧૫મી ઑગસ્ટે ઉપરનું નવીન માસિક શરૂ થયું છે. લવાજમ રૂપિયા ત્રણ છે સહકાર, ગ્રામોદ્ધાર અને ગ્રામોદ્યોગના વિષયોને સ્પર્શવાનો માસિકનો ઉદ્દેશ છે.

(૪) **ધરતી**: તંત્રી–ચંદ્રવદન લશ્કરી, પાટીદાર જનતાના મુખપત્ર તરીકે ૧૫મી ઑગસ્ટથી આ નવું માસિક અમદાવાદમાંથી શરૂ થયું છે. વાર્ષિક લવાજમ રૂપિયા ત્રણ, પરદેશમાં શિલીંગ ૬,

(૫) **કેડી**: સંપાદકો–શશિકાન્ત નાણાવટી, યશવંત દોશી, કેડી પખવાડિક પણ અમદાવાદથી આ તબક્કે શરૂ થાય છે. એની ઉમેદ છે યુવાન ગુજરાતની અભિલાષા વ્યક્ત કરવાની. લવાજમ દેશમાં રૂપિયા આઠ અને પરદેશમાં રૂપિયા દસ.

(૬) **શ્રી પાટીદાર યુવક સંઘ, મુંબઇ** સને ૧૯૪૫–૪૬નો તૃતિય વાર્ષિક રિપોર્ટ.

---

Reg. No. B 1785

# પાટીદાર

સ્થાપકઃ સ્વ. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

૨૦૦૩ ] સપ્ટેમ્બર-૪૭ [ આસો

## આભાર

આ માસે 'પાટીદાર'નું ૨૪મું વર્ષ પૂરું થાય છે. આપ સૌએ એને નિભાવી લેઇ જે મીઠો સહકાર આપ્યો છે તે બદલ પૂરા થતા વર્ષને અંતે 'પાટીદાર' આપ સૌનો—ગ્રાહકો, વાચકો, લેખકો અને અહીં દેશમાં તથા આફ્રિકામાં લવાજમ વસુલ કરવાનું કામ કરતા શુભેચ્છકોનો આભાર માને છે. અને સાથે સાથે આપ સૌ નવા વરસમાં પણ પૂર્વવત્ સંબંધ ચાલુ રાખશો એવી 'પાટીદાર' સાથે સાથે આશા પણ રાખે છેજ.

—તંત્રી 'પાટીદાર'

તંત્રી
ઈશ્વર પેટલીકર

# ગ્રાહક ભાઇબહેનોને

❋ માસિકનો આ વરસનો છેલ્લો અંક છે. સંવત ૨૦૦૪નું લવાજમ જેમનું કાર્તકથી શરૂ થતું હશે તેમને આવતો અંક વી. પી.થી રવાના કરવામાં આવશે. જેઓ મ. ઓ.થી અગર હાથોહાથ લવાજમ પહોંચાડવા ઇચ્છતાં હોય તેઓ તા. ૨૫ ઑકટોબર સુધીમાં મોકલી આપશે તો તેમનો અંક વી. પી. નહિ થાય.

❋ જે ભાઇબહેનો નવા વર્ષે ગ્રાહક રહેવા ન ઇચ્છતાં હોય તે કૃપા કરી તેમની ઇચ્છા પોસ્ટકાર્ડથી જણાવી દે તેવી વિનંતિ છે. જેથી વી. પી. ના નુકશાનમાં ઊતરવું ન પડે.

❋ જે વિદ્યાર્થી ભાઇઓ ગ્રાહક છે તેમણે ઉપર જણાવ્યા સમયમાં લવાજમ ભરી દેવું જોઇશે. બાકી તેમને વી. પી. કરવામાં નહિ આવે, અને ગ્રાહક રહેવા ખુશી નથી માની માસિક બંધ કરવામાં આવશે.

❋ બહેનોને વિના લવાજમે માસિક મળી શકે છે. આ વર્ષે બહેનોએ તેનો સારો લાભ લીધો છે. ઉપરાંત જે બહેનો તેવો લાભ લેવા ઇચ્છતાં હોય તે લખી જણાવે.

❋ ઓછા લવાજમમાં બહેનોને, વિદ્યાર્થીઓને તથા ગુજરાતી શાળાના શિક્ષકોને રૂા. ૨ ના લવાજમે માસિક આપવાનું ચાલુ છે.

❋ આફ્રિકાનાં લવાજમ દર વરસની માફક આ વરસે પણ ઘણાંખરાં બાકી છે, તો દરેક પોતાની ફરજ સમજી લવાજમ પહોંચાડી દે એવી વિનંતિ છે.

❋ માસિક દર અંગ્રેજી મહિનાની ૨૫મી તારીખે નિયમિત અહીંથી રવાના થાય છે. અંક ન મળ્યાની ફરિયાદ આખર તારીખ સુધીમાં જણાવી દેવી.

❋ માસિકનું સામાન્ય વરસ કાર્તક માસથી શરૂ થાય છે. કાર્તક અને વૈશાખ એમ બે હપ્તે ગ્રાહકો નોંધવામાં આવે છે. વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો શિલક હોય ત્યાં સુધી મોકલી આપવામાં આવે છે.

❋ સ્થાનિક લવાજમ ભરનારની સગવડ ખાતર સ્ટેશન રોડ ઉપર-ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ-આણંદમાં લવાજમ ભરવાની વ્યવસ્થા છે.

# પાટીદાર

પાટીદારસમાજના વિવિધ પ્રશ્નોની ચર્ચા ચલાવતું માસિકપત્ર

વાર્ષિક લવાજમ : દેશમાં રૂા. ૬, પરદેશમાં શિલિંગ ૬
કાર્યાલય — 'પાટીદાર' મંદિર, આણંદ

આસો સં. ૨૦૦૩ | સપ્ટેમ્બર–૪૭ | વર્ષ • ૨૪ અંક • ૧૨

## સમસ્ત પાટીદાર પરિષદ—૩

### [૧] પ્રશ્નોત્તરી

[ પરિષદ બાબતમાં પોતાના અભિપ્રાયો વ્યક્ત કરતા સંખ્યાબંધ પત્રો અમારી ઉપર આવ્યા છે. એમાં સામાન્ય રીતે સર્વને મુંઝવતા કેટલાક પ્રશ્નોના ખુલાસા અમારી દૃષ્ટિએ અહીં આપીએ છીએ ! મંત્રીઓ, પા. યુ. સંઘ, મુંબઇ.]

**પ્રશ્ન:** 'સમસ્ત પાટીદાર પરિષદ' કરતાં યુવક પરિષદ ભરો તો સારું નહિ ?

**ઉત્તર:** આવા પ્રશ્નનો ઉત્તર આપતાં જ સંકોચ થાય છે. જો યુવકો ફક્ત યુવક પરિષદ જ ભરવા ઉત્સુક હોય તો ગામેગામથી મોટી સંખ્યામાં આગામી પરિષદમાં હાજરી આપે એટલે આપોઆપ પરિષદ યુવક પરિષદમાં ફેરવાઈ જશે. વળી યુવક એટલે અમુક વર્ષની ઉમરનો માણસ એ વ્યાખ્યા હવે જૂની થઈ ગઇ છે. જેના વિચારો ઉચ્ચ છે, જેનામાં સેવાવૃત્તિ છે, જે સમાજમાં ક્રાન્તિ લાવવા માગે છે, ઉમરમાં વૃદ્ધ છતાં જેનામાં યૌવનનો થનગનાટ અને યુવાનીનો થનગાટ મહેકી રહ્યો છે, એવા કોઈપણ ઉંમરનો પુરુષ યુવક કહી શકાય. આ દૃષ્ટિએ પણ પરિષદ યુવક પરિષદ જ છે.

**પ્રશ્ન:** આગામી પરિષદમાં બહેનોને સ્થાન ખરું કે?

**ઉત્તર:** આપણી જ્ઞાતિમાં ઢોરની માફક મજૂરી કરી, ગદર્ભની માફક મૂઢ માર ખાતું, છતાં ગુંગાની માફક અવાજ કર્યા વિના અન્યાયો સહે જતું કોઇ માનવપ્રાણી હોય તો તે બહેનો જ છે. આપણા રૂઢ થઇ ગએલા જડ રિવાજોને લઇને બહેનોથી સમાજ સામે લાગણી ચીંધાતી નથી એટલે કંટાળી આગરે બિચારીઓને આત્મહત્યાનો ઓઝારો માર્ગ ગ્રહણ કરવો પડે છે. પરંતુ હવે સ્ત્રીશક્તિ જાગૃત થઇ છે. આપણી બહેનોએ પણ પોતાના અને જ્ઞાતિના

હિતને ખાતર સામાજિક અન્યાયો અને અસમાનતા સામે અવાજ ઉઠાવવો જ પડશે. આ પરિષદ એવી બહેનોને સંપૂર્ણ સાથ આપશે. પરિષદમાં એમનું સ્થાન અગત્યનું છે. જેટલી મોટી સંખ્યામાં એમની હાજરી એટલી પરિષદની સફળતા.

**પ્રશ્ન:** જે જે પાટીદાર સંસ્થાઓ હોય તે બધી સંસ્થાઓનું એકીકરણ કરી એમને એક મધ્યસ્થ સમિતિ દ્વારા દોરવણી આપવામાં આવે તો?

**ઉત્તર:** આગામી પરિષદમાં આ બાબતની સંપૂર્ણ ચર્ચા કરવામાં આવશે. અને 'સમસ્ત પાટીદાર સમાજ' નામની એક મધ્યસ્થ સંસ્થા સ્થાપી, જેમાં દરેક વિભાગના પાટીદાર ભાઈબહેનોનું યોગ્ય પ્રતિનિધિત્વ જળવાશે, તે સમાજ દ્વારા જરૂર જણાતાં બધીજ સંસ્થાઓને દોરવણી આપવામાં આવશે. આજનો યુગ સંગઠનનો છે જો આપણામાં અંદર અંદર ભાગલા ને જુદા જુદા રાગતાલ હશે તો આપણે કંઇ પ્રગતિ કરી શકવાના નથી. એટલે જ્ઞાતિ અને દેશના હિતને ખાતર પણ જુદી જુદી સંસ્થાઓનું એકીકરણ આવશ્યક છે અને કરવું જ પડશે.

**પ્રશ્ન:** પરિષદો તો ઘણી ભરાઈ, ઠરાવો પણ થોકબંધ થયા, છતાં એનું પરિણામ અત્યાર સુધી તો શૂન્ય જ છે. હવે તો સરકાર પાસે કાયદો કરાવી જ્ઞાતિ સુધારવાના પ્રયાસ કરો તો ડહાપણ ભર્યું નહિ?

**ઉત્તર:** આવા નિરાશાવાદી ભાઇઓને શું કહેવું? સદીઓની ગુલામીની ધુંસરી ફગાવી દેવા કૉંગ્રેસને કેટકેટલી પરિષદો ભરવી પડી, કેટકેટલા ઠરાવો ઘડવા પડ્યા, તે તો જરા વિચારો. પરિષદો લોકમત કેળવવા અને નવા કાર્યકરો મેળવવા ભરાય છે, ઠરાવો અંતિમ ધ્યેય તરફ આગેકૂચ કરવા દિવાદાંડીની ગરજ સારે છે. એટલે કોઇ પરિષદ કે ઠરાવનું પરિણામ શૂન્ય ન જ હોઈ શકે. પ્રત્યેક પ્રયાસમાં પ્રગતિનાં બીજ રહેલાં છે, અને એવા પ્રયાસો કરતાં કરતાં જ લક્ષ્યબિંદુ પર પહોંચી જવાય.

બાકી, ફક્ત કાયદાની રાહ જોઇ બેસી રહીશું તો કંઇજ નહિ વળે. કાયદો થતાં એનો અમલ કરાવવા આપણે તૈયાર રહેવું પડશે. સારદા એક્ટ છે છતાં બાળલગ્નો થાય છે જ, પચ્ચીસથી વધુ ન જમાડી શકાય એ આજે કાયદો છે છતાં ગમે ત્યાંથી ગમે તે રીતે ને ગમે તે ભાવે સીધુ-સામન લાવી જુદી જુદી પગંતમાં ઊભડક પગે ને ફફડતા હૈયે સો દોઢસો માણસો જમાડી ઘણુંય ગૌરવ લીધું! પરંતુ હવે આપણે આ કાયદા પ્રત્યેની વિમુખતા ચલાવી લેવી નથી. આપણે પ્રતિજ્ઞાબદ્ધ યુવકયુવતીઓનું દળ ઊભું કરી આવા પ્રસંગોએ છડેચોક સત્યાગ્રહ આદરે એમ કરવું છે.

**પ્રશ્ન:** તમે પ્રતિજ્ઞાબદ્ધ યુવકયુવતીઓનું દળ ઊભું કરવા માગો છો? તો તેમાં કોણ જોડાઈ શકે? એમનું કર્તવ્ય શું?

**ઉત્તર:** હા. નિડર, નિષ્પક્ષપાતી ને અણનમ પ્રતિજ્ઞાબદ્ધ યુવકયુવતીઓનું દળ ઊભું કરવાની અમારી ઈચ્છા છે. જે પરિષદે પસાર કરેલા ઠરાવોનું પાલન કરે ને બીજાઓ પાસે પાલન કરાવવા પ્રયાસો કરે.

આમાં કોઈપણ ઉંમરનાં ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ કે ગમે ત્યાં વસતાં ભાઈબહેનો જોડાઈ શકે છે. એમનું કર્તવ્ય પોતાને ગામ, શહેર કે પોતાને માહિતી મળી હોય તેવા સ્થળે ઠરાવોના ભંગ કરતા બનાવોની જાણ મધ્યસ્થ સમિતિને કરવી અને સમિતિની સૂચના મળે તે પ્રમાણે કરવા તત્પર થવું.

આવું દળ આજથીજ ઊભું થાય તો અંતિમ ધ્યેયને પહોંચતાં વાર નહિ લાગે. જેટલું મોટું આ દળ તેટલી વહેલી આપણી સિદ્ધ ને સફળતા.

**મંત્રીઓ–શ્રી પાટીદાર યુવક સંઘ–મુંબઈ**

## [ ૨ ] આત્મનિરીક્ષણનો પ્રસંગ

આજે હિંદનો ઇતિહાસ અતિ ઝડપથી પલટાઈ રહ્યો છે. એ પલટો એટલો બધો ઝડપી છે કે અનેક લોકો એને ઓળખવાને આજે અશક્ત છે. પરંતુ એ હકીકત છે કે હિંદમાં આજે ઐતિહાસિક ફેરફારો થઈ રહ્યા છે. હિંદ આજ આઝાદ થયું છે, એનું ભાવિ સ્વેચ્છાએ નક્કી કરવાનો એને અધિકાર સાંપડયો છે. પરંતુ જો હિંદની આવતી કાલ આજ કરતાં વધારે સારી બનાવવી હોય અને આઝાદીનાં સર્વ મીઠાં ફળ માણવાં હોય, તો હિંદના એકેએક નાગરિકે આજેજ પોતાની જવાબદારીઓ સમજવા અને અદા કરવા તૈયાર થવાનું છે.

આજે હિંદ માટે એક નવોજ તબક્કો આવી પહોંચ્યો છે. અને હિંદના એકેએક સમૂહે પણ, પછી તે કોઈ સંસ્થાના રૂપમાં હોય કે જ્ઞાતિના રૂપમાં હોય, પોતાનું આત્મનિરીક્ષણ કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. આ પલટાએલ પરિસ્થિતિમાં પોતે કયા સ્વરૂપમાં નવા સંજોગોને અનુકૂળ થઈ શકે અને એ માટે શું પગલાંઓ લેવાની જરૂર છે એ માટે દરેક સમૂહે આજે ગંભીર વિચારણા કરવાની જરૂર છે. આવું આત્મનિરીક્ષણ ન કરનાર સમૂહ નજીકના ભવિષ્યમાં જ સમયના પ્રવાહમાંથી જરૂર છૂટો પડી જશે અને પોતાનું અસ્તિત્વ ખોશે. આજે આવતા અતિ ઝડપી રાજકીય અને આર્થિક ફેરફારો કોઈપણ વર્તમાન સમૂહજીવનને પાયામાંથી પલટાવી નાખ્યા વગર રહેનાર નથી.

આપણી પાટીદાર જ્ઞાતિ હિંદના અનેકવિધ સમૂહોમાંનો એક અગત્યનો સમૂહ છે. એને માટે પણ આજે આત્મનિરીક્ષણ કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. જ્ઞાતિના ભાવિ માટે આશાસ્પદ ચિહ્નોસમી કેટલીક સંસ્થાઓ આજે પાટીદારોના વસવાટના કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત જેવા પ્રાદેશિક વિભાગોમાં અસ્તિત્વ ધરાવે છે અને તેમના તરફથી જ્ઞાતિની ત્રુટીઓ અને જરૂરીઆતો અંગે એમનાં સ્થિતિ સંજોગો પ્રમાણે પ્રચાર અને પ્રયાસો ચાલુ છે. પરંતુ આજે આ સંસ્થાઓને એકબીજાના ગાઢ સમાગમમાં આવવાની જરૂરીઆત ઊભી થઇ છે. એમણે આજે એકત્ર મળી, સગઠિત થઈ, સમગ્ર જ્ઞાતિનું સર્વાંગી આત્મનિરીક્ષણ કરી જરૂરી સંયુક્ત પ્રયાસો કરવાના છે કે જેથી આપણી જ્ઞાતિ તેની ત્રુટીઓ ભાળી શકે, તેને ત્યજે અને સમયના પ્રવાહો પ્રમાણે વર્તવા કટિબદ્ધ થાય.

આવા સંગઠનની શરૂઆત "સમસ્ત પાટીદાર પરિષદ" જેવી પ્રવૃતિ યોજવાથી થઇ શકે. જ્ઞાતિની અનેકવિધ સંસ્થાઓના વિધવિધ જ્ઞાન, અનુભવ અને વિચારશ્રેણી ધરાવતાં ભાઇબહેનો એક જ વ્યાસપીઠ પર એકત્ર થઈ, નવા સંજોગોને સમજવા, આપસઆપસમાં વિચારોની આપલે કરી, જ્ઞાતિપ્રગતિને રૂંધનાર બંધનોને છેદવાનો એકમતે નિર્ણય કરે. પ્રચાર, કેળવણી અને અન્ય સામાન્ય પ્રવૃત્તિઓ માટે સંયુક્ત યોજનાઓ ઘડી કાઢે અને એને અમલમાં ઉતારવા પોતાની સર્વ શક્તિઓ ખર્ચવાના સપથ લે, તો જરૂર પાટીદાર જ્ઞાતિ નજીકના ભવિષ્યમાં જ હિંદની અન્ય જ્ઞાતિઓ માટે દાખલારૂપ બની રહે. શ્રી પાટીદાર યુવક સંઘ (મુંબઇ) બીજી સંસ્થાઓના સહકારથી આવી પરિષદ યોજવા પ્રચાર તથા પ્રયાસો કરી રહેલ છે. કચ્છના પાટીદારો તરફથી હું આ પ્રવૃત્તિને હાર્દિક આવકાર આપું છું અને મને ખાત્રી છે કે સર્વ પાટીદારો સમગ્ર જ્ઞાતિના હિતને લક્ષમાં લઈ, ટૂંકી દૃષ્ટિ પર રચાયેલ ઊંચનીચ અને પ્રાદેશિક વિભાગોના બંધનોને અવગણી, સમાન ધોરણે, એક જ ધ્યેયથી, સમગ્ર જ્ઞાતિને સહકારથી કાર્ય કરવાના સાંપડનાર આ પ્રથમ પ્રસંગને જરૂર આવકારશે.

રતનશી ખીમજી બંગલો, } કે. **આર. વેલાણી,** એમ. એ., એલએલ. બી.,
સ્ટેશન સામે, **ઘાટકોપર** } મહામંત્રી, શ્રી કચ્છ પાટીદાર સમાજ (મુંબઇ)

## [ ૩ ] કેળવણી અને વ્યાયામ

શ્રીમાન તંત્રીશ્રી, 'પાટીદાર',

આપના જુલાઇ અને ઓગસ્ટ માસના 'પાટીદાર'ના અંકોમાં મુંબઇમાં આવતા ડિસેમ્બર માસમાં સમસ્ત પાટીદાર પરિષદ બોલાવવા સંબંધી શ્રી

પાટીદાર યુવક સંઘ મુંબઈના મંત્રીઓનો જે પત્ર પ્રગટ થયો છે, તે હેતુસરનો છે. વળી હાલના પ્રસંગે સાચે જ આવકારદાયક અને પ્રસંશનીય છે અને તેને અમારો સંપૂર્ણ સહકાર છે.

આ પરિષદ દ્વારા આપણે સમસ્ત પાટીદાર કોમની ઉન્નતિ સાધી શકીએ તેવી એક સંસ્થા ઊભી કરવી જોઈએ. આજે હિંદમાં પાટીદાર કોમની ઉન્નતિ માટેના કાર્યો કરતી અનેક સંસ્થાઓ છે. અને તે તમામ સંસ્થાઓને એકત્રિત કરી એક મહાનસંસ્થા ઊભી કરવા સમિતિ રચવી જોઈએ. આજે દેશમાં રાજકીય વાતાવરણ કરૂણ હાલતમાં છે. તેવે સમયે એકત્રિત બની કામ કરવું આવશ્યક છે.

આ પરિષદમાં સામાજિક રિવાજો પર બીનઅમલી ઠરાવો કરવા કરતાં નીચેનાં બે કાર્યો કરવા અને તેને અમલી બનાવવાની ખાસ જરૂર છે.

(૧) કેળવણી (૨) વ્યાયામ.

આપણી કોમની ઘણીખરી વસ્તી ગામડામાં રહે છે, અને ત્યાં પ્રાથમિક કેળવણી સિવાય બીજી કોઈ પણ પ્રકારની કેળવણી મળતી નથી. પ્રાથમિક કેળવણી સંપૂર્ણ મેળવ્યા બાદ માધ્યમિક અને ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા માટે શહેરમાં જવું પડે છે, જ્યાં ન મળે રહેવાનું. વળી રેશનીંગના સમયમાં ખાવાનો પ્રશ્ન પણ મોટો છે. તો આ પરિષદ દ્વારા દરેક મોટા શહેરમાં તેવી સંસ્થાઓ ઊભી થાય તે માટેના પ્રયત્નો થવા જરૂરી છે. અને આવી સંસ્થાની અમદાવાદ જેવા આઠ લાખની વસ્તીવાળા ઔદ્યોગિક શહેરમાં ખાસ ઉણપ તરી આવે છે. તેથી અમદાવાદમાં તેવી સંસ્થા ઊભી થાય તેવા પ્રયત્નની જરૂર છે અને તે માટે આ મંડળ પ્રયત્ન કરી રહ્યું છે. તો આશા છે કે અમારા આ કાર્યને દરેક સાથ અને યોગ્ય દોરવણી આપતા વિચારો રજુ કરશે.

કેળવણીની પ્રવૃત્તિની સાથે સાથે વ્યાયામ પ્રવૃત્તિના ઉત્તેજન માટેની પણ એટલીજ અગત્ય છે. વ્યાયામ પ્રવૃત્તિ પરત્વે આપણે બધા નિરસ રહ્યા છીએ, અને તેનાં ફળ આજે ભોગવી રહ્યા છીએ. હાલના પ્રસંગે વ્યાયામ અને લશ્કરી તાલીમ આપતી સંસ્થાઓ શરૂ કરવી ઈચ્છનીય છે, તે માટેની વિચારણા આવા પરિષદો દ્વારા કરવી જોઈએ.

આશા છે કે સૌ જ્ઞાતિબંધુઓ આ કાર્યો પર વિચારણા કરશે.

૨૩૮, ઘાસીરામની પોળ, } ચંદુલાલ ચતુરભાઈ પટેલ
સારંગપુર, અમદાવાદ } મંત્રી, શ્રી દસક્રોશી લેઉઆ પાટીદાર મંડળ

## [ ૪ ] કાયદાદ્વારા સુધારો

તંત્રી, 'પાટીદાર',

પાટીદાર યુવક સંઘના મંત્રીનો સમસ્ત પાટીદાર પરિષદ વિષેનો લેખ આપના જુલાઈ માસના માસિકમાં વાંચ્યો પરિષદ ભરાય તે ઇચ્છનીય છે.

સવાલ એ છે કે પાટીદાર પરિષદ પાટીદારના ભલા માટે કરશે શું? પરિષદ સામે ઘણા સવાલો હશે અને કાંઇક રૂઢિઓ નાબુદ કરવાના કિમિયાઓ વિચારવાના હશે.

પાટીદાર યુવક સંઘ જ્યારે પરિષદ ભરે છે ત્યારે સૌથી પહેલું તેણે હાલનો યુવક કે જે બાપદાદાઓ અને સમાજ તરફથી મુશ્કેલી ભરી રૂઢિઓ અને આગળ વધતા જમાનાના ભારથી લદાએલ છે તેનો ભાર હલકો કરવાનું પગલું ભરવું પડશે. પરંતુ ભાર હલકો કેવી રીતે કરવો?

આપણે અનુભવે જાણ્યું છે કે હજારો લેખો–કંઇક પરિષદો અને ઘણા વિચારમંથને પણ કાંઈજ કરી શકયા નથી. અત્યારનું આપણું જીવન બહુ જુદી જ રીતે જીવાય છે. દરેક માનવી પોતાના કાર્યમાં મશગૂલ છે. તે પોતે સમજે છે કે ઘણીખરી રૂઢિઓ મુશ્કેલીરૂપ છે અને માર્ગમાંથી હટે તો સારૂં. પરંતુ પોતે આગળ પડીને હઠાવવાનો વિચાર કરતો નથી–કરવાની તમન્ના નથી. તે પોતે વિચારે છે કે કોઇ ભલો માણસ કરી દે તો ઠીક! બાકી વખત આવ્યે જોઇ લઇશું! આવા છીએ આપણે બધા!

આવી દશામાં કાંઇ કર્યું નથી–કરી શકીશું કે કેમ એ સવાલ છે. કોઈ સરળ રસ્તો?

એક રસ્તો છે. અત્યારે આપણી પોતાની સરકાર છે કે જે પ્રજાના ભલા માટે છે, તો પાટીદાર યુવક સંઘ એમ ન કરે કે સમસ્ત પાટીદાર પરિષદ જ્યારે ભરાય ત્યારે સામાજિક–આર્થિક–ધાર્મિક વગેરે બાબતોમાં પ્રવર્તી રહેલ ખરાબ રૂઢિઓની વિચારણા કરે અને પછી સરકાર પાસે રજુ કરે કે અમારી જ્ઞાતિમાં આટલી આટલી ખરાબ રૂઢિઓ છે કે જે અમારા વિકાસને રૂંધે છે માટે કાયદાથી અટકાવો?

જો સરકાર કાયદાથી અટકાવે તો પાટીદાર યુવક સંઘે ભગીરથ પ્રયત્ન કરી તેનો અમલ સરળ બનાવવા દરેક ગામ–શહેરમાં પોતાના સભ્યો–શાખાઓ દ્વારા સરકારને માર્ગદર્શક થવા કોશીષ કરવી જોઇએ.

હું નથી માનતો કે આ સિવાય હવે આપણી પાસે આથી વધુ સરળ અને સફળ રસ્તો હોય.

સમસ્ત પાટીદાર પરિષદ આના ઉપર વિચાર કરશે?

નાઇરોબી, ચંદુભાઇ અંબાલાલ પટેલ

## [૫] યુવકજૂથ ઊભું કરો

તંત્રી શ્રી, 'પાટીદાર'

નીચેનું લખાણ આપના આવતા અંકમાં છાપી આભારી કરશો.

આવતા ડિસેમ્બરમાં મુંબઈના શ્રી પાટીદાર યુવક સંઘે સમસ્ત પાટીદાર પરિષદ બોલાવવાનો જે નિર્ણય કર્યો છે, તે ઘણોજ સ્તુત્ય, આવકારદાયક અને સુઅવસરનો છે.

કૌટુંબિક, ગ્રામિક અને પ્રાદેશિક વાડાઓ દૂર કરી સમસ્ત પાટીદાર કોમ એક થાય તો આજે જ્ઞાતિને જે અનેકવિધ અગવડો વેઠવી પડે છે તે દૂર થાય. આજે આપણે સંગઠન કેળવવાની જરૂર છે. જેટલું મજબુત આપણું સંગઠન હશે તેટલી ઝડપી આપણી પ્રગતિ થશે

પરિષદ જેમ સમસ્ત પાટીદાર સમાજ નામની મધ્યસ્થ સંસ્થા સ્થાપવા માગે છે તેમ સમાજના અનિષ્ટો સામે પ્રતિજ્ઞાપૂર્વક લડાઈ લડનાર અણનમ યુવકયુવતીઓઓનું પણ એક પ્રચંડ દળ તૈયાર કરે અને તેમની એક સંસ્થા સ્થાપે તો તેમનું ભવિષ્યનું કાર્ય ઘણુંજ સરળ બની જાય.

પરિષદે, સંખ્યાબંધ ઠરાવો કરી પૂર્ણાહૂતિ કરવાની નથી. જો સમાજમાં સાચેજ ક્રાન્તિની જ્વાળા ફેલાવવી હોય તો મુદ્દાના ઠરાવો પસાર કરી એના પાલનાર્થે પ્રચંડ આંદોલન શરૂ કરવું. બાકી ચારેય તરફ હવાતિયાં મારવા જતાં ગામ ઘરનો પરોણો ભૂખે મરે તેવી વાત થશે.

પરિષદ કેળવણીનો પ્રશ્ન ઉપાડે; સમાજની વિષમ ચક્કીમાં રાતદિન પીસાતી બહેનોને જાગૃત કરે, સઘળી પાટીદાર સંસ્થાઓનું એકીકરણ કરી એક મધ્યસ્થ સંસ્થા સ્થાપે અને સમાજના અનિષ્ટો સામે ખભેખભા મિલાવી લડત શરૂ કરે, એના યુવકયુવતીઓનું પ્રચંડ જૂથ ઊભું કરે, તો એણે તે મહાન સિદ્ધિ મેળવી ગણાશે.

મદ્રાસ, રાવજીભાઈ સી. પટેલ

---

આફ્રિકાના જે ગ્રાહક ભાઈઓનાં લવાજમ સં. ૨૦૦૨ અને સં. ૨૦૦૩નાં એમ બે વર્ષનાં બાકી પડતાં હશે, તેમના તરફથી તે નહિ આવે તો નવા વરસથી માસિક બંધ કરવામાં આવશે. આળસમાં ન જવા દેતાં દરેક તે મોકલી આપશે તેવી વિનંતિ છે.

# મનોરમા

મેં થાકેલા શરીરે હિંચકા ઉપર લંબાવ્યું, ઓશીકા ઉપર માથું ગોઠવ્યું ન ગોઠવ્યું ત્યાં તો સીડીનું બારણું ખખડયું.

"...ભાઇ છે કે?"

"આવો, અત્યારે ક્યાંથી?"

બપોરનો વખત ને તડકો કહે મારું કામ.

આવનાર ભાઈ મારા મિત્ર હતા. એમની સાથે એક છોકરી હતી. એના પ્રમાણમાં એણે મોટા પનાનો સાલ્લો પહેર્યો હતો. બંનેને હિંચકે બેસાડયાં.

મિત્રે કહ્યું :" ચાલો ત્યારે મારી વાત કહી લઉં એટલે કંઇક રસ્તો સૂઝે."

મને સમજણ પડી કે આવેલી છોકરીનો કોયડો ઊભો થયો લાગે છે. એ છોકરીને મેં ક્યારેય જોઈ ન હતી.

તેમણે ચલાવ્યું: "હમણાં વડોદરા તરફની ગાડીમાં આ છોકરી આવી. ત્યાં એ આશ્રમમાં પંદરેક દિવસ રહી પણ એ વિધવા નહિ હોવાને કારણે એને આશ્રમ છોડવું પડયું."

"પણ તમારે ત્યાં જ આવીને ઊભી રહી..."

પણ મારા પ્રશ્નને વચ્ચે જ કાપીને તે બોલ્યા : "એ જ વાત ઉપર આવું છું. એ જ્યારે વડોદરે જતી હતી ત્યારે મારી દીકરી એ જ ડબામાં મુસાફરી કરતી હતી. તે વખતે આ છોકરી તેને બીજાંઓ પૂછપરછ કરે તેના જવાબ તે દુ:ખી થઇને આપતી હતી. વળી રડી પણ પડતી એટલે મારી દીકરીએ એના તરફ સહાનુભૂતિ બતાવી એટલું જ નહિ પણ જરૂર પડયે અહીં આવવાને સરનામું ય આપેલું."

મેં કહ્યું : "સમજ્યો, એ કેમ અહીં આવી ચઢી'."

"એણે જે વાત મારી દીકરીને કહેલી તે કહું. એનું નામ મનોરમા. તે અમદાવાદના...ગૃહમાં રહેતી. મારવાડી બ્રાહ્મણ છે. બાપ નથી. મા છે પણ ઘરડી છે. તે એના એક ઓરમાન છોકરાની સાથે રહે છે. આ મોંઘવારીના જમાનામાં કેટલાંનું પૂરું કરે એટલે આ છોકરીને રાખવા તૈયાર ન થયો. મા પણ લાચાર બની. એટલે કોઈએ આ છોકરીને...આમ સંસ્થામાં દાખલ કરાવી દીધી. ત્યાંથી નીકળીને તે વડોદરા તરફ જતી હતી."

"ઠીક, પણ તમારી કહેલી વાતમાં વચ્ચે વચ્ચેની કેટલીય વાતો હજી અધૂરી લાગે છે. આ બેનને પૂછી શકાય?" મેં કહ્યું.

"જરૂર. આપણે એને કંઈ રસ્તો કાઢી આપવો કે એટલે વાંધો શો ?" પેલા મિત્રે જણાવ્યું.

એટલામાં પેલી છોકરી કે જેને કપાળે ને મોંએ પરસેવો વળ્યા કરતો હતો ને જે લૂછયે જતી હતી તેણેજ કહ્યું : "મને પૂછશો તે જણાવીશ."

"ત્યારે તો સારું તમારી વાત જાણવાના રસથી તમને પૂછવાનું નથી પણ કોયડો શો છે ને ઉકેલ શું આણવો એટલા માટે પૂછવું પડે. તમને કાઢી કેમ મૂક્યાં ?"

"સાચું કહું ? રોજ અમારાં ઉપરી અમને વઢે ને હું ય તોફાની ખરી એટલે એક દિવસ સવારમાં કહે કે, 'જો જવું હોય તો, આ રસ્તો.' અને હું ચાલી નીકળી." તેણે કહ્યું.

"એ જાણે મારે ગળે ઉતરતું નથી. આવી સંસ્થા જે આપમેળેજ તમારા જેવી છોકરીઓને રાખવા તૈયાર થાય, તે આમ કાઢી મૂકે એ ન સમજાય. કાં તો તમારું તોફાન ભારે હશે, તમને કોઈ ખૂરી આદત હશે કે જેનો ચેપ બીજાઓને લાગવાનો એમને ભય હશે. અથવા તમને એક જગ્યાએ વધુ વખત રહેવાનું ગમતું નહિ હોય." મારા કહેવામાં એ છોકરીની વાતમાં સંપૂર્ણ શંકા હોવાનું જણાઈ આવતું હતું.

છોકરી જરા વિચારમાં પડી એણે ફરીથી આગળ ચલાવ્યું: "જુઓને, હું તમને સાચે સાચુંજ કહીશ. હું ગભરાએલી છું. કદાચ તમે મારા ઉપર ચિઢાવ એ બીક લાગે છે."

"મારે ચિઢાવાનું કારણજ નથી. હું તો એ વિચારમાં પડયો છું કે અમારા કુટુંબ ઉપર આવી આફત આવે તો શું થાય ? એ છોકરીઓ શું કરે ? મને દુઃખ થાય છે કે તારા જેવી બેનોને આમ અજાણ્યા સ્થળે રખડવું પડે છે. તારા પ્રશ્નનો ઉકેલ કરવાને અમને જણાવવા જેવી વાત તું જણાવીશ એટલે બસ છે. તારો ગુનો શોધનારો હું નથી. બેધડક કહેવા માંડ."

છોકરીને હિંમત આવી પણ પાછો ભય લાગતો હતો. એટલામાં મારા મિત્ર અંદરના ઓરડામાં ચોકડીએ ગયા એટલે એણે કહ્યું: "એમના દેખતાં નહિ કહું. એમના આગળ જૂઠી પડું. એમણે મને જે આમ આણી ને તકલીફ ઉઠાવી તેમને છેતર્યા ગણાય." એમ કહી એ રડી પડી.

મેં એને આશ્વાસન આપ્યું : "એમના આગળજ તારે સાચું બોલવું જોઈએ. એજ એમને ઘેર તને જમાડીને લાવ્યા. એમની દીકરીએ તને તેલ નાખવા

આપ્યું ને માથું ઓળાવીને અહીં મોકલી. એ જ તારા ખરા હિતસ્વી છે."

"સારું ત્યારે" એણે કહ્યું.

પેલા મિત્ર આવી પહોંચ્યા. એની વાતનો સાર આ પ્રમાણે હતો.

"ગાડીમાં મને બહુ પૂછપરછ થવા માંડી એટલે હું બ્રાહ્મણ છું એમ કહેલું પણ હું મારવાડી મોચીની છોકરી છું. મારા બાપ હયાત છે. પણ મને બારેક વરસની પરણાવીને સાસરે મોકલી. પરણનારો પાંત્રીસેક વરસનો હતો હું એનાથી ભડકી ગઈ, હેબતાઈ ગઈ, આડોશીપાડોશીએ વાત જાણી. મને એણે સતાવવાનું ચાલુ રાખ્યું, આજુબાજુની સ્ત્રીઓએ ઘણીઘણીઆણીની વાતો સમજાવી. મને ધ્રૂજારી છૂટી ગઈ. કોઈએ મને પોલિસ ચોકીએ જઈ ફરિયાદ દાખલ કરવા કહ્યું. હું ગઈ. ફરિયાદ કરી. કોર્ટમાં કેસ ચાલ્યો. મને છૂટાછેડા મળ્યા. મારા બાપને ત્યાં જાઉં તો ફરીથી વેચે એ બીકે એમનામાં પણ વિશ્વાસ નથી એમ કહ્યું એટલે મને... આશ્રમમાં મૂકી. ત્યાં એકલું કામ જ કરાવે, છોકરાં સંભળાવે. મારે ભણવું હતું, કંઈક શીખવું હતું કે જેથી મોટી થાઉં કે પરણું ને ઘરભંગ થવાનો વારો આવે, કમાવાના દહાડા આવે તો કમાઈ શકું. એમણે કંઈ રસ્તો ન કાઢ્યો એટલે એક શિક્ષક ભાઈની મારફતે મને...ગૃહમાં દાખલ કરાવી. ત્યાં અમને તેલ ને સાબુના ખૂબ વાંધા પડે છે. જે છોકરીઓ ઘેરથી મંગાવી શકે એમને જ મળે. મારા જેવીને તો કશું જ નહિ. એટલે મેં વાંધો ઊઠાવ્યો, તોફાન કર્યું, ને જાહેર કર્યું કે જો હવેથી મને સાબુ ને તેલ આપવામાં નહિ આવે તો ગમે તેનાં સાબુ ને તેલ મારાં છે એમ સમજીને વાપરીશ અને ખરે જ ઉપયોગ પણ કરતી. એને એમણે ચોરી માની. પછી એક દિવસ સવારે કહ્યું કે જવું હોય તો જા એટલે હું ચાલી નીકળી. રસ્તે મારી બા રહેતી હતી ત્યાં લાકડાના પીઠા આગળ આવી. મારાં નાનાં ભાઈબેન રમતાં હતાં પણ અંદર જવાની મારી હિંમત ન હતી. તેમણે બાને બોલાવી. એ તો મને રાખવા ખુશી ન હતાં. એટલે સ્ટેશને પહોંચી. વડોદરાને બદલે મહેસાણા તરફની ગાડીમાં બેસી ગઇ. સાંજે મને સમજાયું કે ખોટી ગાડીમાં બેઠી છું. ત્યાં મને કોઇ ભાઈએ ચવાણું વગેરે આપ્યું ને બીજે દિવસે આમ વડોદરા જતી હતી ત્યાં...એનનો સમાગમ થયો અને આજે તેમને ત્યાં આવી." આટલું કહેતામાં એને પરસેવો ખૂબ થયો. પછી થોડો વખત એ ઊંઘી ગઈ.

અમને ય આ પ્રશ્ન મુંઝવવા લાગ્યો. છેવટે એમ નક્કી થયું કે રાત્રે તો એ મિત્રને ત્યાં રહે ને બીજે દિવસે બીજા એક આશ્રમમાં દાખલ કરાવવી.

પહેલા શેઠ—અરે, ટ્યુશન તો હું પણ મારા પ્રવીણ માટે રાખું છું. પણ મને તો એમાં ય કંઇ ભલીવાર દેખાતો નથી. માસ્તરો પગાર લેવામાં જ સમજ્યા છે. કામ કરવું એ તો તે સમજતા જ નથી.

બીજા શેઠ—મારો પણ એજ અનુભવ છે. માસ્તરો બહુ બગડી ગયા લાગે છે. એકેક માસ્તર ચાર ચાર ટ્યુશન રાખે. નિશાળની નોકરી કરે, એટલે એમના કામમાં ય શું બરકત આવે? પૈસા ખર્ચીએ પણ કંઇ બદલો નથી મળતો.

જે સદ્‌ગૃહસ્થ એક શેઠના સેક્રેટરી હતા, તે આ વાતો રસથી સાંભળતા હતા. ચર્ચામાં શેઠીઆ લોકો શિક્ષકના ધંધા અને જાત ઉપર બહુ આગળ વધી ગયા એટલે તેમનાથી ન રહેવાયું.

એમણે કહ્યું: 'મેં આપ બધા મુરબ્બીઓની વાતો સાંભળી હું આજે આ નોકરી કરું છું, પરંતુ મારો પહેલાંનો વ્યવસાય શિક્ષકનો હતો. તંદુરસ્તી અને બીજાં કારણો આડે ન આવત તો હું છવ્વીસ વરસ એજ ધંધો કરત. એ ધંધાનો મને અનુભવ છે. એટલે આપ બધાની વાતોનો ટૂંક જવાબ આપવાનું મને મન થાય છે. આપ કોઈને અંગત આક્ષેપ કરવા હું કંઇ નથી કહેતો પરંતુ આપની વગર અનુભવની વાતોથી આપ શિક્ષકવર્ગને કેટલો અન્યાય કરી રહ્યા છો તે સમજાય માટે હું આ વાતચીત અંગે બે શબ્દો બોલવા માગું છું.

'શિક્ષકના કામથી આપ સૌને અને સમાજમાં ઘણાને અસંતોષ છે. એનું કારણ એ છે કે આજે છોકરાં જોઇએ તેટલાં સારી રીતે ભણતાં નથી; એમને જોઇએ તેટલા સંસ્કાર કે શિસ્ત નથી શીખવાતાં, એ રખડેલ ને વાચાળ તથા ખર્ચાળ અને વિલાસી બનતાં જાય છે. અને આ બધું થાય છે તેની જવાબદારી શિક્ષકને માથે નાખવામાં આવે છે. હું એક શિક્ષક તરીકે કહું છું કે આ બધી સ્થિતિની થોડીજ જવાબદારી શિક્ષકની છે. વધુ જવાબદારી માબાપ અને સમાજની છે. શિક્ષક આજે સમાજમાં નબળો વર્ગ છે એટલે જે તે એને જવાબદાર ગણવાની હિંમત કરે છે.

'બાકી હું પૂછું છું કે શિક્ષકને તેના કામ બદલ સમાજ શું આપે છે? એનો પગાર ઓછો, એનો મોભો ઓછો, અને એની જવાબદારી કેટલી? આવતી કાલના નાગરિકો ઘડવાનું તેને સોંપવામાં આવે છે.

'હું આપને પૂછું છું કે આપનાં છોકરાં પાછળ આપ કેટલો સમય

આપો છો? આપની મોટરોના ડ્રાયવરો જેટલો પગાર પણ ઘણા શિક્ષકોને નથી મળતો. તમારી મિલોમાં ધોતી કે સાડીની ડિઝાઇન સારી ન છપાય અને તે બજારમાં ન ખપે તો તમે દોડાદોડ કરી સારૂં છાપનાર શોધી ગમે તે પગારે રોકો છો, પરંતુ તમારાં બાળકોને વધુ વખત કે સારી રીતે કેળવવા તમે એક કલાક પણ નથી આપતા. તમારા એકલાના જ છોકરાને ભણાવતાં કોઇ શિક્ષક વધુ પગાર માગે તો તમને તે મોંઘુ પડે છે!

'શિક્ષક બિચારો પણ માણસ છે. તેને પણ ઘર-બૈરાં-છોકરાં એ બધું છે. એ બધું પગારે નભાવવા તે સવારથી સાંજ સુધી નોકરી ને ટ્યુશન કરે છે અને એ ઉપરાંત પોતાનાં છોકરાંને કેળવે છે. તેને શું મળે છે તેનો કદી આપને વિચાર આવે છે!

'વળી તેના ઉપરજ છોકરાંનું ભણતર ને ઘડતર છોડી દઇનેજ માબાપો ક્યાં અટકે છે? તેણે કરેલું કામ પણ બગાડે છે! છોકરાને શીખવવા શિક્ષક એક કલાક આવે. તેનો મોટો વખત લેસન કરાવવામાં જાય. થોડો વખત મળે તેમાં તે સંયમ, ન્યાય, નીતિ, સત્ય, શિસ્ત વગેરે પાળવાની વાતો શીખવે. તે જાય. છોકરો ઘરમાં આવે. માબાપ કોઇની જોડે પત્તાંનો જુગાર રમતા હોય કે પડ્યા પડ્યા સીગાર ફુંકતા હોય. પૈસાની રેલમછેલથી બીજા પણ છંદ અને વૈભવ ચાલતા હોય! શિક્ષકની વાતો ભૂલી જઈ કે ફરી કાઢી છોકરો પણ મોજશોખ-વૈભવવિલાસ એમાં જ સાચું જીવન માનતો થઇ જાય! આ રીતે નથી શિક્ષકને સારૂં મહેનતાણું મળતું, તેને યશ મળતો એટલુંજ નહિ પણ તેને જે કરવાનું છે તે કામમાં નથી માબાપનો સહકાર મળતો અને છતાં છોકરાં બગડે તેનો બધો અપયશ તેને મળે છે! આ ક્યાંનો ન્યાય!

'હું નથી સમજી શકતો કે પાંચ પચાસ કે સો બસો રૂપીઆ માટે આખો દિવસ કોઇ વસ્તુ તરફ ગાળનાર એમ કેમ નથી સમજતા કે એ રૂપીઆ કરતાંય છોકરાંનું ઘડતર એ વધુ જરૂરી છે? રાત દિવસ આખી જીંદગી વૈતરૂં કરી મેળવેલી મૂડી અને સાત પેઢીની આબરૂ છોકરાં ખરાબ થશે તો એક રાતમાં નષ્ટ થવાના છે. એ દીવા જેવી સ્પષ્ટ વાત છે છતાં કેટલાં માબાપ દિવસનો એકાદ કલાક ય પોતાનાં છોકરાં સાથે ગાળે છે? આપ આ પ્રશ્નને આ રીતે વિચારી જોશો તો આપને જરૂર સમજાશે કે છોકરાં બગડે તેમાં એકલા શિક્ષકનો દોષ કાઢવો એ ભૂલ છે.'

એક શેઠ બોલી ઊઠયા: 'ત્યારે શું તમારું એમ કહેવું છે કે બધા શિક્ષકો સારું જ કામ કરે છે અને તેમની વિરૂદ્ધ કંઈ જ કહેવા જેવું નથી?'

પેલા ભાઈ: 'ના. મારું એમ કહેવું નથી. શિક્ષકો બધા જ વફાદારીથી પોતાની ફરજો બજાવે છે એમ મારું કહેવું નથી. પરંતુ પોતાની ફરજો વફાદારી અને પ્રમાણિકપણે ન બજાવવા બદલ આપણે જવાબ લેવાનો હોય તો તો શિક્ષક ઉપરાંત આપણે ઘણાના જવાબ લેવા પડશે. દાખલા તરીકે મોટા પગાર લેનાર કેટલા અમલદારો પ્રજાના હિતની દૃષ્ટિએ જ પ્રમાણિકપણે નોકરી કરે છે એમ હું પૂછું છું! આપ બધાને ખરાબ ન લાગે તો હું એમ પૂછું કે શેર હોલ્ડરો અને ઘરાક ભરપૂર નફો આપતા છતાં આપ બધા આપના ધંધામાં કેટલું પ્રમાણિકપણું સાચવો છો તેનો વિચાર કર્યો છે? માબાપ તરીકે દરેક માબાપને પૂછી શકાય કે તમારાં છોકરાં કેવાં થાય તો તમે ખુશી છો એ પણ તમે નક્કી કર્યું છે? અને એ નક્કી કર્યું હોય તો તે રીતે તે ઘડાય તે માટે તમારે પણ રોજના જીવનવ્યવહારમાં કાળજી અને સંયમ રાખી જીવવું જોઈએ, એ વાત તમે સમજો છો? પોતાનો છોકરો જુગારી ન થાય એમ ઇચ્છનાર પિતા જાતે જુગાર રમે તો તેની ઇચ્છા અર્થ વગરની છે એમ આપ સ્વીકારશો કે? આવા તો આપણે આપણી જાતને અનેક પ્રશ્નો પૂછી શકીએ. ખરી વાત એ છે કે સારાં છોકરાંના માબાપ થવું હોય તે માબાપે ઘરમાં છોકરાંની વસ્તી થતાં ઘરને નિશાળ તરીકે સ્વીકારવું જોઈએ. બાળક માત્ર અનુકરણથી ઘણું શીખે છે. એટલે આપણા જીવનવ્યવહારની છોકરાં ઉપર ઘણી જ મોટી અસર થાય છે.

'શિક્ષકે પ્રજાના ઘડતરમાં ઘણો અગત્યનો ભાગ ભજવવાનો છે. પરંતુ શિક્ષક પોતાનું કામ સારી રીતે અને એકાગ્રતાથી કરી શકે તે માટે તેને મળે છે તે કરતાં સારું મહેનતાણું અને મોભો મળવો જોઈએ એમ થાય તોજ શક્તિશાળી અને સ્વમાનપ્રિય માણસો આ ધંધામાં જોડાશે. આ બધું ન થાય અને તેથી પ્રજાના ઘડતરમાં ખામી દેખાય તો તેનો બધો અપયશ શિક્ષકનેજ આપવામાં ભૂલ થાય છે એમ મને લાગે છે.'

દેશમાં જે ભાઈબહેનોનું લવાજમ આ માસે પૂરું થાય છે, તેમને આવતો કાર્તિકનો અંક, લવાજમ નહિ આવ્યું હોય તો, વી. પી.થી રવાના થશે. આ સૂચના સિવાય દરેકને જુદી સૂચના આપવામાં આવતી નથી. માટે જે ભાઈબહેનો નવા વરસે ગ્રાહક રહેવા ન ઈચ્છતાં હોય તે અવશ્ય તે પ્રમાણે લખી જણાવે તેવી વિનંતિ છે.

# ચારુતર વિદ્યામંડળની પ્રવૃત્તિઓ

શ્રી. ભીખાભાઇ કુ. પટેલ

### સહકારી ગણતંત્ર

વલ્લભ વિદ્યાનગરને 'સહકારી ગણતંત્ર'નો નમુનો તૈયાર કરવાની ઉમેદ છે. દુનિયાની અને આપણા વહાલા વતનની ડામાડોળ સ્થિતિમાં હલકટ સ્વાર્થ, વહેમ અને ઇર્ષાને પરિણામે અનેક પ્રકારના વિનાશ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. આપણે તો પૃથ્વી ઉપર 'રામરાજ્ય' સ્થાપવામાં સહાય કરવાની છે. લોકો પ્રેમી જને, એકબીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી થાય, નાત, જાત, ધર્મ, પ્રાંતના વાડાઓ ઓળંગી સારી વસુધા આપણું કુટુંબ બને, અને સઘળાંના સહકારથી સર્વનાં સુખસગવડ માટે નમુનેદાર રચના રચાય એવા પ્રકારનું ગણતંત્ર અહીં ઊભું કરવાની મંડળની ઇચ્છા છે.

અંગ્રેજો તો ગયા. હિંદની ગુલામીની બેડીઓ તૂટી. આઝાદી આવી. પણ પછી? સ્વરાજ્યને સુરાજ્ય બનાવવા પ્રયત્નો કરવા અને તેમાં સફળતા મેળવવી એ સહેલું કામ નથી. આપણું તંત્ર આમ ચાલે તો અંગ્રેજો તો હસે, અને આપણે શરમાવાનું જ થાય. માટે આપણે તો આઝાદીને પચાવનાર અને નવી પ્રજાને સર્જવામાં જરૂરી ભોગો આપનાર માણસો તૈયાર કરવા છે. આપણાં મંડળોનો ઉદ્દેશ આ જ છે. વિચારપૂર્વક તેનું બંધારણ વાંચનાર અને સ્થળ ઉપર ચાલતી પ્રવૃત્તિઓ જોનારને આવું કાંઇક થવાની તૈયારીઓ ચાલતી હોય તેવી ઝાંખી થયા સિવાય રહેશે નહિ.

### વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય

જુન ૧૯૪૭થી મહાવિદ્યાલય શરૂ થયું. તેમાં બી. એ., બી. એસસી. સુધીના લગભગ બધા જ વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. કૉલેજમાં ૫૦૩ અને છાત્રગૃહમાં ૩૩૦ વિદ્યાર્થીઓની સંખ્યા છે. ગૃહમાં ૨૧ બેનો ત્રણ અધ્યાપિકાઓ સાથે રહે છે.

મંડળની પ્રવૃત્તિઓ જંગલમાં જ શરૂ થયેલી હોવાથી, બાંધકામ માટે માલસામાનની અનેક હાડમારી નડી હોવાથી અને કૉલેજ અને ગૃહમાં ધાર્યા કરતાં વધારે સંખ્યા થવાથી અનેક મુશ્કેલીઓનો સામનો કરવાની અને તેમ કરવામાં આનંદ માણવાની અને સરદારશ્રીની ઇચ્છા મુજબ ખડતલ જીવન ગાળવાની તાલીમ પણ મળી. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ નવું જ જીવન જીવવા લાગ્યા. સ્થાપકોની મુશ્કેલીઓ સાથે તેના આનંદોમાં

પણ સર્વ ભાગીદાર બન્યા. સંસ્થાની મુલાકાત લેનાર સર્વને અહીંના કૉલેજજીવનનો આ ચમત્કાર કાંઈક અવનવો અને આકર્ષણીય લાગ્યો. આ જીવન ગાળનાર સર્વ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ આ દિવસોનાં મીઠાં સંસ્મરણો ભવિષ્યમાં યાદ કરી સંસ્થાના ઘડતરમાં પોતે પણ કાંઈક ફાળો આપ્યો છે અને તે બદલ કાંઈક મેળવ્યું છે, એ વિચારથી મગરૂર થશે.

### ઇજનેરી કૉલેજ

કૉલેજ ઉઘડવાની શરૂઆતમાં જ શ્રી. ઘનશ્યામદાસ બીરલાની સૂચનાથી બીરલા એજ્યુકેશન ટ્રસ્ટના મંત્રી શ્રી. પાંડે સંસ્થાની મુલાકાતે આવ્યા. બધી વ્યવસ્થા જોઇ તેમને ઘણો સંતોષ થયો. તેનો અહેવાલ તેમણે બીરલાજીને આપ્યો. તેથી તેમને પણ સંતોષ થયો. એટલે સરદારશ્રીના આમંત્રણથી શ્રી. ભાઇલાલભાઈ અને ભીખાભાઈ દિલ્હી જઈ આવ્યા. પરિણામે એક સુંદર ઇજનેરી કૉલેજ સન ૧૯૪૮ના જુન માસથી શરૂ કરવાનો નિર્ણય થયો. બીરલા કેળવણી ટ્રસ્ટ તરફથી આ માટે સુંદર મકાનો બાંધવા અને પ્રયોગશાળાઓમાં સાધનસામગ્રી વસાવવા આશરે રૂા. પચીસ લાખ ખર્ચ કરવાનું નક્કી થયું. બીરલા ટ્રસ્ટની આ બાદશાહી સખાવતથી મંડળની પ્રવૃત્તિઓમાં અનેરો વેગ આવશે. આ પહેલાં તો બધો ખાલી ખિસ્સાંનો જ ખેલ હતો. તે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી ફત્તેહમંદ રીતે ભજવાઇ ગયો. ચરોતરની સર્વ કોમ અને સ્થિતિના માણસોનો હૃદયપૂર્વકનો સહકાર એ આ ફત્તેહની ચાવી છે.

ઇજનેરી કૉલેજની યુનિવર્સિટીની માન્યતા માટે તા. ૫–૮–૪૭ના રોજ અરજી કરવામાં આવી છે. પ્રયોગશાળાઓ માટે સાધનસામગ્રી મેળવવ ની મુશ્કેલી જાણીતી છે. તેમાં વળી ઇજનેરી કૉલેજ માટે તો મશીનરીની મુશ્કેલીનો વધારો થાય છે. ઇમ્પોર્ટ લાઇસન્સ, સ્ટર્લીંગ અને ડૉલર એક્સચેંજની મુશ્કેલીઓએ તેમાં ઉમેરો કર્યો છે. એટલે જરૂરી ચીજો વખતસર આવે તે માટે બધી વ્યવસ્થા કરવા મંડળના કાર્યમાં રસ લેતા, કાર્યવાહક મંડળના સભ્ય શ્રી. ગોરધનભાઇ પટેલ જાતેજ વિમાન માર્ગે યુરોપ પહોંચી ગયા છે. ઇજનેરી કૉલેજનો પ્રથમ વર્ષનો વર્ગ પહેલે વર્ષે શરૂ કરવનો હોવાથી અને ઘણી સાધનસામગ્રી તો હાલ પણ તૈયાર હોવાથી આશા છે કે શરૂઆત કરવામાં અડચણ આવશે નહિ. ડિગ્રીવર્ગોની સાથે સાથે ડીપ્લોમાના વર્ગો અને બીજા કેટલાક વર્ગો કે જે કારીગરો તૈયાર કરવામાં ઉપયોગી થાય તે પણ શરૂ કરવામાં આવશે. ઓછા ભણતરનો માણસ પણ

તાલીમથી પોતાની શક્તિનો વધુમાં વધુ ઉપયોગ કરી વધુ કમાણી કરતો થાય અને બને તેટલા વધારે માણસોને તેનો લાભ મળે એ ઉદ્દેશ છે. બીરલા એન્જનેરી કોલેજનાં મકાનો, પ્લેન એસ્ટીમેટ માસ્તર સાહેબ ભૂતાની જાણીતી કંપનીમાં તૈયાર થાય છે. દશેરાના અરસામા મકાનનું ખાતમુહૂર્ત થાય તેવી તૈયારીઓ ચાલે છે.

### પાણીના નળ અને ગટર

મંડળે વાસદ, આણંદ, બોરસદ, ચિખોદરા, ઓડની વૉટર વર્ક્સ અને ડ્રેઈનેજની યોજનાઓ હાથ ધરી છે. નકશા તૈયાર થાય છે. તેમાં વાસદ અને આણંદના બધા નકશા તે ખાતાની પૂનાની ઑફિસની સલાહ સૂચના માટે ત્યાં મંડળના ઇજનેરને મોકલી તૈયાર કરાવ્યા છે અને કાગળો કેટલાક માસથી સરકારની મંજૂરી માટે મોકલ્યા છે. સરકારી રીત મુજબ ઝીણી ઝીણી ચીજોની બાબતો હપ્તાથી નીકળતી હોવાથી ઇજનેરોને ખાસ પૂના મોકલી તે પૂરી કરવા અને તેમાં સુધારા વધારા કરવાનું કામ ચાલે છે. આશા છે કે આ યોજનાઓ હવે થોડાક માસમાં મંજૂર થતાં આગળ કામ ચલાવવાની અનુકૂળતા થશે. ઉપરોક્ત બે ગામના અનુભવ ઉપરથી બીજા ગામોના કાગળો અને નકશા તૈયાર કરવામાં અનુકૂળતા મળશે અને ખાતાને પણ તે યોજનાઓ મંજૂર કરવામાં સરળતા થશે.

### બાંધકામ

યોજના મુજબ બાંધકામ આગળ વધે છે. તેમાં પણ રેતી, ગ્રેવલ, ચુના માટે પથ્થર, કોલસી વગેરે લાવવા માટે અનેક મુશ્કેલીઓ નડે છે સતત ત્રણત્રણ ચારચાર માસ સુધી માલ આવતો જ નથી. છતાં બનતી ત્વરાએ કામ ચાલે છે.

બને તેટલા છોકરા વિદ્યાર્થીગૃહમાં રહી અભ્યાસ કરે તે માટે ગૃહનાં અનેક મકાનો બાંધવાની જરૂર પડશે. આ કામને પહોંચી વળવું મુશ્કેલ છે. જુન ૧૯૪૮ પહેલાં એક હજાર વિદ્યાર્થીઓ રહી શકે તેટલાં ગૃહનાં મકાનો બાંધવાં જોઇએ. વખત જતાં બધા મળી ત્રણેક હજાર વિદ્યાર્થીઓ રહી શકે તેટલાં ગૃહનાં મકાનો બાંધવાની જોગવાઇ થવી જોઇએ. આશા છે કે આ પ્રવૃત્તિઓમાં રસ લેનાર સખીજનો ગૃહનાં મકાનો બાંધવામાં આર્થિક સહાય કરી આ આવશ્યક અંગને મદદ કરશે.

વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયના ભોંયતળમાં કોલેજના વર્ગો હાલ તો બેસે છે. મકાન ઘણું મોટું હોવાથી તેમાં જ બધા વર્ગોનો સમાવેશ થઇ ગયો છે. ઉપરના માળના અર્ધા ભાગનું ચણતર પૂરું થઇ ગયું છે.

**વર્કશૉપ**

વર્કશૉપ માટે જરૂરી લગભગ બધાં મશીનો મેળવી દીધાં છે અને તે ગોઠવાઈ ગયાં છે. આગળા, સ્ટોપરો, બરડવાં, વગેરે બનાવવાનું કામ શરૂ થઈ ગયું છે. મોલ્ડીંગ માટે બે મોટા બીડના ભઠ્ઠા તૈયાર થાય છે. તેનું મકાન પણ બંધાય છે. પિત્તળના ભઠ્ઠા તો કામ કરતા થઈ ગયા છે. એટલે આ સામાન તો હવે અહીં તૈયાર થાય છે તેજ બાંધકામમાં વપરાય છે.

સીમેન્ટના નળ હાથ બનાવટથી તેમજ મશીનથી તૈયાર થાય છે. આ નળ દૂરદૂરના ખેડૂતો પણ અહીંથી લઈ જાય છે. એન્જીનના પાણીથી ખેતી કરનાર ખેડૂતો માટે આ ખાતુ ઘણું ઉપયોગી નીવડ્યું છે. છતાં તે માટે અમને સીમેન્ટ અને રેતી હજુ તો મળ્યાં નથી.

જુન માસથી દીવાબત્તી માટે મંડળમાં જ વિજળી ઉત્પન્ન થાય છે. બીજી મશીનરી પણ વિજળીથી ચાલે છે.

**વલ્લભ વિદ્યાનગરના પ્લૉટ**

નગરમાં પ્લૉટ રીઝર્વ કરાવનાર સજ્જનો પ્લૉટ મેળવવા અને મકાન બાંધવા અધીરા થયા છે. વલ્લભ વિદ્યાનગરની બધી જ જમીનના નકશા જમીનના બિનખેતીના ઉપયોગ માટેની પરવાનગી માટે મોકલેલા છે. તે માટે અમારી ઉઘરાણી તો ચાલુ જ છે; છતાં હજુ તેનું પરિણામ આવ્યું નથી. આ યોજનાને મંજૂરી મળતાંજ પ્લૉટ પાડવાનું શરૂ કરવામાં આવશે અને બને તેટલા વહેલા પ્લૉટો આપી દેવા તજવીજ થશે. હતા તેટલા લગભગ બધા જ પ્લૉટો રીઝર્વ થઇ ગયા છે. આણંદથી ખંભાત રેલ્વેની દક્ષિણ બાજુની જમીનનો નગરમાં ઉમેરો થાય તેવો સંભવ છે. આણંદથી વલ્લભ વિદ્યાનગર અને કરમસદ જવા આવવા માટે નવો બંધાનારો પાકો રસ્તો આ જમીનમાં થઈને જ જાય છે. એટલે હવે તો પ્લૉટ રીઝર્વ કરાવવા ઇચ્છનાર સજ્જનોને તે નવી જમીનમાંના જ પ્લૉટ મળી શકે તેવો સંભવ છે. તેમાં પણ માગણી એટલી બધી છે કે પૂરા પૈસા પહેલેથી ભરનારને નામે જ પ્લૉટ રીઝર્વ કરવામાં આવે છે.

---

# ઐરાવતો ક્યાં છે?

### શ્રી લલિતાબહેન ગોરધનભાઇ પટેલ

ગયા શ્રાવણ માસના અંકમાં આવેલા શ્રી. સુમનભાઈ ભા. અમીનના 'ભણેલી બહેનોનું જીવનદર્શન' એ નામના લેખ અંગે મારા વિચારો જણાવવા છૂટ લઉં છું.

ખરે જ! 'આજે પાટીદાર જાતિમાં આંગળીને વેઢે ગણાય એટલી બહેનો ભણેલી છે' અને 'તેય અભણ બહેનોની દશેળામાં છવી રહી છે.' વાત ખરી છે પણ તેમાં વાંક કોનો છે? એ ભણેલી બહેનો સમાજને અનુકૂળ થતી નથી તેમ નથી, પરંતુ કેટલાંક તત્ત્વો તેમને તેમ કરતાં અટકાવે છે. દા. ત. ભણેલી બહેનો તરફ અભણ બહેનોની મોટી સંખ્યા જુદીજ દ્દષ્ટિથી જુએ છે. તે કોઇ વિચિત્ર પ્રાણી હોય તેમ તેની સામે જોઇ હસે અને વાતો કરે એટલે ભણેલી બહેનને પણ તેમના તરફ મમતા ન જ રહે અને તેમની નિંદા અને કૂથલી જેવા નકામા વિષયોથી અલિપ્ત રહી પોતાનું ચિત્ત બીજા સારા કામમાં વાળે. આવાં તો અનેક કારણો હશે.

'વળી ભણેલી બહેનોની મુંઝવણ જૂના અને જડ વિચારમાંથી જન્મવાનું' કારણ તેમનાં માબાપોના મનનીજ સકુચિતતા છે. કેળવણી આપતી વખતે તેઓ પ્રખર સુધારક બની જાય છે અને પાછીથી તેમના રકતમાં રહેલું અને ગળથૂથીમાંથી સાંપડેલું 'પાટીદારપણું' જ્યારે ઉછળે છે ત્યારે એજ બહેનોને ફાળે મુંઝવણ આવે એ સ્વાભાવિક છે. કારણ, તેમનાં માબાપો આની લીપેલી સુંદર રૂઢિઓ અને ધરેડોને છોડી શકતાં નથી અને રૂપાંતરની નવીનતાને અપનાવી શકતાં નથી.

કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે. નાનપણથી જ બાળાઓને 'તું ડોકટર થજે' 'તું વકીલ થજે' વગેરે મહત્ત્વકાંક્ષાઓના મિનારા બતાવવામાં આવે એટલે તે પણ ભણતરને સર્વસ્વ માનીને બીજા કશાનો વિચાર ન કરે અને પછીથી તેમનો સંસાર ભડકે બળે તેમાં તેમનો તો જરાય વાંક નથી.

અને આજની કેળવણી એ શું છે? શાળામાં જુઓ કે કૉલેજોમાં જુઓ, શું શીખવવામાં આવે છે? બીજગણિત, ભૂમિતિ, ભૂગોળ, ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ફિલસુફી વગેરે વિષયો બહેનોને શા કામમાં આવવાના છે? એમાંથી તેઓ જડ રિવાજોનો સામનો કરવાનાં ક્યાં તત્ત્વો એંગ્રી

શકે? ઊલટું, અખતરા કરી કરીને શક્તિ ગુમાવે એજ. વળી આ શિક્ષણ લેવા માટે ક્યાં તેઓ જન્મથી આગ્રહ રાખીને આવે છે? નાનપણથી મગજમાં ભરાવેલા વિચારો માત્ર મોટપણમાં કલ્પનાનું મોટું સ્વરૂપ લે છે. અને પછી આગ્રહ કરે જ ને? કારણ ઊંડાં ઊતરેલાં મૂળ જલદી શી રીતે નાશ પામે? એટલે આજની ભણેલી બ્હેનોની ખામીઓ માટે તેમનાં માબાપો જ જવાબદાર છે, નહિ કે બ્હેનો. જો માબાપો નાનપણથી સારાં સારા પુસ્તકો વંચાવી વ્યવહારિક જ્ઞાન આપે, સંસ્કૃત, માતૃભાષા, દેશભાષા શીખવે, સાહિત્યનો શોખ લગાડે, પુરાણો વગેરે વંચાવે તોય ઘણું છે. શાળા કૉલેજો કરતાં તો તેઓ સીતા, સાવિત્રી, ગાર્ગી વગેરેનાં જીવનમાંથી ઘણું ઘણું શીખશે. જે ધાર્મિક શિક્ષણ બળવાન બનાવે, મનને અને ચારિત્ર્યને ઘડે છે તે રામાયણ અને મહાભારત માત્ર વાર્તાના સ્વરૂપમાંજ ભણેલી બ્હેનોએ વાંચ્યાં હશે.

આપણી 'કલમી કેરીઓ' કેવી છે? વૃક્ષ પરની કેરીને પોષનાર લીંમડો હોય તો પણ તેમાંથી ખેંચેલા જીવનરસમાંથી તે પોતેજ પોતાનો ખોરાક બનાવે છે; જ્યારે આપણી 'કલમી કેરીઓ'ને જીવનરસ ખેંચતાં કેટલું ગુમાવવું પડતું હશે! તેમને તેમના રસ્તામાં તેમનાં માબાપ, ભાઈબહેન અને આખો સમાજ છે. તેમને જરા જેટલી સ્વતંત્રતા આપો અને પછી જુઓ કે કલમી આંબાની કેરીઓ કેટલી મીઠી છે? આજે છે તો કલમી કેરીઓ પણ તે હવા અને પ્રકાશના અભાવે સડી ગયેલી કેરીઓ છે.

ડિગ્રી મળવાથી ફક્ત ભણેલા ગણાય છે. અને તે મેળવવા ઉજાગરા અને શક્તિનો વ્યય થયેલા હોય છે. વાંચી, ગોખી પાસ થવાય છે પણ તેના બદલામાં 'અક્ષરજ્ઞાનની વાક્પટુતા, સુખની સ્વર્ગીય ભાવનાનો ભંડાર, શરીરની નાજુકતા' વગેરે આવે; અને 'મૂગો સંયમ, અટલ શ્રદ્ધા અને શારીરિક સુખાકારી' તો ઘર આંગણે માતા પાસેથી શીખવા જેવી વસ્તુઓ કૉલેજ કે શાળાઓમાં ક્યાંથી મળે? માબાપો એવું શિક્ષણ આપતાં નથી અને શાળા, કૉલેજમાં તે મળતું નથી. પછી આંખો મીંચીને ભણતી બ્હેનોને 'ઘરસંસારના વીંટા'ને ઉખેળવાનું કારણ પણ હોતું નથી એટલે એ બધી બાબતોથી તેઓ અજ્ઞાત જ રહે ને?

વળી 'જડ સમાજના રૂઢિરૂપી ખીલાવાળા દરવાજા'ને તોડવાની વાતો તો આકાશ કુસુમવત્જ રહેવાની છે. કારણ આપણા સમાજમાં 'યુવાન ઐરાવતો'જ ક્યાં છે? જેઓને ધારવામાં આવે છે તેઓતો માત્ર ઐરાવતોનાં

બોજા હશે કદાચ. પછી એ બોજામાં શું શક્તિ બનાવવાનાં ! આજનો યુવાન બધી રીતે પાટીદાર દેખાય છે પરંતુ જ્યારે સુધારાની વાત પોતાને ત્યાં આવે છે ત્યારે અપવાદ સિવાય કાકા, દાદા, મામા કે બાપા આગળ 'ઐરાવત'ને બદલે બકરી બની જાય છે.

અને બહેનો તો હંમેશાં સહકાર આપવા તૈયાર છે. ફક્ત ઐરાવતો તૈયાર કરો. બહેનો તો ફક્ત માર્ગદર્શનના અભાવે શાન્ત છે. 'આંખો મીંચીને ભળ્યે ગએલી' બહેનોને જે વસ્તુનું જ્ઞાન નથી તેનો ખ્યાલ આપીને માર્ગદર્શન કરાવવું એજ સુધારકનો ધર્મ છે અને નહિ કે ભણેલી બહેનોનાં જીવનની આછી રેખા દોરી તેમને જ દોષ આપવાનો. કોઇ પણ સુશિક્ષિત બહેન પોતાના પિતાને માથે ડબલ (ભણાવ્યાનો+પરણવ્યાનો) બોજો નાખવા રાજી ન હોય. પરંતુ તેમની પાસે ઉપાય ન હોવાથી મન દાબી રાખી જોયા કરે છે. માટે આપણા સમાજમાં રૂઢિઓ અને રિવાજોને તોડવાની સલાહ બહેનોને નહિ આપતાં યુવાનોનેજ આપવી જરૂરી છે બહેનો 'ઉંટ' તો શું પણ 'ઐરાવત' બનશે પરંતુ તેમને બલિદાનનો રાહ બતાવનાર યુવકોએ મોખરે કૂચ કરવાની જરૂર છે.



# સ્વરાજ્ય આવ્યું

ઈશ્વર પેટલીકર

[ ૧ ]

અમારા ગામમાં રામા પટેલની જેટલી વાહ વાહ થાય છે તેટલી ભાગ્યે કોઈ ગામમાં કોઇની થતી હોય તો. દરેક એમ જ કહે છે કે આખા ગામમાં રામા પટેલના જેવો કોઇ સુખી માણસ નથી. કહેવાનું કારણ એ છે કે એમના જેવો ગામમાં કોઈ ગરીબ નહિ હોય એવી પ્રથમ એમની સ્થિતિ હતી. રામા પટેલને બાપ પંદર વર્ષના મૂકીને ગુજરી ગએલા. વારસામાં દસ વીઘાં જમીન ગીરો મૂકાઇ ગયેલી હતી, જેની ઉપર એટલો બધો બોજો હતો કે રામા પટેલ છોડાવશે કે કેમ, એ શંકાનો સવાલ હતો.

પરંતુ એકલે પંડે હોવા છતાં રામા પટેલે નાનપણથી ઘરનો બોજો સારી રીતે ઉપાડી લીધો. બાપનો વ્યવહાર તો ગીકું ઉધાર ન આપે તેવો થઈ ગયો હતો, તે એમણે શાખ બાંધી. જમીન તો પારકી ખેડતા હતા, પરંતુ અંગઉધાર સો બસો રૂપિયા ગમે તે આપે તેવી શાહુકારી જાતે

મેળવી. ૩૦-૩૫ વર્ષની વયમાં, પોતાની દસેય વીઘાં જમીન છોડાવી લીધી. જુવાનીમાં ભગવાને બે દીકરા આપ્યા હતા, તે મોટા થતાં રામા પટેલની ખેતી આખા ગામમાં ચડિયાતી થઈ. એ આવકમાંથી બીજી પંદર વીઘાં જમીન મોંઘે પડતી એમણે ખરીદી હતી. સોંઘવારીના વરસોમાં, જ્યારે ખેતીમાં ખોટનો ધંધો હતો ત્યારે રામા પટેલની ખેતી દૂઝતી ગાયની પેઠે ઉપજ આપ્યાં કરતી હતી.

પછી આ લડાઈમાં તો કહેવાનું જ શું? ૭૦-૭૫ સુધી તમાકુના ભાવ ગયા. રૂપિયા જ રૂપિયા! પંદર હજારનો પોતના આગવા કૂવામાં આગવો પંપ મૂક્યો. લોકો વાતો કરવા લાગ્યા કે ભઈ, ભરતામાં ભરાય. ભગવાન આલવા બેસે ત્યારે ચારે બાજુથી આપ આપ કરે છે. મહેનતુ અને સમજુ છોકરા ભગવાને આપ્યા. ઘરમાં બૈરાં પણ એવાં મળ્યાં. રામા પટેલનો સ્વભાવ પણ એવો. કોઈ દિવસ છલકાઇ ગયા નહિ. પૈસાની ખોટી ડાંસ નહિ. લોકોની ખાલી નિંદા નહિ. આટલું સુખ છે તોય રામા પટેલને તો એમનું ખેતર ભલું. દહાડો ઊગે એટલે ખેતરમાં જ હોય.

લોકો એમનો આ ખંતીલો અને ભલો ભોળો સ્વભાવ જોઇ કહેતા કે, ભગવાન કંઇ અમસ્તો નથી આપતો. પાત્ર જોઇને આપે છે. આટલા પૈસા થયા પણ કંઇ પોતાની રહેણીકરણીમાં ફેર કર્યો છે! બીજા ખેડૂતની જેમ જ જૂના બાપના ઘરમાં રહે છે એના ઉપર પતરાં નાખવા જેટલો ફેરફારેય કર્યો નથી. એ જ અજિયાનું કપડું પહેરે છે. એ જ માવજી મોચીના સીવેલા ચાંચોવાળા જોડા પહેરે છે. છોકરાઓ પણ એવા સીધા સાદા છે.

છતાં પૈસો ખરચવાનો આવે ત્યારે પાછા પડે તેવા કંજુસ નથી. ગામમાં ગમે તેને ત્યાં મહેમાન આવ્યા એટલે ચા પીવા એ બોલાવવાના જ. બેઉ છોકરા પરણ્યા ત્યારેય એટલી ધામધૂમ કરી. ભગવાને દીકરી નથી આપી, તે બહેનની ભાણીને પરણાવવાનું આખું ખર્ચ ઉપાડી લીધું. એટલે ઘરની રહેણીકરણી સાદી હતી એનો અર્થ એવો નહિ કે એ કંજુસ હતા. એટલે સામાન્ય રીતે ગામમાં પૈસાદારનું લોકો ભૂંડું બોલતા હોય છે તેવું રામા પટેલ વિષે ન હતું. ગરીબગરબાની એ આવી આંપરી પણ કાઢતા. એમને આંગણે આવેલું કોઇ ચાલતા લગી ખાલી હાથે ન જતું. અને જાય તો એમાં રામા પટેલનો દોષ હશે, એમ કોઈ ન માનતું.

આવા રામા પટેલ લડાઇના વખતમાં ૧૦૦-૧૫૦ અને ૨૦૦ મણ સુધી તમાકુ પકવતા. પંપ રાત દહાડો ચાલતો. અનાજ પાકે એ જુદું.

૧૫૦૦–૧૫૦૦ રૂપિયાની કિંમતના બે જોડ બળદ હતા, બે નોકર હતા, અને પૈસો એટલો બધો વધી ગયો કે તમાકુની ખળી, રામા પટેલ, તમે ઘાલો એમ લોકો એમને આગ્રહ કરતા. લોકોની ગણતરી હતી કે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા રામા પટેલ પાસે રેડીમેડી રોકડા હોવા જોઈએ. હા, ભાઈ, ના શા સારૂ હોય? એની પાસે હોવા ય ધન્ય છે! ભગવાનના આ લાના ય ધન્ય છે! બે પગે હીંડતું દરેક માણસ બોલતું કે, આખા ગામમાં રામા પટેલ જેટલું કોઈ સુખી નથી

## [ ૨ ]

ફક્ત આખા ગામમાં મારા એકલાનો મત એથી જુદો છે. રામા પટેલને હું ગામના વધારે પૈસાદાર માણસ કહું, પણ સુખી નહિ કહું.

ખોટા ખર્ચા ન કરવા, ખોટી ટેવો ન હોવી, મોજશોખ ન હોવા, એ એક સારી વાત છે. પરંતુ પૈસા હોવા છતાં માણસ જીવનની જરૂરી સગવડતા ન ભોગવે તેને હું સુખી ન કહુ. રામા પટેલનું ઘર જોઉં છું તો બીજા ગરીબ ખેડૂતમાં અને તેમનામાં કંઈ ફેર નથી. ગરીબનું ઘર જેટલું 'અસ્વચ્છ છે તેટલું એમનું છે. સાત વર્ષ ઉપર એમનો નાનો છોકરો પરણાવ્યો ત્યારે ચુનાનું પોતું માર્યું હતું એ માપ. બીજા ગરીબ ખેડૂતને જેમ રહેવાના ઘર ભેગાં ઢોર બાંધવાં પડે છે તેમ એ પણ પોતાના રહેવાના ઘરમાં, બધાં નહિ તો દૂઝતી ભેંશ અને પાડી બાંધે છે. એમ છાણની ગંદકી સૌના ઘરમાં છે તેવી એમના ઘરમાં છે.

સાદા હોવું એ એક વાત છે. અને અનઘડ હોવું એ બીજી વાત છે. આ લડાઈમાં રામા પટેલે કમાઈને પંપ મૂકયો. નવી જમીન રાખી, વહુઓને ઘરેણાં ઘડાવ્યાં, દાનપુણ્ય પણ કર્યું હશે. પરંતુ એમના ઘરના રાચરચિલામાં કશો વધારો થયો નથી. એના એ માંકણ ભરાઈ રહે તેવા ખાટલા છે કોઈ સારો ખાટલો વધ્યો નથી. એની એ ગોદડીઓમાં સૂઈ રહે છે. રેનું ગોદડું કે ઉપર ચાદર આવી નથી. મચ્છર સૌના ઘરમાં છે એટલાં એમના ઘરમાં હોય છે.

એમના જમણમાં પણ કંઈ ફેર થયો નથી. બપોરે ગરીબ ખેડુત બાજરીના રોટલા ખાય છે ત્યારે એ પણ એના જ રોટલા ખાય છે. ફક્ત બીજા ઓછા ઘી ઓછું ખાતા હશે ત્યારે એમના ભાણામાં ઘી થોડું વધારે હશે. સાંજે બધાંની જેમ એ પણ ખીચડીને દૂધ ખાય છે. શાકની જરૂરિયાતને

એ શોખ જ માને છે. ગરીબને ઘેરથી બધું દૂધ સંઘે જાય છે ત્યારે એમને ત્યાંથી અર્ધું જાય છે.

ગરીબનાં છોકરાં પૈસાના અભાવે જેમ અભણ રહે છે તેમ એમના છોકરા પૈસા હોવા છતાં અભણ રહે છે! ભણતરને પણ એ શોખ માને છે. ખપ પૂરતું બેચાર આંકડા ભણ્યા એટલે બસ એમ એમની માન્યતા છે. પરંતુ ખપ પૂરતુંય એમના દીકરા નથી ભણ્યા એ એમને ખબર નથી. છોકરાઓ ખેતી કરે છે પરંતુ ખેતી કરવાનું એમને જ્ઞાન છે? જે જૂની ઢબે ગરીબ ખેડુત સાધનના અભાવે ખેતી કરે છે, એ જ ઢબે એ સારા બળદ-ઓજાર રાખી કરે છે. બાકી પદ્ધતિ તો એની એ જ જૂની પુરાણી.

ગરીબનાં બાળકો જેમ મેલાં ગંદાં રહે છે, તેમ એમનાં બાળકો રહે છે. બીજા બાળકો જેમ ગાળો બોલે છે તેમ એ પણ બોલે છે.

આમ રામા પટેલને હું જોઉં છું ત્યારે મને કોઈ રીતે એ સુખી લાગતા નથી. અને આ જાતની દલીલ હું ગામ લોકો આગળ કરું છું ત્યારે કહે છે કે એ બધા સવાદ શહેરના લોકને પોષાય. અમારે ધૂળમાં રહેવું અને ધૂપેલનો, શો સવાદ?

પણ આ સવાદનો સવાલ નથી. આ તો જરૂરિયાતનો સવાલ છે. સ્વરાજ્ય આપણે શા માટે જોઈએ છે? સ્વરાજ્ય આવ્યું છતાં જો આપણે આ રીતે છબ્યા કરીશું તો એ મળ્યાનો અર્થ શો? પરદેશી સરકાર દેશને લૂટતી હતી તે આપણે શું કામ અટકાવવું હતું? એ પૈસા આપણી પાસે રહે તે માટે. આપણી પાસે પૈસા રાખીને જો રામા પટેલની જેમ પૈસાનો કંઈ ઉપયોગ ન કરવાનો હોય તો એ મેળવીને શું અર્થ? પૈસા ખોટી રીતે ઉડાવીને વાપરી નાખવા એ જેમ કુટેવ છે, તેમ પૈસા હોવા છતાં જરૂરિયાતમાં એનો ઉપયોગ ન કરવો એ પણ કુટેવ છે.

કોઈને થશે, આ બધું તો જે શહેરમાં રહીને સુખ ભોગવતો હોય તેને વિચાર આવે. બાકી રામા પટેલ કોઈ રીતે દુ:ખી નથી. એમને આવા દુ:ખનો ખ્યાલ પણ નથી. એટલે સુખનો સવાલ માણસના ભોગવવા ઉપર નહિ, પણ મન ઉપર રહેલો છે.

હું પૂછું છું: 'રામા પટેલને મનથી તો દુ:ખ નથી ને ત્યારે?'
બધા એમના વતી ખાત્રી આપે છે: 'ના.'

તો એક સવાલનો જવાબ આપો: 'રામા પટેલ ૫૦ વર્ષે ત્યારે સાવ

મરડા કેમ થઈ ગયા? દાંતો કેમ બેસી ગયાં? કેડે હાથ દેઈને કેમ ચાલે છે? પહેલાં જેટલું હવે કામ નથી થતું એમ કેમ બૂમ પાડે છે?'

'પચ્ચાસ વર્ષ તે આ કળિયુગમાં ઓછાં છે? પછી ઘરડા ન થાય તો શું થાય?'

મને હસવું આવે છે. બિચારો કળિયુગ!

હું પૂછું છું: 'એમના મોટા છોકરાની વહુને બેઉ સુવાવડો કેમ વસમી પડી? તમે જ કહો છો કે આ વખત તો મરણની ઘાંટીમાંથી બચી'

'એ તો કરમમાં દુઃખ લખ્યું હોય તે ભોગવ્યા વગર છૂટકો છે?'

મેં તે દિવસે કહ્યું: 'કળિયુગનો કે કરમનો એમાં દોષ નથી. રામા પટેલ સુખી નથી એનો દોષ છે. શરીર એ કુદરતનો સંચો છે. એને રોજ ઘસારો પડે તે ખોરાક દ્વારા, આરામ દ્વારા પૂરવો જોઈએ. ખોરાકમાં ચોખ્ખાં હવાપાણી પણ આવી જાય. જો રામા પટેલને અને એમના છોકરાની વહુને પૂરતો પોષણવાળો ખોરાક મળ્યો હોત, આરામ મળ્યો હોત તો કળિયુગેય ન આવત, અને કરમનેય ન આવત.'

એક જણને કંઈક ગળે ઉતર્યું હોય તેમ એણે કહ્યું: 'એવું થોડું ખરું તો ખરું. જાત તૂટી જાય એટલી કાળી મજૂરી કરવાની અને ખાવાનું પૂરતું નહિ.'

મેં હસીને કહ્યું: 'એવું થોડું ખરું નહિ, પૂરેપૂરી ચોખ્ખી હવા, ચોખ્ખું પાણી, સ્વચ્છ અને પોષણવાળો ખોરાક, વગેરેની કિંમત નહિ સમજીએ ત્યાં સુધી આપણે વહેલા ઘરડા થઈ જવાના. રોગનો ભોગ થઈ પડવાના અને દુઃખી રહેવાના. એટલે રામા પટેલ લાખ રૂપિયા કમાયા હોય તો પણ હું એમને સુખી ન માનું.'

'પણ એવું બધું, ગામડાના લોક સુધી સુખ આવશે?'

'ના આવે તો સ્વરાજ્ય આવ્યું ન કહેવાય.'

'સ્વરાજ્ય તો આવ્યું ને?'

'જો એ સાચું સ્વરાજ્ય હશે તો એ સુખ પણ આવશે. એથી વધારે સુખ આવશે.

---

* 'ખેડૂત' માંથી

## સામાજિક જાગૃતિ આવી પણ એને ફળ ન આવ્યાં

હિંદુસમાજમાં કે જ્ઞાતિઓમાં જે કુરૂઢિઓ હતી—છે, તે હોવાનું કારણ પ્રજાની અજ્ઞાનતા એમ માનવામાં આવ્યું હતું. અને એ અજ્ઞાનતા દૂર કરવા માટે ગઇ પેઢીએ પૂરેપૂરી જુંબેશ ઊઠાવી. બાળલગ્ન, કન્યા અને વર વિક્રય, બારમાં, કાણમોકાણ, જાનના ખોટા ખર્ચો ઊંચનીચના ભેદ, નાતોના વાડાઓ. અસ્પૃશ્યતા, વિધવાવિવાહ, આવા અનેક અનિષ્ટો પ્રજાનો વિનાશ કરી રહ્યાં છે તેમ પ્રજાના દિલમાં ઠસાવવાનું કામ ગઇ પેઢીનું હતું. લોકો એને ધર્મ માનતા હતા. એ અંધ શ્રદ્ધામાંથી પ્રજાને જાગૃત કરવી એ ગઇ પેઢીના સુધારકો અને સેવકોનો ધર્મ હતો. રાજકીય આંદોલન પણ એમાં સારો ભાગ ભજવતું હતું. એનું પરિણામ સફળ આવ્યું. લોકોને પોતાની કુરૂઢિઓનું ભાન થયું. એ ધર્મ નથી પણ અંધશ્રદ્ધા છે એમ આજે સૌ કબુલે છે, એ એની સફળતા જ છે. 'પાટીદાર' આજ આટલા વર્ષથી ચાલે છે પણ નાતમાં શો સુધારો થયો? એમ પ્રશ્નો પૂછાય છે. 'પાટીદાર' કે એવા કોઈ પત્રથી જ સુધારો થઇ જાય, એમ માની લેવું એ વધારે પડતું છે. સમાજજીવનને ઘડનારાં અનેક બળો છે, તેમાંનું એ એક વિચારો ફેલાવનારું અને સમાજને વિચારતો કરી મૂકવાનું સાધનમાત્ર છે. અને એ રીતે જોતાં જે અનિષ્ટો છે, કુરૂઢિઓ છે, તેને ઉઘાડી પાડવામાં 'પાટીદારે' મોટો ફાળો ભજવ્યો છે. એ કુરૂઢિઓને પોષનારા પણ એટલું તો કબૂલ કરે છે કે એ ખોટું છે. આ જાગૃતિ થયા છતાં પ્રજામાં કુરૂઢિઓ ચાલુ છે, નવી વધતી પણ જાય છે. જાગૃતિ આવી પણ એનાં મીઠાં ફળ સમાજને જે મળવાં જોઇએ તે ન મળ્યાં, એ આજની સ્થિતિ છે.

## નવી પેઢીનું કામ અશ્રદ્ધા ખંખેરી નાખવાનું છે

હવે નવી પેઢીએ જે કામ કરવાનું છે તે જાગૃતિને સફળ બનાવવાનું. જાગૃતિ આવશે એટલે અનિષ્ટો નાશ પામશે, એ ગણતરી ગઈ પેઢીની સાચી ન પડી. સમાજનો જે વર્ગ જાગૃત થયો, તેણે પણ આચરણ જૂનાં-પુરાણાં ચાલુ રાખ્યાં. કારણ કે, જૂની પેઢીએ અંધ શ્રદ્ધાથી એને પોષ્યાં હતાં, તો નવી પેઢી એને અશ્રદ્ધાથી પોષી રહી છે. કુરિવાજોને એ સમજે છે, કેવું આચરણ કરવું જોઇએ એ એ જાણે છે, પરંતુ એને એ નવા વિચારો ઉપર અશ્રદ્ધા છે. અને એ અશ્રદ્ધા એને નવે માર્ગે જતાં રોકે છે. આજે નાનો નાનો પણ એક વિચારક વર્ગ છે, જે ઉપર ગણાવ્યાં તે અનિષ્ટો જવાં જોઇએ તેમ સાચેસાચ માને છે. પરંતુ આચરણ કરતાં એ પોતે

એટલો પડશે, એ બીજે કંઈ પગલું ભરી શકતો નથી. આ એની અશ્રદ્ધાનું પરિણામ છે. એ અશ્રદ્ધા ખંખેરી નાખવી એ નવી પેઢીનાં બળોનું કામ છે.

## અશ્રદ્ધા કેમ ટકી રહી છે?

જે નાનો વર્ગ આ બધાં અનિષ્ટોને જાણે છે, છતાં પોષે છે તેનું કારણ જીવનમાં જે વિકાસ થવો જોઈએ તે થયો નથી. આપણી કેળવણીની અપૂર્ણતા એ એનું મુખ્ય કારણ છે. આપણી હાલની અંગ્રેજ ઘડેલ કેળવણીનો ઉદ્દેશ કારકુનો પેદા કરવાનો હતો. અને એ દૃષ્ટિએ એ સફળ થઈ છે. એ કેળવણીએ આપણને સ્વતંત્રતાનો અર્થ શીખવ્યો પણ તેને માટે મરી ફીટવાની ભાવના જાગૃત ન કરી. એણે આપણને સંસ્કારનો અર્થ સમજાવ્યો પણ એ આપણા જીવનમાં આવે તેવી તમન્ના ન પ્રગટાવી. એણે આપણને સમાજની કુરૂઢિઓ સમજવા જેટલો બુદ્ધિવિકાસ કર્યો, પણ તોડવાની શ્રદ્ધા ન આપી. આપણને પૈસા કમાવાનો ધંધો શીખવ્યો, પણ કમાણીનો સદુપયોગ ન પ્રેર્યો. ટૂંકમાં, આજની અંગ્રેજી કેળવણીએ ભણાવ્યા ખરા પણ ગણાવ્યા નહિ. અને એને લીધે આપણામાં અશ્રદ્ધા ટકી રહી છે.

## એનો ઉપાય કેળવણીમાં ક્રાન્તિ

હિંદ આઝાદ થયું છે. આઝાદીને પચાવવા આઝાદ પ્રજા જોઈએ. પ્રજાના લોહીમાં આઝાદી લાવવી હોય તો તે કેળવણીદ્વારા એને મળવી જોઈએ. ગુલામી પોષતી આ કારકુની કેળવણી જવી જોઈએ. આઝાદ હિંદનું હાથ ધરવા જેવું એ પહેલું કામ છે. એ કેળવણી જ દેશમાંથી ભૂખમરો, અજ્ઞાનતા, અને આપસ આપસનાં ઝેર ટાળશે. એ બધું ચાલુ રહે તો જ પોતાનું રાજ્ય ચાલે માની અંગ્રેજ સરકારે હિંદને અંધારી બાંધી હતી. એ જાય એટલે પ્રકાશ લાધે. વ્યક્તિનો બધી દૃષ્ટિથી વિકાસ થાય. એ વિકાસ નવી પેઢીની અશ્રદ્ધા ફેંકી દેશે.

## સમાજ અને વ્યક્તિ

સમાજમાંથી કુરૂઢિઓ કે અનિષ્ટો નાબુદ કરવા અત્યાર સુધી આપણે સામુદાયિક આંદોલનો જગાવતા હતા. એકલ દોકલ વ્યક્તિ કંઈ કરે તેનો કશો અર્થ નથી, સમાજનો મોટો ભાગ પગલું ભરે તો જ અસર થાય, એમ માની આખા સમાજને અનુરૂપ કાર્યક્રમ ઘડાતા. પરંતુ એ રીતને હવે વળગી રહેવું નવી પેઢીને માટે બરાબર નથી. દિવસે દિવસે સમાજની વ્યક્તિ ઉપરની પકડ ઢીલી થતી જાય છે. સમાજ પણ પહેલાં વ્યક્તિનું જે હિત જોતા તે

હવે જોતો નથી. પરીણામ એ આવ્યું છે કે દરેક પોત પોતાના ઘરના પટેલ થઇ ગયા છે, છતાં સમાજનું જે કંઈ જોર દેખાય છે તે વ્યક્તિમાં અશ્રદ્ધા છે તેનું પરિણામ છે. સમાજ રિવાજોની દૃષ્ટિએ ભલે ટકી રહેલા દેખાય, પરંતુ સમાજજીવન છિન્ન ભિન્ન થઇ રહ્યું છે. એનું કારણ જુદે જુદે સ્થળે થતો જતો વસવાટ. એટલે સમાજ પાસે એવી કોઇ શક્તિ નથી કે જે વ્યક્તિ પાસે અમલ કરાવે. વળી વ્યક્તિને સમાજ પ્રત્યે એવી શ્રદ્ધા નથી કે જે એના બોલને શિરોમાન્ય રાખે. સમાજને ઘડવા માગતી નવી પેઢીએ આ ભેદ ખાસ લક્ષમા રાખવાનો છે અને ઘડતરમાં જુદાં જુદાં બળોએ એ દૃષ્ટિએ કામ કરવાનું છે એટલે સમાજના વિકાસ માટે આજે વ્યક્તિનાં વિકાસ, ઘડતર તરફ પ્રથમ ધ્યાન આપવાનું છે. સમાજનો અમુક વર્ગ સુધરશે એટલે વ્યક્તિ સુધરશે એ ગઇ પેઢીની સમજ બરાબર હતી – જ્યાં સુધી સામજની પકડ વ્યક્તિ ઉપર હતી ત્યાં સુધી., પરંતુ આજે એમ વિચારી કામ કરવું પડશે કે વ્યક્તિ સુધરશે તોજ સમાજ સુધરશે. વળી અત્યાર સુધી સમાજનાં ઘડતરબળોએ વ્યક્તિને સામાજિક બાબત અંગેજ સુધારવાનો મોટે ભાગે પ્રયત્ન કર્યો છે. પરંતુ વ્યક્તિને બે જીવન છે, અંગત ને સામાજિક, અને બંને પરસ્પર ગૂંથાયેલાં છે. અત્યાર સુધી એક તરફી લક્ષ આપ્યું છે એટલે આ પાસુ જાગૃત થયું છતાં અંગત જીવન સમૃદ્ધ ન હોવાથી એણે પ્રગતિ ન કરી. એટલે વ્યક્તિમાં સામાજિક પ્રગતિ કરાવવી હોય તો અંગત જીવન પણ પ્રગતિશીલ હોવું જોઇએ. એટલે વ્યક્તિને ઘડવા માગતાં બળોએ એ બને તરફ એક સરખી દૃષ્ટિ રાખીને કામ કરવાનું છે.

**વળી જ્ઞાતિઓ હવે લગ્ન પૂરતી રહી છે**

આજે જ્ઞાતિઓ હયાત છે. છતાં એક પેઢી પહેલાં એ જે રૂપે હતી તે રૂપે હાલ નથી. જ્ઞાતિઓ પાસે સરકારી સત્તા જેવી જે સત્તા હતી તે ચાલી ગઇ છે. ગોળ, વાડા કે કુંડાળાંના આગેવાનો એક દિવસ ધાર્યું કરી શકતા હતા. આજે એ તાકાત એમની તૂટી ગઇ છે. એનું કારણ, પ્રજાનો થોડો ભાગ પણ બહાર વસતો થયો એટલે તેને ડરાવવાનું સાધન ન રહ્યું. વળી જાગૃતિ પણ વધતી ગઈ. જ્ઞાતિઓ એટલે અમુક ધંધો કરતી પ્રજા, એ અર્થ પણ ઊડી ગયો. ગમે તે નાત ગમે તે ધંધા કરતી થઈ, વસતી થઇ એટલે એ પ્રમાણે એનામાં બહારની હવા આવી. પરિણામે આજે જ્ઞાતિ, ગોળનો અર્થ કન્યાની લેવડદેવડ પૂરતો થઇ ગયો. નવી પેઢી અ ઝાદ હિંદમાં એટલી મર્યાદા પણ લાંબો વખત ચલાવી લેશે એમ લાગતું નથી. અસ્પૃશ્યતા,

મૂડીવાદ, જમીનદારી અને એવા પ્રજામાં ધાર્મિક અને આર્થિક ભેદભાવો ઉત્પન્ન કરતાં અનિષ્ટ કાયદા દ્વારા નાબૂદ કરવાના પ્રયત્નો હિંદમાં ચાલી રહ્યા છે. હેલ્લે મુંબઈની ચાલુ ધારાસભામાં હરિજન મંદિર પ્રવેશ બિલ પણ પાસ થઈ ગયું છે. થોડો વખત કાયદાનાં પરિણામ કદાચ નહિ દેખાય. પરંતુ સરકાર તરફથી એને ટેકો મળતો જવાથી એ સફળ થયા વગર નહિ રહે. એ રીતે સામાજિક ભેદભાવો ભુંસી નાખવાના પ્રયત્નો થવાના છે. મદ્રાસ ધારાસભામાં નાતજાતના ભેદ ભાવને મિટાવનારું બિલ લાવવાનો પ્રયત્ન થાય છે. એટલે આઝાદ હિંદમાં જે લગ્ન પૂરતી જ્ઞાતિઓ આજે ટકી રહી છે તે કેટલુંક આયુષ ભોગવશે, તે કહી ન શકાય. આ પરિણામ વહેલું આવે કે મોડું એ પ્રશ્ન ખાસ મહત્ત્વનો નથી. એ આવવાનું છે જ, તે પ્રશ્ન મહત્ત્વનો છે અને તે એટલા પૂરતો કે એ સ્થિતિ વિચારી જે પ્રજા આજથી પોતાનું ઘડતર કરશે, તે જ ભવિષ્યમાં વિકાસ સારો સાધી શકવાની છે.

### પચ્ચીસમા વર્ષમાં પ્રવેશ એ માસિકનો સુઅવસર છે

દોઢસો વર્ષની ગુલામીમાંથી હિંદ આઝાદ થયું છે તે હિંદનો સૌથી મોટો સુઅવસર છે. એ રીતે હિંદી પ્રજાની પેઢી નવી શરૂ થાય છે. એ સમયે માસિકને પણ નવી પેઢીમાં પ્રવેશવાનો સુઅવસર પ્રાપ્ત થાય છે. 'પાટીદાર' ને રૂપાંતર કરવાની ઉમેદ આજથી ત્રણ વર્ષ ઉપર મેં તેને હાથમાં લીધું ત્યારની હતી. પરંતુ તે વખતે તંત્રી તરીકેનો કંઈ અનુભવ ન હતો. આજે ત્રણ વર્ષને અંતે હું પૂરો અનુભવી થઈ ગયો છું એમ પણ નથી. છતાં જે કંઈ યત્કિંચિત્ અનુભવ મળ્યો છે, અને મેં નહિ ધારેલો તેટલો બધા આપ સૌનો-ગ્રાહકો, વાચકો, લેખકો, અને શુભેચ્છકોનો-સહકાર મળ્યો છે, તે બંને સ્થિતિ આ ચોથા વર્ષે તે પગલું ભરવા હિંમત આપે છે. વળી કાગળની મુશ્કેલી એ પણ મોટી મર્યાદા હતી. ન્યૂઝ પ્રિન્ટ કાગળ કંટ્રોલમાંથી છૂટો થયો હોઈ નવા વરસથી માસિકનાં પૃષ્ઠોમાં વધારો કરવાનો ઇરાદો રાખ્યો છે. આજની મોંઘવારીમાં એ વધુ પડતું સાહસ છે. પરંતુ ઉપર નવી પેઢીની પરિસ્થિતિ દર્શાવી તેને અનુરૂપ માસિકને રૂપાંતર કરવું હોય તો પૃષ્ઠ સંખ્યા ન વધે ત્યાં સુધી તે સમૃદ્ધ ન થાય. એટલે છેલ્લા ત્રણ વર્ષમાં મેં નહિ ધારેલો તેટલો બધો સહકાર જે મળતો રહ્યો છે તે ઉત્તરોત્તર વિશેષ મળતો રહેશે એવી શ્રદ્ધાથી એ સાહસ કરવાનું નક્કી કર્યું છે

### 'પાટીદાર'ના રૂપાંતરનું લક્ષ

આજે આપણે જેમ લગ્ન કે એવાં રૂઢિ રિવાજ પૂરતા પાટીદાર રહ્યા